શ્રી રઘુવીર સમર્થ.

સદ્‍ગુરૂ શ્રી કૃષ્ણરામ માહારાજ.

કૃત.

# મહાકાવ્ય.

શ્રી

ભક્તિ જ્ઞાન પ્રસારક ગ્રંથ.

## ભાગ ૧ લો.

પ્રસિદ્ધ કર્ત્તા.


રામદાસી હરિવલ્લભ નારાયણ મહારાજ.

મુકામ-અમદાવાદ સારંગપુર કાકડાની પોળ સામે

શ્રી રણછોડજી મંદિર.



પ્રત ૧૦૦૦, પ્રથમાવૃત્તિ.

સંવત્ ૧૯૭૧. સન ૧૯૧૫.

શ્રી સત્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસમાં ડાહ્યાભાઈ શંકરાભાઇ ગાંધીએ

છાપ્યું. ઠે. ખાડીઆમાં—અમદાવાદ.

કિંમત રૂ. ૧-૪-૦ પોસ્ટેજ જુદું.

શ્રીગણેશાયનમઃ

# પ્રસ્તાવના.

ભજન, પદ વીગેરે બનાવવામાં પુષ્કળ કવીયો જોવામાં આવે છે. પરંતુ જેવી રીતે વર્ણન કરી ઉપદેશ કરે ને પોતેજ સ્વધર્મ પાલનકર્ત્તા હોય તેમનું વચન કલ્યાણકારક છે. પરંતુ એવા સ્વધર્મનીષ્ઠ ઉપદેષ્ટા ઘણાજ કમી હોય છે વચન છે કેઃ—

परोपदेशे कुशला द्रष्यन्ते बहवो नराः
स्वधर्म मनु वर्त्तन्ते सहस्त्रेष्वपि दुर्लभाः ॥

પોતેજ સ્વધર્મનિષ્ટ જેમકે, મહાન્ સાધુ પુરૂશ, નરસિંહ મહેતા, મીરાંબાઈ, તુલસીદાસ, સુરદાસજી, સમર્થ રામદાસ સ્વામી, તુકારામ બુવા, વીગેરેની વાણી પ્રાસાદીક છે, તેવી રીતે અમદાવાદમાં ભટ મેવાડા જ્ઞાતીમાં માહાન્ પુરૂષ દેવીભક્ત વલ્લભ થયા. તેમના ભાઈ ધોળા નામે હતા. તેઉ બંને મુર્ત્તી સાક્ષાત્ દેવીભક્ત હતા. તેથી વલ્લભ ધોળા, એ નામથી જગત્ પ્રસીદ્ધ છે. તેઓ સાક્ષાત્ જગદંબાને અવતાર હતા. તે કહેવાને કોઇ પણ પ્રકારે શંકા લેવા જેવુ છેજ નહીં, કે જેની અગાધ ધુની અરણ્ય જેવા માહાન્ શ્રીઅંબાજીના સ્થાન પ્રત્યે જેનો અહરનીશ જયજયકાર ઉચ્ચાર થયે જાય છે તેમજ શ્રીબહુચરાજી માતાનું સ્થાન છે ત્યા જેનો અહરનીશ જયજયકાર શબ્દ બોલાયા કરે છે, તો જેની કીરતીના ઘોષ સર્વ જગતમાં થયાં કરે છે તે માહાન્ પુરૂષનું નામ ગયું નથી પરંતુ સદા સર્વદા તેઓ અમર છે.

દેવી તથા વિષ્ણુ ભકતોને પણ દેવી વીગેરેના અભેદ ભક્તી થવી જોઈએ અને અભેદભાવના સાથે ટેક ભક્તી કેવી રીતે કરવી તે પ્રસિદ્ધ કરવા પરમાત્માયે સવત્ ૧૯૨૪ માં કૃષ્ણારામ માહારાજને જન્મ આપ્યો. અને તેઓએ મુખ્યત્વે કૃષ્ણભક્તી સ્વીકારી,

અભેદ ભાવના રાખી પ્રત્યેક દેવના પદ રચ્યાં છે. તેથી સ્પષ્ટ જણાશે અને એટલે સુધી કે તેઓને અમદાવાદમાં એક મુસલમાન પુરૂષ મળેલો અને વિનંતી કરેલી કે સબ દેવો કે, ભજન આપ બનાતે હો, તબ હમેશ અલ્લાકા ભજન કયૌં નહી બનાતે હો ? એટલુંજ તેઓનું પ્રેમ પૂરતુસર વચન સાભલતાંજ પદ રચી બનાવ્યું. તે કીર્તન નંબર ૧૫૦ એ છે (બદેનીબાજલેના મેરી સલામકું એ વિશેની ગજલ છે) આવા મહાન્ પુરૂષના કાવ્ય પ્રગટ કરવા સારૂ ઘણા હરીજનોનો આગ્રહ થયાથી તેમની વાણી પ્રસીદ્ધ કરવા પ્રયાસ કર્યો છે. પુસ્તક મોટું થઈ જાય એ હેતુથી તેના બે વિભાગ કરવામાં આવેલા છે.

પ્રથમ ભાગમાં ઉપદેશના, શંકરના, દેવીના, તથા કૃષ્ણ ભક્ત મહાન્ પુરૂષ **દયારામભાઈ** ડભોઇવાસી તેમના વીષે કેટલાક પદ રચ્યા છે. સ્રી પુરૂષની શીક્ષા તથા ધર્મશાસ્રની શીક્ષાઓ.

બીજા ભાગમાં-ઇશ્વરપ્રાર્થના, તથા પ્રાર્થનારૂપે ઉપદેશ, અને કેટલાક દક્ષણી ભાષામા તથા સમસ્યા, તથા સંસ્કૃત ભાષાના ને રામજન્મ, કૃષ્ણજન્મ, વીગેરે દશે અવતારના ચરિત્ર વેદાંત વીગેરે

**કૃષ્ણરામ** માહારાજે પદનારાગનું નામ, દેશી, એવુ લખ્યું છે-ને જ્યા રાગ બદલાય કે દેશી બીજી કે દેશી ફેર એવી સંજ્ઞા આપી છે અને અનેક પ્રકારના રાગો રાખેલાં છે. તેમાં વીષેશે કરીને દરેક રાગના ચાર પદનો ક્રમ રાખેલો છે. પરંતુ વીષયવાર પદની રચના રાખવાથી આ પુસ્તકમાં ચાર પદનો ક્રમ રહેલો નથી તેથી રાગના નામ લખેલા નથી. આ પુસ્તક લખવામાં દોષ માલમ પડેતો સુજ્ઞ પુરૂષ હંસવત ત્યાગ કરી સાર ગ્રહણ કરશે એવી આશા છે.

આ મહાન્ સાધુપુરૂષ **કૃષ્ણરામ** માહારાજની વાણીના પુસ્તકનો ઉપયોગ થવાથી મારો શ્રમ સાર્થક થયો માનીશ.

તેમજ આ પુસ્તકની જે રકમ પ્રાપ્ત થશે તે સર્વ અમદાવાદ-સારંગપુર ફાફડાની પોળ સામે સાધુ પુરૂષ-**નારાયણ** માહા

રાજનું—શ્રી રણુછોડજીનું મંદીર છે, તે મંદીરમાં શ્રીરણુછોડજીની સેવામાં ઉપયોગી થશે.

માટે એક પંથને દોકાજ સમજી. દરેક સજ્જન પુરૂષ આ પુસ્તકનો ઉપયોગ કર્યાવગર રહેશે નહીં એવી આશા રાખું છું.

આ પુસ્તક સર્વે વીષય ઉપર લાગુ છે તેમ ધર્મ શાસ્ત્રનો બોધ સહજ રીતે થાય તેમ છે. આ માહાન્ પુરૂષની વાણી ઘણીજ ઉત્તમ છે, તેમજ હરી કથા કરનાર માણુસો આ માહાન્ પુરૂષની વાણીના અનેક દાખલાઓ આપે છે. તેથી ઉપદેષ્ટાઓ તથા વ્યાખ્યાન કરતાઓને ઘણુંજ ઉપયોગી છે કેમકે દરેક વી-ષયપર કીર્તન લાગુ પડે તેમ છે.

સદગુરૂ કૃષ્ણુરામ માહારાજ ક્યારથી ક્યાં સુધી રહ્યા તથા તેમના પછી નારાયણુમાહારાજ થયા વીગેરે બાબત તેમનું ટુંકમાં જીવન ચરીત્ર આ પુસ્તકમા રાખવામા આવેલું છે.



# મહાન્ સાધુ પુરૂષ.

## કૃષ્ણુરામ માહારાજનું જીવન ચરીત્ર.

આ સાધુપુરૂષ **કૃષ્ણુરામ** મહારાજનો જન્મ ભટ્ટ મેવાડા **બ્રાહ્મણુ** જ્ઞાતીમા **અમદાવાદ** રાયપૂર .મકેરીવાડામાં ભક્તીરામને ત્યાં વીક્રમ સંવત્ ૧૮૨૪ મા થયો હતો. પૂર્વે ભટ્ટમેવાડાજ્ઞાતિમાં બે પરમ દેવી ભક્ત વલ્લભ ધોળા નામે થયા છે. તેમનું જોડકું અમદાવાદના આબાલ વૃદ્ધોના મુખે સંભળાતું આ બ્રહ્મામહેષના યુગળમા વિષ્ણુસ્વરૂપ **કૃષ્ણુરામ** માહારાજે પોતાનું મોતી પરોવ્યું. અને ભટ્ટમેવાડાજ્ઞાતિમા એક અનુપમ ત્રિમૂર્તિસ્થાપી આ અલૌકીક સજ્જનોનાં નામ અને ગુણો આ જ્ઞાતીના ઈતીહાસમાં ચિર સ્મરણીય છે.

ભકૃતીરામનું કુંટુબ વિશાળ નોહોતું ને પુર્વજોની સંપત્તીમા એક પ્રાચીનઘર અને કલંક રહીત નામ માત્ર મળ્યુ હતુ તેમના પુત્ર **કૃષ્ણુરામ** મહારાજને પિતૃધનરૂપે આજ પ્રાપ્ત થયું હતુ. ભકતીરામ પુત્ર દર્શનને આશરે ત્રણેક વર્શ થતાજ સ્વર્ગવાસી થયા અને **કૃષ્ણુરામ** માહારાજ પોતાના નાહાનાભાઇ શંભુરામ સાથે ત્રાજ ગામમા પોતાના મોસાલમાં રહેવા લાગ્યા. તેમનું ઘણુંજ નાહાનુ વય તેમના મોસાલમા નીરગમન થયું.

તેમના પદ કીરતનની વાણીથી મીશ્રિત થતાં ગ્રામ્ય શબ્દ આ કાળને આભારી છે. તેઉની તીવ્ર બુદ્ધિ પોતાના યોગ્ય પોષણ આસપાસ મેરૂની પ્રકૃતી દેવીના રમણીય ઉદ્યાનમાથી મેળવતી તેમજ તેમની નૈસર્ગિક કાવ્યશક્તી ગામડાના રવિના કીરણોમા વીકસતી હતી બારેક વર્ષની ઉમરે જન્મ ભુમીમા તેમનું આવવું થયું શેહેરની પદ્ધતી અનુસાર અને બ્રાહ્મણુ ધર્મના તત્કાલીન સંપ્રદાયને યોગ્ય તેમને દેવ ભાષાનું (સંસ્કૃત) શીક્ષણુ મળ્યુ સસ્કૃતમા અને વીશેષમાં વ્યાકરણુ વીષયમા તેઉની નીપુણુતા અગાધ હતી. શાસ્ત્રના વિવાદોમા પ્રસંગે પ્રસંગે

તેઓ વાદી અથવા પ્રતીવાદીનું પદ સ્વીકારતા. આ વાદવીવાદનો રસ પોતાને થોડા કાળ પછી અસ્ત થયો અને તેમના એક કીર્તનમાં પદાર્થ સંશોધન ત્યાગી પદની શુદ્ધી સ્થાપન કરવામાં આગ્રહી પંડીત મળ્યો તેની ભર્ત્સના જવલિત નિરૂપી છે.

સોળ અથવા સત્તર વર્ષની વયે તેમનો વીહવા થયો આ પ્રસંગના સંબધમાં કવીત્વના અને ભક્તીના બીજો અંકુરી નીકલ્યા. **કૃષ્ણુરામ** માહારાજની માતુશ્રીયે અને ફૈઈએ પોતાના પુત્રના લગ્ન થયે નવ યુગલને **શ્રીબહુચરાજી** માતાએ પગે લગાડવા બાધા રાખી હતી થોડા દીવસ બાદ માતુશ્રીયે પોતાની પ્રતિજ્ઞા જણાવી

**કૃષ્ણુરામ**માહારાજમાં ભક્તીનો રસ છલકાતો હતો. પોતાનું હ્રદય હ્રદયેશ્વરથી સંલગ્ન થયું હતું. પરંતુ અપુર્વ ભક્તિને આધીન બની દેવદેવીઓએ પોતાના ભક્તોના સંકટ નીવારયા હતા. તે કથાઓ હજુ શ્રદ્ધાળુ હ્રદયવાળા માને છે. પોતાની ભક્તીની તુલના કરવાનો આ માહાત્માનો વીચાર થયો અને એક નીષ્ઠાયે **શ્રીબહુચરાજી** માતાને પ્રત્યક્ષ સનમુખ બોલાવી તેમની આજ્ઞા લેવા સકલ્પ સાધ્યો. તેમની આ શ્રદ્ધાને ભક્તીયુક્ત એક નીષ્ઠા દેહાત પરીયંત રહી અને ઉત્તરાવસ્થામા ઉપનીષદ્‌ના બ્રહ્મ તરફ ઢળી છતાં નીરગુણ કરતાં સગુણ બ્રહ્મોપાસનામાં વિશેષલેતી પછી માતાજીને મનમાં સંકલ્પ દ્વારા આમંત્રણ મોકલ્યું આ પ્રસંગનું વરણન

"શ્રી ગણપતીને કરી ધરી ચીત્તમાં ધ્યાન"

આ કીરતનમાં છે આ પ્રમાણે ચચલાયમાન ભક્તીયે માતાજીને પ્રસન્ન કર્યા ને હુકમ આપોતો આવુ આ પ્રસંગનું વરણન.

"હુકમદીજીયે માત ભવાની હુકમ દીજ્યે."

આ કીરતનમાંથી તે હકીકત મળી આવે છે. વ્યાકરણ સાથે જ્યોતીષનો પણ સારો અભ્યાસ તેમણે કર્યો હતો ને ઇષ્ટદેવની સીદ્ધિના બળે તેમનુ ભવિષ્ય કથન સત્ય પડતું. પછી ધનની ઇચ્છાયે તેમણે દક્ષિણ તરફ પ્રયાણ કર્યું તે સમયે બાજીરાવ પુ-

નાની ગાદ્દી માટે પ્રયત્ન કરતા હતા. પુનામાં આ ગુજરાતી માણુસને કોઇયે માન્ય તો આપ્યું નહીં પરંતુ ભિક્ષુક વૃતિ પણુ બધ કરી ધર્મશાળામાં મુકામ છતા અનેક દુઃખો સેહેવા પડતાં પણુ આ દુઃખનો અનુભવ તેમના પછીના આવનાર મનુષ્યને નથાય એ ઇચ્છામજબુત થઈ અને પ્રસંગ આવે અખીલ ગુજરાતી બ્રાહ્મણુ વર્ગની અમુલ્ય સેવા તેમના હાથે બજવાઇ. પુનાંમાં થોડા દીવસમાંજ એમની કીર્ત્તિ પ્રસરવા લાગી અને બાજીરાવના રાજયા રોહણુનું ભવિષ્ય દર્શન ( કથન ) અક્ષરશઃપ્રત્યક્ષ મલ્યુ. આ વિદ્વત્તાના સત્કારરૂપે બાજીરાવે હઝારો રૂપીયાની ભેટ આપવા ઇચ્છિા પ્રદર્શિત કરી પરતુ આ પુણ્યશ્લોકને આટલા ધનની અભીલાષા નોહોતી તેથી અશમાત્રથી સતોષમાની બાકીના ધનનો વ્યય કોઇ ગુજરાતી બ્રાહ્મણુ આવે તેને સત્કાર મળે એવો નિયમ તેમણે કરાવ્યો હતો. આ ઉપરથી તેમના ઉદાર બુદ્ધી અને નિસ્વાર્થ વૃત્તિ તેમના બીજા અનેક જીવન પ્રકરણોમા ઝળકી ઉઠે છે.

તેમણે મહાત્માઓ પ્રતિ **वसुंधव कुटुंवकम्** આ સુત્રને પોતાના જીવનના હેવાલરૂપ વૃત્તીયે સરલ અને બુદ્ધી ગમ્ય બનાવ્યું છે. .સમગ્ર વસુધા નહીં તો ગુજરાતી બ્રાહ્મણુ સમાજ તેમનુ કુટુંબ હતું એ તો આથીજ સ્પષ્ટ જણાય છે

આ દક્ષીણુ પ્રદેશના પ્રવાસથી તેમને **"સમર્થ રામદાસ** સ્વામીના શિષ્ય **નૃસિંહરાજ** માહારાજનું દર્શન સ્વપ્નમા થયુ, ને સમર્થ રામદાસી સપ્રદાયની દીક્ષા લેવા આજ્ઞા થઈ, પછી તેમણે તે સમયના ગાદીપતી મુકુંદ રાજ માહારાજ પાસે ગુરૂ ઉપદેશ લીધો, તે દીવસથી તેઓ અને તેમના વંશજો ' **રામદાસી"** કહેવાય છે. તેમની ગુરૂ વીષે ઇશ્વિર ભાવના હતી. તે સંબંધીના વાકય કીરતનમા બતાવે છે તે

"સંસારી પણુ સગ નહી સંસારનો
દુર રહે જેહેના દરશનથી દોશ જો
સાભળજ્યો શાહાણ્યુાજન શીક્ષા શાસ્રની"

બીજા સંસ્કૃત કીરતનમાં વર્ણવેલ છે તે.

"શ્રી સદ્‌ગુરૂં બ્રહ્મતનું નૌમીનરરૂપમ્"

મતલબ ઉપરના વરણુન પ્રમાણે ગુરૂ મળે તોજ શીષ્ય થયે લાભ છે.

**અમદાવાદ**મા આવતાજ તેમને સારગપુર ચકલામાં જે હાલ ગોરધનનાથજીનું મંદીર છે તેનો અર્ધ ભાગ ગણેશપુરી સાધુના ગુરૂએ અરપણ કર્યો હતો. બાકીનુ કેટલાક વર્ષ પછી તેમના મુખ્ય શીષ્ય નારાયણ માહારાજને ગણેશપુરી સાધુએ અરપણ કર્યું. દીવસે દીવસે ભક્ત મંડળીમા વૃદ્ધિ થતી હતી. તેથી વીશાળગ્રહની તેમને જરૂર જણાવવા લાગી. તે વખતે લાખીયાની પોળના નાકે ગોપાળભાઈની હવેલીના નામથી પ્રસીદ્ધ મકાન તેઓએ ઘરાણે રાખ્યું હતું.

આસમયના એઓશ્રીના જીવનમા જાણવા યોગ્ય બનાવો બન્યા નથી. કેમકે પ્રતીષ્ઠા અને કીરતી પ્રસરતા હતા. અને માનસીક અભ્યુન્નતીમા ઉચ્ચ ભુમીકા પ્રાપ્ત થઇ હતી અને તેમના ધાર્મિક વીચારો એકેશ્વર વાદી તરફ વળ્યાં હતાં. અને સંકુચિત ધાર્મિક મર્યાદાએ વિશાળ બ્રહ્મદ્રષ્ટીને જગો આપવા શરૂવાત કરી હતી. બ્રહ્મા; વિષ્ણુ, મહેશ્વર, એ પરસ્પર ભિન્ન દેવતા નથી પરંતુ એક મહાન પરબ્રહ્મની વિધાવેધ શક્તિઓને અંગે તેમના નામ માત્ર જુદા છે એ વિચારો ધાર્મિક ગ્રંથોના મંથનથી નવનીતરૂપે પ્રગટ થવા લાગ્યા હતા. પરતુ આ સમયની મનઃ પ્રવૃત્તિ પારલૌકિક નોહોતી. સામાજીક સુધારણાના વીચારો અને વિવિધ માર્ગો તેમના મનમા વારંવાર સ્પ્રુરતા, સ્રી, પુત્ર, અને સંસાર બ્રહ્મ દ્રષ્ટિએ માયાજાળ માત્ર છે. પરન્તુ એ માયા જાળ નવીન જીવો ઉપર બાલ્યાવસ્થામાં પડતાં માનવ મનના સંસ્કારો ઉન્નતી માર્ગને અનુકુળ થાય અને એક અસમર્થ ક્ષુદ્ર, પશુ જીવનમાં અધઃ પતન ન કરે એ ધારણા બલવત્તર થતી હતી. સામાજીક, સુધારણા સ્વતઃ નહી પણ ધાર્મિક સુધારણાને ઉપકાર રૂપે ઇષ્ટ છે એ આ બ્રહ્મવાદીનું મત હતું. એમનો આ સમ-

યના કીરતનનો સમાજ અને સમાજની ભિન્નભિન્ન સામાજીક સુધારણા કરી મુખ્ય વ્યક્તિઓના શુદ્ધ સ્વરૂપો અને કાર્યો આલેખવામાં પ્રયત્નશીલ છે.

યાત્રાની ઉત્સુકતાએ એમને પવિત્રધામો જોવાની ઇચ્છા થઈ હતી અને થોડા વર્ષમાં **નર્મદાના** પવિત્ર તટપરના "**ચાણોદ**" ગામમાં તેમનો વાસ થયો જણાય છે. આ પવિત્ર સરીતાના રસથી નજીકમા આવેલુ ડભોઈ ગામના રહીશ રસીકકવિ **દયારામભાઈ** સાથે " આ સ્થળે " એમનો સમાગમ થયો. અને આ સાહીત્ય પુષ્પના મત્ત ભ્રમરોનું ગુંજાવર પરસ્પર સબધથી સવિશેષ આનદદાઇ બને છે. **દયારામભાઇ** અને **કૃષ્ણરામ** માહારાજ પોતાના કાવ્યો અન્યોન્યને મોકલતા અને સ્વશકતીની તુલના કરવા માટે અન્યોન્યની કવિતા સાથે તોલતા. **દયારામભાઈ** આગ્રહી કૃષ્ણ ભકત હતા; અને શૈવ માર્ગ તેમને શુષ્ક લાગતો હતો કૃષ્ણ અને શૈવ વિરૂદ્ધ નહીં તો ભિન્ન દેવો તો છે એમની માન્યતા હતી. એકેશ્વર વાદી **કૃષ્ણરામ** માહારાજને આ ભેદ આભાસ માત્ર હતો. તત્વદ્રષ્ટિથી ઐકયતા પ્રત્યક્ષ હતી. **કૃષ્ણરામ** માહારાજે આહાવા વિદ્વાન્ કવીને આ ભ્રમથી મુકત કરવા પ્રયાસ આરંભ્યો અને પોતાના મનને ઉદ્દેશીને નીચે દાખલા તરીકે લખેલા હરિહરના આ અભેદ સિદ્ધ કરતા કીરતનો આ સમયના છે.

" મનમેરે ભજતું ઉમા રમણ ધૃ૦
એક કે શીરપર જટા બીરાજે
એક મુકતા ભરણું મન " ૧

" હરી તુને પ્રસન્ન તે કયમ થાય. "

" ત્યહા લગી દુખ તેહનેરે ગુણવંતાજી
ભિન્ન દ્રષ્ટી છે જેહનેરે ગુણવંતાજી
વાહાલા જેણે હરીહરને ભિન્ન જાણ્યા
તૃષ્ણાયે તાંણ્યારે ગુણવંતાજી " ૧

આ કીરતનો આ પ્રસંગનાં હોય તેમ જણાય છે, **દયારામ** ભાઈની રસીકવૃત્તીને અભેદ ગણના રૂચી નહી અને કૃષ્ણભક્તીમાં એમનો આગ્રહ વીશેષ હતો. અપરાન્હની છાયા માફક આ સજ્જનોની મૈત્રી મતભેદ છતાં વધતી ગઈ અને પરસ્પર કવીતાનો વીનીમય થતો લાગે છે.

## દયારામભાઈનાં કીરતન.

" થાને વેહેલી અલબેલી પ્યારી રાધે. "

" વાગે વૃંદાવનમાં વાસળી રે.
ઉભો ઉભો વગાડે કાન. "

એ કીરતનની સામે દાખલા રૂપે **કૃષ્ણરામ** મહારાજના.

" થાને વહેલો અલબેલા સમજ આણી
તુંને શુ કહી ભણાવુ, તુને શા ગુણ ગણાઉ
તુંને તાહારો પ્રીય જણાઉ, પ્રીતી થવા પ્રાણી પ્રાણી " થાને

" એહેવી વાસલી વગાડી નંદાનંદ નેજો
શુણી અઘટીત ઘટ ન થયું સર્વ વૃંદનેજો " " ૧ "

ઉપરના કીરતન બને માહાત્માના સરખાવતા વીનીમય સ્ફુટ છે. પ્રથમ પદ આ કવીજનોમા કોને આપવુ તે શકાસ્પદ છે. બનેની કવીતા રસીક અને પ્રાસાદીક છે અને **દયારામભાઈ** માટે વીસમા વીશોટામા લખે છે કે,

" દયારામ સમજો દયા આણી "

એવી રીતે લખાણ છે

• **કૃષ્ણરામ** માહારાજે શ્રી પંઢપુરની યાત્રા કરી હતી. પંઢરપુરમાં અશાડી એકાદશીને દીવસે ભક્તજનની મંડલી ભજન કરતી નગર પ્રદક્ષીણા નીકલી ચંદ્રભાગાના કિનારે જાય છે. આ રીવાજ **કૃષ્ણરામ** મહારાજના ભક્તી યુક્ત મનને બહુજ પ્રીય લાગ્યો હતો. અને અમદાવાદમા આવ્યા પછી એ માર્ગ અનુસરવા માંડયો હતો. જમાલપર થઇ નદીએ જતાં અને ભક્તીના

કીરતનો ગાવામા કાલ નીરગમન કરતા હતા. આહાવા એકાદ ઉત્સવમાં એક મુસલમાન સાથે ભેટો થયો અને મુસલમાને મહારાજને એકેશ્વર મતાનુંલબી જાણી પોતાના ઇષ્ટ અલ્લાના ગુણનું કીરતન ગાવાનું કહ્યુ; નામભેદ માત્ર હીંદુના અને મુસલાનના પરમેશ્વરમાં ભેદરૂપ છે. એ સગુણ બ્રહ્મના ઉપાસક માનતા હતા. તેથી અલ્લાનુ ભજન કરવુ તેમને અવાસ્તવીક ન લાગ્યું ને તુર્ત ત્યા નવીન ગજલ ગાઈ સંભળાવી.

ગજલ.

" બંદેનીવાજ લેના મેરીસલામકું,
સાહેબ દેદાર દેના, અબમો ગુલામકુ. ૧
બડા મે થા બેવાકબ સરે કુરાનકા,
તકસીરબાજ તીનસુ, હુવા પુરાનકા. ૨

આ ભેરવી ગજલ તે સમયનીય છે પછી તેજ રાગની ગજલો શ્રીકૃષ્ણ વિશે બીજી ત્રણ રચી છે. આ વીશાળ દ્રષ્ટી અને વ્યવહાર બુદ્ધી **કૃષ્ણરામ** મહારાજના ધાર્મીક જીવનમાં મુખ્ય સ્તંભ છે. સર્વ બ્રહ્મદ્રષ્ટીની હજી વાર હતી, છતાં આવા ઉચ્ચ શ્રેણી અનેક જન્મોનું પુણ્ય ફલ છે એ માનવું મુશકેલ નથી.

આ માહાત્માનો ગ્રહસ્થાશ્રમ ફલ (પુત્ર) હીન હતો તથાપી સંતાનની ચીન્તાએ ભક્તી મગ્ન **કૃષ્ણરામ** મહારાજે તે ઉદ્દેશી કર્મ કર્યા હોય તેમ જણાતુ નથી. ઇશ્વરની ઈચ્છા એ બળવાન છે, અને સત્ પુત્ર હોય તો ઠીક નીકર મુખ્ય પ્રેમ પુત્ર ઉત્પન્ન કરવો જોઈયે. એવિ આ ઇશ્વર ભક્તની માન્યતા હતી. આ પ્રસંગનુ વરણન.

" માહારા મન માંનજેરે. "

આ શીક્ષાના કીરતનમા પુત્ર, સ્ત્રી, ધન, વીષ વૈરાગ્ય થાય એમ સારૂ વર્ણવેલ છે અને સંતોષ વૃત્તી એ તેમનો પ્રધાન ગુણ હતો. તેમના કીરતનો સરલ છતા પ્રૌઢ છે. અર્થ ગૌરવને લીધે ભાષા પ્રૌઢ હોય તે યુક્ત છતા સ્વાભાવિક ગીરવાણ ગીરા

પ્રત્યેનીઃપક્ષપાત વૃત્તી પ્રકાશી નીકળે છે. કીરતન તરફ દ્રષ્ટી કરતાં એક રાગના ચાર પદ બનાવવા એ એમનો સામાન્ય નીયમ જણાય છે. કવચીત ઠેકાણે કમી પણ છે. શા કારણથી એ ચાર સખ્યા પ્રીય હતી, તે જાણવુ દુરલભ છે અને રાગનું નામ ન લખતાં "દેશી અને દેશી ફેર" એમ લખ્યુ છે. અને તે સર્વે કીરતનો પોતાના હાથે તેત્રીસ ચોપડીયોમા લખી સમાપ્ત કરેલાં છે અને તે ચોપડીનું નામ તેઓએ વીસોટો, પહેલો, બીજો, ત્રીજો, એમ લખેલુ છે. આમ વિવિધ પ્રવૃત્તીયોમા એમનો સમય વ્યય થયો હતો.

પોતાના સાળાના દિકરા **નારાયણ** માહારાજ અમદાવાદ રાજામહેતાની પોળમા કાનજી દીવાનને ખાચે રહેતા હતા અને તેમના પીતાનુ નામ લક્ષ્મીરામ હતુ તે સારા ગ્રહસ્થ ઘરના હતા. તેમની બાલ્યાવસ્થાથીજ નૈષ્ટીક વૃત્તી હતી તેથી પોતે પાસેજ રાખતા, ને તેમને ગુરૂમત્ર પોતે આપ્યો અને પાત્ર જાણી પોતાનું કાવ્ય અરપણ કરી સર્વ મડલીને સારે મારગે દોરવા આજ્ઞા થઇ. પોતાને પુત્રનો અભાવ હતો તેથી **નારાયણ** મહારાજને આજ્ઞા કરી કે તમે શીષ્ય છો ને ગુરૂ પરપરા ચલાવવા યોગ્ય છો. તો સમર્થ રામદાસ સ્વામીના રીવાજ મુજબ નીત્ય નીયમ, ભજન, હરદાસની કથા, ને ભિક્ષા વિગેરેનો માર્ગ તમારે ચલાવવો આ ઉપરથી પોતે તબુરો રાખી ભજન કીરતન કરતા અને પોતાને શ્રીમદ્દ ભાગવત્ વાંચવામાં લક્ષ વિશેષ હતો.

તેમનો બ્રહ્મ સાંનિધ્યકાળ પાસે આવતો હતો અને આ જડ દેહનો ત્યાગ કરી તેમનું ચૈતન્ય સંવત્ ૧૮૯૬ ના ભાદ્રપદ શુ-કલ મક્ષની છઠને દીવસે બ્રહ્મભાવ પામ્યુ. જગતના યથાર્થ મહાન્ પુરૂષમા આ માહાત્માની પણ ગણના છે અને તેમના ગુણો અમરતાને યોગ્ય છે તેઓનું નામ મનુષ્યના હ્રદયમાથી ભુસાઈ ગયુ હશે, છતાં આ માહાત્માના બ્રહ્મતમ હ્રદયમા સર્વ જગત્ વીચરતુ હતુ સતાન નહી છતા માનવ જાતીના નાહાના મોટાનું હિત તેમના આચરણોમા સર્વદા પ્રતીત થતુ

હતું. ફક્ત એમનો જડ દેહ રૂપાંતર પામ્યો. પરંતુ એમના ગુ-ણોના પ્રતિધ્વનિ હજુ સંસારમાં ચારે દિશામાં ગાજે છે. અને એમનો આત્મા સર્વ આત્મામાં ઓતપ્રોત થયો છે. આહાવા સતપુરૂષો માટે તો

અંગ્રેજ કવિ "મુર" કહે છે તે યથાર્થ છે.

"But Souls that of is own good life partake,
He loves as His own self, dear as His eye.
They are to Him, He'll never them forsake,
When tbey shall die then God Himsell shall die.
They live, they live in blest eternity."

Henry more

લેખક,

કૃષ્ણરાવ બાળકૃષ્ણ રામદાસી.

---

## નારાયણ મહારાજનુ ટુંક ચરિત્ર.

ગુરૂ શ્રી કૃષ્ણરામ મહારાજ સ્વધામસ્થ થયા બાદ તેમના અગ્રગણ્ય શિષ્ય મહાન્ પુરૂષ નારાયણ મહારાજે ગુરૂ પરંપરા ચલાવી તે અમદાવાદ વીગેરે સ્થળે પ્રસિદ્ધ છે.

નારાયણ માહારાજના પિતાનુ ઘર અમદાવાદ રાજા મેહેતા નીપોળે કાહાનજી દીવાનના ખાચે હતુ. તેમના પિતાનુ નામ વ્યાસ લક્ષ્મીરામ હતું તેમનો જન્મ સંવત ૧૮૭૦ ના માઘ વદી ૯ નવમીના દીવસે થયો હતો ને સમજદાર થયા ત્યારથી કૃષ્ણરામ મહારાજ પાસે રેહેતા ને બાલપણથીજ શ્રવણ કીર્તન કરવાની વૃત્તિ હતી પછીથી મુળ ભાષા (સંસ્કૃત) અને રમળ વિદ્યા ઘણી સારી જાણુતા હતા. પોતાના દોહિત્ર ગોવિંદરામ તથા હરિવલ્ભને સિદ્ધાંત કૌમુદિનો પ્રારભ પોતેજ કરાવેલો પરંતુ પોતાને અનવકાશને લીધે વડોદરે સસ્કૃત પાઠશાળામાં

અભ્યાસ માટે ભાઉપુણેકરને ત્યા સુપરત કરી, તેમજ ચાણોદના સાઠોદરા બ્રાહ્મણ પ્રાણજીવન પુરાણીને પોતેજ અભ્યાસ કરાવેલો હતો, તે પુરાણિ નર્મદા કાઠે સર્વ વિદ્વાનોમાં સર્વોત્કૃષ્ટ ગણાયા હતા.

વડોદરામાં **વલ્લભરામ** ભટ્ટ મહાન્ સિદ્ધ પુરૂષ હતા કે તેમના દર્શનાર્થ ગાયકવાડ સરકાર પોતેજતા તેમના પુત્ર હરિ શંકરની દીકરી બાઈ ઉજમ સાથે લગ્ન થયું હતું, પરંતુ દૈવ ઇચ્છાથી તેમણે નાહાની વયમા સ્વર્ગવાસ કર્યો, હવે ફરી લગ્ન ન કરવું એમ જણાવાથી **કૃષ્ણરામ** માહારાજે આજ્ઞા કરી કે ફરી લગ્ન કરો કે જેનાથી વંશ રેહેશે ને કન્યા પણ દૈવિ સંપત્તિવાન્ મળશે. આ પ્રમાણેનું ગુરૂ વચન અલંઘ્ય સમજી અમદાવાદ ખાડીયામા કવેશ્વરની પોળમા વ્યાસ હરગોવિંદની પુત્રી લક્ષ્મીબાઇ સાથે લગ્ન કર્યું. લક્ષ્મીબાઇની વૃત્તિ બાલપણથીજ ઘણી નિર્મળ હતી. લગ્ન થયા પછી લક્ષ્મી બાઈ ધોળું વસ્ત્ર પેહેરતા ને **નારાયણ** માહારાજની સાથે ભજન કીર્તનમા ઉભા રેહેતા તેમજ સમર્થ **રામદાસ** સ્વામીના સંપ્રદાય પ્રમાણે ભિક્ષાન્ન લેવું જોઇએ તેથી માહારાજ ભિક્ષાએ જતા તે વખતે સાથે લક્ષ્મીબાઇ પણ જતાં તેમણે અરાઢ વર્ષની વયે એક કન્યાને જન્મ આપી નવમે દીવસે જડ દેહનો ત્યાગ કરી વૈકુંઠવાસ કર્યો. તે કન્યાનુ નામ પાર્વતિ હતું અને પાર્વતિ પણ બાળપણથી માહારાજની સાથે ભજન કીર્તન કરવામાં પ્રેમી હતા. ને **કૃષ્ણરામ** માહારાજના ઘણા કીર્તનો કંઠાગ્ર હતા.

**કૃષ્ણરામ** માહારાજનુ વચન હતું કે વંશ રેહેશે. તે ઉપરથી પોતાની દીકરી પાર્વતિને ગુરૂ વંશમા અર્પણ કરવાથી ગુરૂ વંશ પ્રચલિત થશે એવા વીચારથી **કૃષ્ણરામ** મહારાજના કાકાના દીકરા માધવરામ હતા તેમના પુત્ર પુરૂષોત્તમ સાથે પાર્વતિનું લગ્ન કર્યું તેમને બાલકૃષ્ણ, ગોવિંદરામ, હરિવલ્લભ, નામે ત્રણ પુત્ર ને ગોદાવરી અને શિવલક્ષ્મી બે પુત્રી એ પ્રમાણે સંતતી થઈ.

પોતાને અભેદ બુદ્ધિ હોવાથી સારંગપુર દરવાજા બાહાર શ્રીકર્ણમુક્તેશ્વર માહાદેવ છે ત્યા નિત્યે દર્શને જવાનો રીવાજ

હતો. ને માહાદેવમાં નૈવેદ્ય પણ પોતાના તરફથી થતું ને તે અદ્યાપિ સુધી ચાલુ છે શિવ ભકત બાપાશાસ્ત્રી કરીને સાંકડી-શેરીમા હતા તેમને પોતાના બધુ તરીકે માનતાં હતાં. આ ઉપરથી પોતે અભેદ વૃત્તિવાન્ હતા તે સ્પષ્ટ જણાઇ આવે છે.

અંમદાબાદ રાયપુરમા બાઉવાની પોળના બાપુજીના પુત્ર માધવરામ (બાપામહારાજ) નામે હતા તેમને પોતે પાસે રાખતા ને નજીકના સબંધી હતા કૃષ્ણરામ માહારાજ સ્વધામસ્થ થયા બાદ બાપામાહારાજને પોતે ગુરૂ મત્રોપદેશ કર્યો ને પોતે ( બાપામાહારાજ ) પણ શિષ્ય ભાવના પૂર્ણ રાખતા અને નારાયણ માહારાજની આજ્ઞાનુસાર વર્તતા. બેઉ જણ પાદુકા ધા-રણ કરતા પણ જેને ગુરૂ કે પિતા વિદ્યમાન હોય તેમનાથી અગુઠાવાળી પાદુકા ધારણ ન કરાય આ પ્રમાણે ધર્મ શાસ્ત્રાનુસાર પોતે અગુઠાવાળી ધારણ કરતા ને બાપામહારાજ બનાતની પાટીવાળી ધારણ કરતા

હરિદાસની કથા રામદાસસ્વામીના વખતથી શરૂ થઈ તેથી દાક્ષિણાત્યમા પ્રચાર હતો પણ ગુજરાતી ભાષામા પોતે કરતાં પણ વિશેષે કરી બાપામાહારાજ દ્વારાજ પ્રગટ થઇ ને બાપા માહારાજે હરિદાસની કથામા ઘણુજ માન્ય મેળવ્યુ હતું કે ગુજરાત, કાઠીઆવાડ મુંબઇ સર્વત્ર પ્રસિદ્ધ છે

નારાયણ મહારાજ પોતે સારગપુર ચકલામાં પીતળીઆ પોળ પાસે જે હાલ ગોરધનનાથજી નામે મદિર છે તે ગણેશપુરી બાવાએ બક્ષીસ આપેલુ હતુ ત્યા રેહેતા અને પાર્વતિનો જન્મ એજ મદિરમા થયેલો હતો બાદ ભજન કીરતનમા મડળી. પુષ્કળ થવાને લીધે જગો નાહાની પડવાથી દોલતખાનામા કુભારના ડેહેલા વેચાતા લેઈ મહાન્ પ્રશસ્ત મદિર બાધ્યુ. તે હાલ ના રાયણ મહારાજ અગર વિઠોબાના નામથી ઓળખાય છે. અને સારગપુર ચકલાવાળુ મદિર અમદાવાદ સાકડી શેરીમા ખીજડાની પોળના શાસ્ત્રી લલ્લુભાઈ બાપુજીને શ્રીકૃષ્ણાર્પણ આપ્યુ.

પોતે દક્ષિણમા નાશક, પંઢરપુર, સજ્જનગઢ વીગેરે સ્થળે અને આ બાજુએ દ્વારકાજી વિગેરે સ્થળે યાત્રાઓ પગરસ્તે કરી. હતી. સાથે મંડળી હોવાથી બળદ ગાડીયો રાખીહતી પણ પોતે હાથમાં તંબુરો લેઇ નારદજી માફક ભજન કરતા ચાલતા, અને પાચ પાંચ ગાઊનો મુકામ કરતા હતા.

ઉત્તર અવસ્થામા શ્રીનર્મદાના તટપર ચાણોદ ગામમા વાસ કયો તે વખતે ફક્ત કૃષ્ણરામ મહારાજના સ્વહસ્તાક્ષરથી લખેલા કીર્તનના વિસોટા (ચોપડીયો) તથા દેવસેવા સાથે રાખી અમદાવાદ દોલતખાનાવાળું કુલ મંદિર માધવરામ ( બાપા મહારાજ ) ને સ્વાધિન કર્યું. ચાણોદમાં ગીરધર પુરાણીની ધર્મશાળામા મુકામ કર્યો. ભજન કીરતન તથા હરિકથાનો પ્રવાહ ચાલુ કર્યો. ને આ બાળ વૃદ્ધ સર્વે ભજનનો લાભ સારી રીતે લેતા ને ત્યારથી તે ગામના લોકોને ભજનનો અભ્યાસ થયો તે અજી સુધી ચાલુ છે બાદ નજીકમા આવેલા ડભોઇ ગામના કેટલાક મનુષ્યો દર વ્યતિપાતે ચાણોદ કુબેર ભંડારીના પુજન માટે આવતા, ભજન શ્રવણનો લાભ લેતા અને કેટલાક વર્ષ પછી તેમાથી એક ખેડાવાળ બ્રાહ્મણ અસ્તિ માહાશંકર રણછોડજી કરીને હતા, તેમની અગાધ શ્રદ્ધાને લીધે ડભોઇ મુકામે તેમને ઘેરજ મુકામ કર્યો, ત્યા પણ મંડળી વધતી ગઈ તેથી ખેડાવાળ જ્ઞાતીની વાડીમા વિશાળ જગ્યામા મુકામ રાખ્યો ત્યા ભાદ્રપદમા ગુરૂશ્રી કૃષ્ણરામ માહારાજની પુણ્ય તિથીનો ઉત્સવ શરૂ કર્યો અને રાત્ર દીવસ ભજનની સભા તથા હરિકથા ચાલતી તે ગામમા બજારમા વિઠ્ઠલ મંદિર છે ત્યા એક ભગવાનદાસ માહારાજ નામે માહાત્મા હતા તેમના વખતથી તાલસુરથી ભજન કરવાનો રીવાજ ચાલુ હતો તે અદ્યાપી સુધી ચાલુ છે. તે મંદિરમા એકાદશીયે ભજનને માટે નારાયણ માહારાજ પોતે મંડળી સાથે જતા તે મંદિરમાં શીથીલ થયેલું ભજન પુષ્ટ બનાવ્યુ. આ ભજનનાનંદને લીધે ડભોઇને નાહાનું પંઢરપુર કહી આનંદ માનતા.

પછી ડભોઇમાં શીષ્ય મંડલી વધતી ગઇ અને મંડલીયે ખેડા-

વાળ ફળીયામા મંદિર બાંધી માહારાજને અર્પણ કર્યું, તે હાલ પોતાના દોહિત્ર હરિવલ્લભના કબજામાં છે, છેવટમાં માહારાજની વાયુ પ્રકૃતી રેહેતી અને અમદાવાદ કાર્ય પ્રસંગે જવું થતું. વીષેશ ભાગે ડભોઈ મુકામે રેહેતા કારણકે નર્મદાના કરતાં ભજનાનદ વીષેશ પ્રિય થઇ પડયો હતો.

બાપા મહારાજને હાથમાં વિછી કરડવાથી કેટલોક વખત મંદગી ભોગવી સંવત્ ૧૯૪૧ ના અશાડ સુદી નવમીને દીવશે વૈકુઠવાસી થયા. આ બીના ખબર પડતા નારાયણ માહારાજ અમદાવાદ આવ્યા ને ઉત્તર ક્રિયા થયા બાદ તુરત ડભોઈ પધારયાહતા બાપામાહારાજના વીયોગ થવાથી વૃષ્ણિ કુલમાં બળરામનુ પ્રયાણ જોતાજ શ્રીકૃષ્ણની પેઠે બાપામાહારાજને આઠ માસ થતાંજ ચૈત્ર માસમા શ્રીરામ નવમીને ઉત્સવ પૂર્ણ થતા અમદાવાદ વીગેરે સ્થળે પોતેજ પત્ર લખાવ્યા કે જેહેમને છેલ્લા મેળાની ઇચ્છા હોય તેમણે તુર્ત આવવુ ને ડભોઇમા સર્વ મડળીના સમક્ષ આજ્ઞા કરી કે ભજન કરજો ને છોકરાંને બોલાવી ઉત્સવ કરતા રેહેજો બાદ ચૈત્ર સુદી ૧૫ મે હનુમાન જયતિ થયા બાદ પ્રતિપદાના દીવસથી મૌન્ય વ્રત ધારણ કરી શયન કરી ધ્યાનસ્થ રહ્યા માત્ર મુખથી નામસ્મર્ણનો ધ્વની ને કરમાળા ચાલતી હતી અને અમદાવાદ વીગેરેથી દર્શન માટે મંડલી આવી પોહોંચી. ચાણોદવાસી પોતાના શીષ્ય પ્રાણજીવન પુરાણી શ્રીમદ્ ભાગવદ્ કઠાગ્ર જેવું હતું તેથી બે પારાયણ કર્યા કેટલાક ભજન કરતા ને કેટલાક ભકિત વિજય નામે ગ્રથ વાચતાં સંવત્ ૧૯૪૨ ના ચૈત્ર વદી ૧૦ ની રાત્રીયે પોંણા બે વાગતા પચ ભુતનો ત્યાગ કરી બ્રહ્મરૂપ થયા. ત્યા નર્મદા નજીક હોવાથી સર્વ મંડલી ભજન કરતાં કરતાં ચાણોદ મુકામે લેઈ ગયા તે નર્મદાના તટ ઉપર પોતાના દોહિત્ર ગોવિંદરામના હસ્તે અગ્નિ સસ્કાર થયો અને ક્રિયા તેમનાજ હસ્તે થઈ.

લેખક.

રામદાસી બાલકૃષ્ણ પુરશોત્તમ ભટ્ટ.

# અનુક્રમણિકા.


| કીર્તન | ઉપદેશ વિષે. | પૃષ્ઠ. |
|---|---|---|
| ૧ | ગોવિંદના ગુણ ગાને ... .. | ૧ |
| ૨ | ભક્તિને વશ ભગવાન. .. . .. ... | ૨ |
| ૩ | કૃષ્ણ સદા છે કૃપાળ .. . ... | ૩ |
| ૪ | શઠ કા અજીયે સુવે છે .. ... .. | ૪ |
| ૫ | જન્મ ધારયાનું સાર્થક . .. .. | ૫ |
| ૬ | એહેવા વિરલા જાણો નર .. ... | ૬ |
| ૭ | જીવે માનવ એહેવા મોક્ષ .. ... ... | ૭ |
| ૮ | ધારી માનવ તનુ કા તેહેણે ... . | ૮ |
| ૯ | કૃષ્ણ કથામૃત પાન કરેથી ... ... . | ૯ |
| ૧૦ | કેશવજીનુ કીર્તન કરતા . ... . | ૧૦ |
| ૧૧ | શ્રીધરજીનુ સ્મરણ કરતા ... . ... ... | ૧૦ |
| ૧૨ | કૃષ્ણ વિના કલ્યાણ નથી કહી... .. ... | ૧૧ |
| ૧૩ | મન તું સ્થિર એશ્ય.. ... ... ... ... | ૧૨ |
| ૧૪ | આવ્યો અવતાર .. ... . ... | ૧૩ |
| ૧૫ | કોય વીરલા જન .. .. . ... ... | ૧૪ |
| ૧૬ | આવિ એકાદશી આજ સુખદાયકા . ... | ૧૫ |
| ૧૭ | કૃષ્ણે અગી કર્યા જેને માહારા કહી ... . | ૧૭ |
| ૧૮ | કૃષ્ણ કરૂણા વિના કોટિ ઉદ્યમ કરચે . .. ... | ૧૯ |
| ૧૯ | તૂતો ચતુર ચેતી લ્યે આ સમે.. ... | ૨૦ |
| ૨૦ | કૃષ્ણ ભક્તિ વિના વેષ શુ કરે . ... ... . | ૨૨ |
| ૨૧ | હરિ વિમુખોને સુખ શાનુ .. .. | ૨૪ |
| ૨૨ | ચિત્ત ધરી ચિંતન કરીયે .. ... . | ૨૫ |
| ૨૩ | બીજો કૃષ્ણ વિના કોન કલ્પ કલ્પિયેરે .. .. .. | ૩૦ |
| ૨૪ | માયા એણી રીતે મનમા વશી માનિયેરે .. ... | ૩૧ |
| ૨૫ | કક્કા કૃષ્ણ કથામાં રે ... ... .. | ૩૨ |
| ૨૬ | આણે જન્મે આવી શુ સારૂ કીધું . .. .. .. | ૫૨ |
| ૨૭ | જેણે સેવ્યા શ્રીધરને તે જન સાચા .. ... ... | ૫૨ |

૨૮ સદ્ગુરૂ સેવા તે હરિની સેવા જાણો ... ... ૫૩
૨૯ હરિને ભજશે તે જનના ભાવિ ભવ્ય ... ૫૪
૩૦ મન વશ રાખીરે, શ્રીહરજીનુ ધ્યાંન ધરિયે. .. ... ૫૫
૩૧ નર નારિયોને વશ વિરલા હશે .. ૫૬
૩૨ લંકા નગર સોઇ કાયારે .. ... ૫૮
૩૩ માયાયે જીવ મોહિત તે મમતાના બાંધ્યા જાશે ... . ૫૯
૩૪ કેશવની કળના કુણ કરે હે ... . ... ૬૦
૩૫ અલ્યા કરમ હિણા કા ન ભજે કૃષ્ણનેરે ૬૧
૩૬ જોતા કૃષ્ણ સમો કુણ કૃપાવત છેરે ૬૨
૩૭ સદ્ગુરૂ શરણેરે સઘળા કારજ સરશે . .. ૬૩

## અભક્ત પંડિત વિષે

૩૮ યાવત્પડિતરે ૬૪
૩૯ આથી પૂર્વેરે ... ૬૫
૪૦ પાડિત્ય કરવુરે .. ૬૬
૪૧ દેખો મહામાયા જ્યાને નિપાયા ... ૬૭
૪૨ વ્યર્થ જીવવુ કેશવની કરૂણા વીના . ૬૮
૪૩ મન મૂર્ખ થઇ શુ ફરે મદ માતો ૬૯
૪૪ મન તુ શિખામણ માન્યને માહારી ૭૨
૪૫ મન નિત્ય દિવાળી આપણે ... . ૭૪
૪૬ ઘડી ઘડી કૃષ્ણ ચિત્તન કરીયે ... ... .. ૭૬
૪૭ ગોવિદના ગુણ કુણ વિસારે . ... . ૭૭
૪૮ જાગીને જોજયોરે માનવિયો .. ... ૭૭
૪૯ અજી કા નવ્ય ચેતોરે, માનવિયો .. ૮૦

## મનને ઉપદેશ

૫૦ મન માહારારે માનવ દેહ . . .. ૮૧

## શણગારનું વર્ણન.

૫૧ સુખકારી સરસ સ્વરૂપ ... ... ... ૮૨
૫૨ મનરે દર દીયા ... . ... ૮૪
૫૩ મન માહારારે, કા અતિ આકુલ થાય છે .. ... ૮૫
૫૪ મન માહારારે-વિશ્વ વિચિત્ર જેણે રચ્યુ . ... ૮૭
૫૫ મેરે મન ધરત્ય નિત્ય વાકો ધ્યાન ... ... ... ૮૮

૫૬ એસે અપને નાથકુ જયોહી .. ... ... ... ૮૯
૫૭ ત્રીભુવનવાળા જાગરે... .. .. ... ... ૯૦

## લાવણી.

૫૮ સુન્ય મનરે હમારા ... ... ... .. ૯૧
૫૯ બડા ગુનેગાર મેરા મન મસ્તાન હે . .. ... ૯૨
૬૦ અજી મન મેરા તું કીને ભરમાયા હે .. ... ... ૯૩

## સંત પુરૂષના સગા વિશે.

૬૧ સત પુરૂષને શોધિ સેવિયે ... ... .. ૯૩
૬૨ કૃષ્ણુ વિના તાહારૂ કોય સગુ નથી .. ... ... ૯૫
૬૩ મત મુકીને માનવી ... ... .. . .. ૯૭
૬૪ મન તૂ આપહી અનુભવ કરચરે ... ... . ૯૮
૬૫ મન ગાફીલ રહે પ્રાણિ સુજાનહે . ૯૮
૬૬ ભગવત ભરૂસો ભક્તને હે ... .. ૯૯
૬૭ શ્રીગુરૂ ચરણુ શરણુ થઇ શીરમા નમુરે . . . ૧૦૦

## જ્ઞાન સાધન વિષે કક્કો.

૬૮ કક્કા કરામત્ય છેક .. .. ૧૧૬
૬૯ શાંને તુ સામળિયા બિન કોયરે . ૧૨૧

## પુતના આવી તે વિષે

૭૦ એક સમય આવીએ ગોકુળ માહે ઉલુકિકા .. ... ૧૨૨
૭૧ કોયેક ભાવે કૃષ્ણુ ઉપાસ્યે કૃષ્ણુ ગતી મળે . ૧૨૪
૭૨ મન માહારૂ કહ્યુ માન્ય એશ નહી એહોશથી ... ૧૨૬

## ભક્તશ્રી દયારામભાઇ પ્રત્યે વર્ણન.

૭૩ આહાવો નિલજ ન થાનેરે હે ... . ૧૩૦

## થાળ વિષે.

૭૪ અહા લગી ઓરા આવોરે હો .. .. ... ૧૩૫
૭૫ છાનોરે માહારા બાપુરે હો . ... ... . ૧૩૬
૭૬ કયા લગી તુને વારૂરે ... ... ... ૧૩૭
૭૭ ત્યહાં લગી દુખ તેહનેરે ... ... ... ... ૧૩૯
૭૮ વિજ્ઞ પૂરૂષ વિજ્ઞપ્તિ વાચજોરે .. ... ... ૧૪૦
૭૯ થાને વેહેલો અલબેલા સમજ આણિ .. ... .. ૧૪૧

૮૦ કીર્તિ ગાને ગોવિંદ કીર્તિ ગાને ... ... . ૧૪૩
૮૧ ચાલ્ય વેહેલો—બળરામ સહિત પ્યારા ... .. .. ૧૪૫
૮૨ નંદસદને તે કુવર કૃષ્ણક્રીડે . .. . ૧૪૬
૮૩ માતા યશોદા વારોને કુવર કૃષ્ણને ... . ... ૧૪૭
૮૪ કામાનુજ ન થશો કોય વાક્યથીરે .. .. ૧૫૦
૮૫ ભક્તિહીન ભવ્ય કર્મ કીન માનિયેજો . ... ૧૫૮
૮૬ કૃષ્ણ કીર્તન સમુ ન અમૃતાન્ય છે જો .. ... ૧૬૦
૮૭ એહેવી વાંસળી વજાડી નંદ નંદને જો . ૧૬૧
૮૮ કૃપાનેત્રથી નિહાલ્ય કુવર નંદના જો . . .. ૧૬૨
૮૯ હરિ તુને કરૂણા તે કયમ આવે . ... . ૧૬૪
૯૦ એ છબિલાથી શુ રહે છે છાનુ . ૧૬૫
૯૧ હરિ તુને પ્રસન્ન તે કયમ થાય ... ૧૬૬
૯૨ કરય હરિ કીર્તનને, કીર્તનને . ૧૬૭

## શિક્ષાના કીર્તનો.

૯૩ ઇશ ઇચ્છાયે આવે સુખ દુખ . ૧૬૮
૯૪ પોતાને ક્રોધે બળશે પ્રાણી .. ૧૬૯
૯૫ સંકટને સુખ લેહે છે વિરલા . . ૧૭૧
૯૬ કાં ન ભરૂસો માને હરિનો . .. ૧૭૨
૯૭ પૂર્વ પુણ્યે કોય સમજે અતે ... . ૧૭૩
૯૮ સદગુરૂ શિક્ષા માનવા લાયક . ૧૭૩
૯૯ પરને પીડે તે આપ પીડાશે ... .. ... ૧૭૪
૧૦૦ વિપ્રતણી ન અવજ્ઞા ચ્યાહાવી ૧૭૫
૧૦૧ માહારા મન માનજેરે . ... ૧૭૬
૧૦૨ હવે સુંદરીને કહુ સૂધીરે . .. ૧૭૯
૧૦૩ હવે કનક તણી કહુ રીતિરે ... ૧૮૨
એતો કનક તણી કહી કરણીરે . ... .. . ૨૦૮
૧૦૪ માને તો શાસ્ત્રની શિક્ષાને માનજે ... ૨૧૯
૧૦૫ સાભળજો બ્રાહાણજન શિક્ષા શાસ્ત્રનીરે . . ૨૨૨
૧૦૬ કહુ શાસ્ત્રની શીક્ષાઓ સારીરે . . ૨૩૪
૧૦૭ પગે કરીને ન પગને નવ્ય ધોઇયેરે .. .. ૨૩૫
૧૦૮ રજે આવેલી નારિને ન વરિયેરે . . . ૨૩૭
૧૦૯ વિપ્ર ગૌને ન હણિયે લાતોરે . .. ... .. ૨૩૮

## પુરૂષના આવશ્યક નિયમો.

૧૧૦ શ્રી સદ્દગુરૂને નમીને ચરણે . .. ... ... ૨૩૯

## સ્રીના આવશ્યક નિયમો.

૧૧૧ નારી માણુસને શીખામણ ૨૪૭
૧૧૨ મન માહારાના મીત્ર . .. .. ૨૫૨
૧૧૩ કૃષ્ણ ભજન કરયનેં ... . .. ૨૫૩

## પાખંડીના લક્ષણ.

૧૧૪ વિષયીના મન વશ રહે નહીરે .. ... ૨૫૩

## ગણુપતિ સ્તવન.

૧૧૫ આદિ આરાધન શંકર સુતકો . . ૨૫૫

## શંકરના કીર્તનો.

૧૧૬ હારે હો સમજ્ય સમજ્ય સુન સઠ મન મેગ . ૨૫૪
૧૧૭ સોહિ શંકરકુ શિર નાઉ . ૨૫૬
૧૧૮ પુરૂષોત્તમ સોહિ શંકર .. ... ... ૨૫૭
૧૧૯ અખિલોકે અંતરયામિ . . ૨૫૮
૧૨૦ ગુણ ગાઉજી શંકરે . . ૨૫૯
૧૨૧ ધન્ય એ માનવ દેહ ધર્યો જ્યે .. ... ૨૬૦
૧૨૨ મેં તો હે કહા સમર્પું .. .. ૨૬૧
૧૨૩ સુનો શંભો ફિરયાદ. (કવિત) . .. ૨૬૧
૧૨૫ ફિરતા હુ દેશ દેશ ,, .. . ૨૬૩
૧૨૬ બડે બાપનકે બાલ. ,, . ૨૬૪
૧૨૪ મન મેરયે ભજ્ય તુ ઉમારમણ .. .. ... ૨૬૩
૧૨૭ ધાયરે બંધન છોડાવનહારા. . ... . ૨૬૪

## દેવિના કીર્તનો.

૧૨૮ જગન્માતા જગન્માતા ... ૨૬૫
૧૨૯ માહારી માજી માહારી માજી. .. ૨૬૬
૧૩૦ જગજ્જનની. .. .. .. ... ૨૬૮
૧૩૧ જગતા જનની .. .. ૨૭૧
૧૩૨ ગોખવાલી હુને ગરિબ હુ કરગરૂ. ... .. .. ૨૭૨
૧૩૩ કમાહારે ત્રિપુર સુંદરિજી મુને જવાબ કાહાવશો. . ૨૭૩
૧૩૪ અરભકની જયગદમ્બે સાંભલ્ય અરજીમા. ... ... ૨૭૩

૧૩૫ તુ તો શક્તિ સાચિ (૨) . .. . ... ૨૭૫
૧૩૬ પૂજુ પૂજુ અબા માની ચુદડી .. ... ... ૨૭૭
૧૩૭ કર કયારે ધરિશમા ફિકરનો .. . ... ૨૮૦
૧૩૮ માહારી બહુચરાજી બાઇ રે . ૨૮૧

## શ્રી બહુચરાનો પત્ર.

૧૩૯ શ્રી ગણપતિને નમી કરી .. . ૨૮૪
૧૩૦ ગુણવતી શુણો ગરીબનીવાજ. . ૨૮૭
૧૪૧ માહારિ માત જાત વાત વેગે સાંભળો રે ... ૨૮૮
૧૪૨ ઉત્તર દેવાને તુ આવ્યરે. ... ૨૯૨
૧૪૩ ગહન ગુણોને શુ ગાઉ રે. ૨૯૨
૧૪૪ માતકા આવે નહિ વેહેલીરે .. ... ૨૯૩

## સત્કર્મમાં ઉંઘનાર વિષે

૧૪૫ નિદ્રારૂપે કાળી .. .. .. ૨૯૪
૧૪૬ આવોને જગદબે અતિ ઉતાવળા રે.. .. ૨૯૬
૧૪૭ માહારિ મતવાલીરે મા, . . .. ૨૯૮
૧૪૮ છાની શુ રહે છત્યવાલી .. . ૨૯૮
૧૪૯ હુકુમ દીજિયે માત ભવાનિ ... ૨૯૯
૧૫૦ શરણુ આવ્યો તુંને ૩૦૦

## કળિકાળનો ગરબો.

૧૫૧ અરજી અમારી એક . ... ૩૦૧

## મુસલમાની ભાષામાં.

૧૫૨ બંદે નિવાજ લેના . .. ૩૧૧
૧૫૩ મે દાસ દાસ તિનકા . ... ... ૩૧૧
૧૫૪ નદનવે નદજીકા .. ... ... ૩૧૨
૧૫૫ ચ્યા હુ મે કૃષ્ણજી સુ .. ... ... ... ૩૧૩

## આરતીઓ.

૧૫૬ જય જય સગુણ સ્વરૂપી ( કૃષ્ણની ) ... ... ૩૧૩
૧૫૭ જય કૌશલ્યા નદન ( રામચદ્રની ) ... ... ૩૧૪
૧૫૮ અજનિ તનય નિરજન ( હનુમાનની ) .. ... ૩૧૪
૧૫૯ જય પુરૂષોત્તમ પુરણ ( પચાયતનની ) ... ... ૩૧૫
૧૬૦ જય જગદીશ દયાનિધિ ( શકરની ) ... ... ૩૧૫
૧૬૧ જય જય સખા વિજયના ( કૃષ્ણની ) ... ... ૩૧૬

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ |
|---|---|---|---|
| ૯ | ૧૧ | દારા | દાસ |
| ૨૦ | ૬ | ધનને | ધનને. |
| ૨૧ | ૨ | દખે | દેખે |
| ૨૩ | ૨૩ | ઉજાવતા | ઉપજાવતા. |
| ૪૧ | ૨૪ | કષ્નાર્પણ | કૃષ્ણાર્પણ. |
| ૪૧ | ૨૫ | ધાઇને | થઇને. |
| ૫૪ | ૩ | ધર્ત્ત | ધુર્ત્ત |
| ૫૭ | ૪ | મત્શર | મત્સર. |
| ૬૬ | ૧૩ | લક્તીવર | લક્ષ્મીવર. |
| ૬૯ | ૧૪ | વૃક્તીયો | વૃત્તીયો. |
| ૮૧ | ૭ | લાગશેરે | લાગરે. |
| ૯૦ | ૧૯ | પસ્ચ | પરચ |
| ૯૬ | ૧૬ | ધાઇ | થઇ |
| ૯૭ | ૨ | સદ્‌ગુર | સદ્‌ગુરૂ |
| ૧૦૦ | ૧૭ | કૃષ્ણુરાબ | કૃષ્ણુરામ. |
| ૧૨૬ | ૧ | માહાર | માહારૂ. |
| ૧૨૮ | ૧૫ | હરયુ હરયુ | હરયુ. |
| ૧૩૪ | ૯ | પરન | પરનુ |
| ૧૪૦ | ૫ | ક્ષિવ | શિવ |
| ૧૪૦ | ૧૪ | નિજયપાદ | નિજયયાદ |
| ૧૪૩ | ૧૧ | અધઓાવ | અધઓાધ |
| ૧૪૫ | ૧૩ | કમ | કર્મ |
| ૧૪૬ | ૨૧ | રગ | |
| ૧૫૩ | ૨૭ | શહુના | સહુના |
| ૧૫૪ | ૧૨ | કર | કરે. |
| ૧૮૬ | ૧૪ | વૃકતીયો | વૃત્તિયો. |
| ૧૮૯ | ૨૯ | પ્રોનુ | વિપ્રોનું. |
| ૨૦૦ | ૧૬ | લક્તીવર | લક્ષ્મીવર |
| ૨૪૩ | ૧૦ | વીનતા | વીનતી |

| | | | |
|---|---|---|---|
| ૨૪૪ | ૨૯ | રે | કરે |
| ૨૪૭ | ૧૨ | ફરીન | ફરીયે |
| ૨૫૬ | ૨૪ | શ્ચ્યો | જ્યો |
| ૨૬૫ | ૧૧ | વદેવદે | વદેવેદ. |
| ૨૬૮ | ૫ | વરદેશ્વરિયા | વરદેશ્વરિમા. |
| ૨૬૯ | ૧૮ | ત્યાગથી | ત્યાગવી. |
| ૨૭૦ | ૨૦ | પઝી | પછી |
| ૩૦૬ | ૭ | બ ધ્યા | વ ધ્યા. |

## ટીપનું શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ | અંક | અ૦ | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨૨ | ૨ | ઇશ્વર | કુતરો. |
| ૨૨ | ૩ | બાલક | મીચી. |
| ૩૦ | ૩ | અસપર્થ | અસમર્થ. |
| ૫૨ | ૧ | વીશલ | વીષય. |
| ૫૫ | ૧ | પ્રિયકર | કમળ. |
| ૧૦૨ | ૪ | વીષમ | વીષય |
| ૧૩૨ | ૧૧ | યાતીયેથી | છાતીયેથી |
| ૧૫૫ | ૫ | વિશેષ ખાનારને | ખેરી ખાયતે |
| ૧૬૬ | ૧ | ગોવાસ | ગોપાળ. |
| ૧૮૦ | ૧ | રાક્ષી | સાક્ષી |
| ૨૨૨ | ૪ | સોમ | સોય. |
| ૨૨૪ | ૨ મા ૫ ને. ૩ મા ૬ ને ૪ મા ૨ ને ૫ મા ૩ ને ૬ માં ૪ મુજબ નબર બદલવા. | | |

---



સદ્‌ગુરૂ શ્રી કૃષ્ણરામ મહારાજ કૃત

# મહાકાવ્ય.

## કીર્તન ૧ લું.

ગોવિંદના ગુણ ગાને,
તેણે મગલ થાશે ધ્રુ૦ ૧
પુરુષોત્તમ જયે તાહારા પ્રીયકર,
તેહેને તુ શરણે થાને. તે૦
ચિદાનદનુ ચીંતન કરતા,
જાડયતા સઘલી જાશે. તે૦ ૨
હિતકારી હરજીને જાણવા,
સતસગમા જાને તે૦
સ્વારથીને જે સગા લહીશ તો,
વાહાલા થઈ તુને વાહાશે. તે૦ ૩
રમાનાથ જયે ધર્મે રીઝે,
તે ધર્મોને ચ્યહાને. તે૦
અનન્ય ભાવે હરીને ભજતા,
પાપ પ્રચંડ પલાશે તે૦ ૪
અભાગીયાનો તજીને આશ્રય,
પદર પ્રભૂનો સાહાને તે૦
દેવાદીક તાહારે ચરણે નમશે,
ગુણ સહુ તાહારા ગાશે. તે૦ ૫

પાસા સઘલા સવલા પડશે,
દુર્લભ જીતીશ દાને. તે૦
વિઘ્ન નીવારવા તાહારાં વિઠલ,
ચક્ર ધરીને ધાશે તે૦ ૬
દાસનાં દારીદ્ર દૂર કરાવા,
રામ મોકલશે રમાને. તે૦
કૃષ્ણરામ કહે કૃષ્ણને ભજતાં,
જન્મમરણ જીતાશે. તે૦ ૭

વા ૬ પ. ૪

## કીર્તન ૨ જું.

ભક્તિને વશ ભગવાન,
ગુણના નહી કામી. ધ. ૧
વય નોહોતું પણ ધ્રુવને રીઝયા,
આપ્યુ અચલ સ્થાન ગુ.
શવરીને જાતી નોહોતી પણ,
પ્રેમે અભય પદ પામી ૨
શ્રીદામાને શ્રી નહોતી પણ,
દીધું આલિંગન દાન ગુ.
ઉગ્રસેનને નોહોતુ પરાક્રમ,
પણ થયા યાદવ સ્વામી. ગુ. ૩
રૂપ નોહોતુ કુબજ્યાને પણ તે,
સખીનું પામી સમાન ગુ.
ચ્યાતુરી નોહોતી ગોપીજનોને,
પણ યદુપતી શ્રી જામી ગુ. ૪
સદાચરણ નોહોતું વાલ્મીકને
પણ થયા તેજોનિધાન[1] ગુ.
[2]વારણેંદ્રનેં વિદ્યા નોહોતી,
પણ તેણે આપદા વામિ.[3] ગુ. ૫

૧ ઘણા તેજસ્વી ૨ ગજેંદ્ર ૩ નાશ થઈ

સ્થલ નોહોતું પણ સમીપ વશીયા
હરજી ને હનુમાન. ગુ.
રાજ્ય નોહોતું પણ વીદુર તણે ઘર,
ગયા શ્રી ગરૂડાગામિ. ગુ. ૬
એમ ભક્તિ વશ જોઈ ભુધરને,
અન્યનું તજ્ય અભીમાન ગુ.
કૃષ્ણરામ કહે કૃષ્ણને ભજતા,
કાંઈ રહે નહીં ખામી. ગુ. ૭

વી ૬ ૫. ૫

## કીર્તન ૩ જું.

કૃષ્ણ સદા છે કૃપાલ,
ભજ શરણ થઇને ધ.
અન્ય સગાં અલગા થઈ રહેશે.
એ કરશે સભાલ. ભ.
યમ કિંકર દે ફાશી તે સમે.[1]
ઉગારે એ કર ગ્રહીને, ભ. ૨
દાસને દોહ્યલે દેવ એ દોડે,
કર લેઇને કરવાલ[2] ભ.
સ્મર્ણ માત્રમા સેવકનાએ,
દુષ્કૃત નાંખે દહીને ભ. ૩
માહારો કહી માધવજી મીટાવે
જન કેરીજંજાલ. ભ.
વિશ્વાસે ભજતા એ વીઠલ.
વેગે આવશે વહીને ભ. ૪
અવશ્ય એ અનુચરની કરશે
પ્રેમી લહી પ્રતીપાલ ભ.
જેહેને તહેવી દેશે પ્રતીતી
ભક્ત મનોરથ લહીને ભ. ૫

---

૧ દેવાવેળા ૨ ચક્ર.

શાત રૂપ ભાસે સેવકને
વિકટોને વીકરાલ ભ.
જીવ તણુ દૈવત જાણીને
માન્ય તુ માહારા કહીને ભ ૬
દેવાદિક સહુ એહેને વશ છે
કહ્યામા રેહે છે કાલ ભ
કૃષ્ણરામ કહે કૃષ્ણને ભજજે
સુખ દુ ખ સઘલા સહીને ભ ૭

વી ૬ ૫ ૬

## કીર્તન ૪ થુ.

રાગ કાફી તાલ દીપચંદી

શઠકાં અજિયે સુવે છે,
જોને આખ્ય ઉઘાડિ ધ૦ ૧
લેહેણદાર લેહેણુ લેઇ ઝુટયા,
તેહેને તું શાને રુવે છે જો૦ ૧
અનુપમ દેહના આયુષમાથી,
કાલ લે છે નીત્ય કાહાડિ જો૦ ૨
આ સૃષ્ટિ ઈશ્વરને આધીન,
જડતા તાહારી જુવે છે જો૦
માહારુ માનવુ જો ન તજે તો,
દૂખી થઈશ તુ દાહાડી જો૦ ૩
કૃષ્ણ ભજન [1]કામધેનું તજીશુ,
વિષય [2]શ્વાનીને દુ૦ે છે જો૦
કૃષ્ણનુ ખાઇને તું [3]કા જનોની,
જકડ કરે છે જાડી જો૦ ૪
ક્ષેમકારી મારગને તજી કા,
ખોટામા કાલ ખુવે છે જો૦

૧ ગાય ૨ સસાર રૂપી કુતરી ૩ જમડા

હિસાબ લેશે યમરાય ત્યાહારે,
ઉદર નાખશે ફાડી જો૦ ૫
વૈષ્ણવ કેહેવાઈ વિમુખ રહિને,
વેશને કા વગુવે છે. જો૦
સુધાસમુદ્ર એ કૃષ્ણ ભજન જો,
કામના કીચની ખાડી. જો૦ ૬
હરી હીરાને હાથ્યે તજીને,
ધૂલ્ય તું શાને ધુવે છે જો૦
કૃષ્ણરામ કહે કયારે સમજીશ.
ઘેલી થઈ જોને ડાહાડી જો૦ ૭

વી ૬ ૫ ૩

## કીર્તન ૫ મુ.

જન્મ ધાર્યોનુ સાર્થક,
જેણે સભાલી આતક
દેહ દુર્લભ દ્રષ્ટે દાખી,
કાને કથા રસાયણ ચાખિ જ૦ ૧
સતસગની સત્વર સાધી,
આતરિનો મિટિયો આધી,
વિધિ સેવ્યો તજિયો [1]વેધ,
એણેમાનો કર્યો [2]હયમેધ જ૦ ૨
બ્રહ્મવિત્ સેવી બ્રાહ્મણ,
કરિ વૃત્તિયો વીલક્ષણ,
હુને માહારુ સમજ્યો સત્ય,
આપ્યા સત્પાત્રોને દ્રવ્ય જ૦ ૩
શ્રીમદ્ ભાગવતનુ સત્ર,
કિધુ વૃત્તિ કરી એકત્ર,
જેથી કામાદી ખસે [3]વીહીતા,
શ્રુણી એહેવી શ્રી ભગવત ગીતા. જ. ૪

૧ નીષેધ બાબત ૨ અશ્વ મેધ યજ્ઞ ૩ અતરના.

અહંકરતા પદ તે શમિયુ,
શિર સદ્દગુરુચરણે નમિયું,
મમતા મલિનોની ભાગી,
જગદીશની ભક્તિ જાગી જ૦ ૫
ગમ્યા ગોવિંદના ગુણ ગાવા,
દેવાદિકના છુટા દાવા,
માન્યા માહારા માધવજીને,
ચરણ શરણ રહ્યા વળગીને જ૦ ૬
કરિ પાવન માની કુખ,
સેવ્યા હરિને થઈ સન્મૂખ,
વસુધાની પીડા વારી,
કૃષ્ણરામ કુલોને તારી. જ૦ ૭

વી ૬ ૫. ૧૯

## કીર્તન ૬ ઠું.

એહેવા વિરલા જાણો નર,
જેણે સેવ્યા શારિંગધર,
ઉરમા પ્રગટી અન્વીક્ષા,
ધરિ અંગે વૈષ્ણવિ દિક્ષા. એ૦ ૧
દાન કરતા રહે ઉદાર,
માને સ્વપ્ન સમો સંસાર,
જાણે પરનારીને જનની.
ધરે નહિ તૃષ્ણા પરધનની. એ૦ ૨
સદા આંતરી રહે સતસંગી,
બાહાર જયે રહે બહુ રંગી,
જેના મનનો બોધ અગાધ,
અહં મમતા ન કરે બાધ. એ૦ ૩
માને માનવ તનુને પ્રસાદી,
વિકલ્પોના હોય ન વાદિ,
લહે ઇશથી જીવ અભેદ,
તોહે દાસ થતા નહિ ખેદ એ૦ ૪

દેખે દેવને દેહે દેહે,
સેવે સર્વને હરિને સ્નેહે,
શોક મોહ વડે નવ્ય સૂકે,[1]
માધવનુ સ્મરણ નવ્ય મૂકે. એ૦ ૫
કોના ઉપર ન ધરે ક્રોધ,
વદી વાક્ય શમાવે વિરોધ.
પ્રભુનાથ શું બાધિ પ્રીતિ,
કશી આદરે નહિ જે અનીતિ. એ ૬
લક્ષ જેની લુટાય ન લોભે,
સાચા અનુભવથી જ્યે શોભે.
ભક્તિ રસથી જ્યે રહે ભીના.
કૃષ્ણરામ તે કેશવજીના. એ ૭

વી ૬ ૫ ૨૦

---

## કીર્તન ૭ મુ.

જીવે માનવ એહેવા મોઘ[2]
અજિઆદરે અઘનાઓઘ[3]
ધ્રૂજે મરણ સમુદત્ત[4] માંની,
માને દાનને મોટી હાની. જી૦ ૧
સોને સુત સુંદરી શણગારે,
પરણે સુત માટે વારેવારે,
ખરચે ખાડમા પડતાં ધન.
કૃષ્ણાર્પણમાં ન ચાલે મન. જી૦ ૨
[5]વરે વાવરે કરજે કાહાડી,
યાચે વિપ્ર તો ઉઠે [6]ત્રાડી
પુત્રાદિકને પિંડને પોસે,
ધર્મને શાપ થેથી ધ્રોસે[7] જી૦ ૩

---

૧ મનમા હર્ષ શોક ન કરે ૨ અજ્ઞાની ૩ પાપના ઢગલા ૪ દાન મર્ણ જેવુ માંનીને ૫ વરો ૬ મારી ૭ ગાજે.

ભલી વસ્તુ ન વિપ્રને આલે,
કહે લોકીક બિન કયમ ચાલે.
ભરે વ્યભિચારેથી દંડ,
નાપે વિપ્રને પુંગી ખંડ.[1] જી૦ ૪
કથા કૃષ્ણની રાખે ન હઇયે,
જાણે કયાહારે ઉઠીને જઇયે,
બોલે નિજની મોટાઇયો હુંયે.
કથા સુણતા આડા પડી ઉંઘે. જી૦ ૫
વિષય વાતનું રાખે સ્મરણ,
કૃષ્ણ કિર્ત્તિન ઉતરે કર્ણ
કીર્ત્તન કદી બોલે ન સ્પષ્ટ,
કહિયે સાચું તો ઉપજે કષ્ટ. જી૦ ૬
નાવે ગુરૂમાં હરીનો ભાવ,
તેના વચનને માને તાવ
વદે વજ્ર સરીખા વચન,
કૃષ્ણરામ એ યમના જંન. જી૦ ૭

ની ૧૫ ૧

## કીર્તન ૮ મુ.

ધારી માનવતનુ કા તેહેણે,
જે ન લાજે માધવને મેહેણે,
વેદ શાસ્ત્ર પુરાણ પુકારે.
તેમા કોય વચન નવ્યધારે. ધા ૧
રમે મિથુન પરસ્પર રાત્યે,
પડયા ઉઠે નહિ જયે પ્રભાતે.
જમે અશુચિ [2]અયજ્ઞોચ્છિષ્ટ,
માને આપણું જયેથી અનીષ્ટ ધા૦ ૨

---

૧ સોપારીનો કકડા. ૨ વૈશ્વદેવ કર્યાવિના

ભજે ભયતનુ ધનને માટે.
આઠે પ્રહર ફરે ઉચાટે,
ગર્ત્તભગનીના દુહિતાના.
વાકયે વાકયે વિખાણે માના, ધા૦ ૩
પરની પીડાને જોઈ રીઝે.
ક્ષેમ કહેનારાને ખીજે,
ગુણને જોઇ અવગુણ માને,
કથા કદીયે સુણે નહિ કાને. ધા૦ ૪
દાંન વેલા ખશી જાય દૂર,
લૌકિકમા જડાયે જરૂર,
દામ દારાના થઇ રહે દાસ,
પ્રીત્યે બેસે પાખડી પાસ ધા૦ ૫
નાવે હરિકીર્ત્તનનો પ્રમ,
વિધવિધના વિચારે વેહેમ
વેદ વાકયનો નહિ વિશ્વાસ.
કલ્પે કઈ કઇ કુત્સિત કયાસ. ધા૦ ૬
સાધી જાણે નહિ નિજ શ્રેય,
પ્રભુજીને ન માને પ્રેય.
નર રૂપે પશુ થઈ ફરશે,
કાણુરામ તે કયાહારે તરશે. ધા૦ ૭
ચી ૭ પ. ૧

---

## કીર્તન ૯ મું.

કૃષ્ણ કથામૃત પાન કરેથી,
વિષય તણા વિષ જાશેરે. કૃ૦ ૧
કરણે શ્રુણ્યેથી થશે કૃતારથ,
ધ્યાન ધરી જોધ્વાશેરે,
હુ માહારાની હોલી શમશે,
રુદયે શીતલ થાશેરે કૃ૦ ૨
ડાકયણ તૃષ્ણા ડોલી નિકલશે,
જે જયમ ત્યમ ઓલખાશેરે,

મોહ ગયે માધવનુ સમજી,
ચિત્તમાં ચિંત્તન ચ્યાહાશેરે. કૃ૦ ૩
ગોવિંદજીના ગુણ પ્રિય જાણી,
ગમ્ય થયેથી ગવાશેરે;
કૃષ્ણરામ કહે કૃષ્ણ લહે તે,
કૃષ્ણ તણા કહેવાશ્યેરે. કૃ૦ ૪

ની. ૫ ૫ ૪

## કીર્તન ૧૦ મુ

કેશવજીનું કીર્ત્તન કરતા,
સંચિત સઘલા સમશેરે. કે૦ ધ૦ ૧
આગતુક અવલાં નહિ ઉપજે,
રુદયે રમાપતી રમશે રે,
ખલતા સઘલી ખસશે તેહેની.
ગોવિંદ ગાવા ગમશેરે. કે૦ ૨
નીજ કીરતનથી નાથ રીઝીને,
વંક વિકળના ખમશેરે,
દેવાદીક સહુ દાવો તજીને,
ચ્યાહિને ચરણે નમશેરે કે૦ ૩
સમદ્રષ્ટિ થાશે પછી તેહેને,
યમકિંકર કયમ દમશે રે,
કૃષ્ણરામ કહે કૃષ્ણ દાસના,
વિધિ નિષેધ વીસમશે રે. કે૦ ૪

ની ૫ ૫. ૮

## કીર્તન ૧૧ મું.

શ્રીધરજીનુ સ્મરણ કરતા,
વિષય સ્મરણ વીસરશેરે, શ્રી૦ ધ૦ ૧
ચિત્ત [1]ચરમમા ચોટયુ હશે તે,
નિર્ભય થઈ નીસરશેરે,
વાહાલા વેરની દ્રષ્ટિ મિટિને,
સરવ વિવેક સુધરશેરે શ્રી૦ ૨

૧ ચીપયમા

પ૯ર૯



આ અનીત્ય સઘલુ [2]આલોકચે,
ફોકટથી ચિત્ત ફરશેરે;
ઇશ તણે આધીન લહીને,
અહં મમતાને તરશેરે શ્રી૦ ૩
વિકલ્પ સઘળા જશે વિસરી
હરી ચરણેં ચિત્ત ઠરશેરે,
કૃષ્ણરામ કહે કૃષ્ણ સ્મરણથી;
વૃત્તિયો હરિને વરશે રે. શ્રી૦ ૪
ની ૫ ૫ ૪

---

## કીર્તન ૧૨ મું.

કૃષ્ણ વિના કલ્યાણ નથી કહી,
જીવ જો જુવે વિચારીરે. કૃ૦ ધ૦ ૧
અતલાદિક અહિના લોકોમા,
ભયવિષ ભરીયા ભારીરે,
ભુર્ભુવ સ્વર્લોકે ભય છે,
ધ્યાન વડે જો ધારીરે કૃ૦ ૨
મહર્જનાદિક ઉર્ધ્વલોકમા,
નિર્ભય નહિ નરનારીરે,
દસોદીશામા કાલ કરે ભય,
જીવ યાવત અહંકારીરે કૃ૦ ૩
કૃષ્ણ વિમુખ કહિ સુખ નવ્ય પામે,
જયમ જલ બીન જલચારીરે,
કૃષ્ણરામ કહે કૃષ્ણ શરણથી,
સકલ થશે સુખકારીરે. કૃ૦ ૪
વી ૫ ૫ ૪

---

૨ જોવાથી.

## પદ ૧૩ મુ.

મન તું સ્થિર એક્ય,
કાઇ પડે નહિ કૃષ્ણ ચંદ્રને કેહેવુ,
એ તો છે રુષિકેશ,
એહેને આપણે અધીન થઇને રહેવુ. ધ. ૧

એહેની સકલ [1]ઘટે સત્તા [2]સ્ફુર્ત્તિ,
[3]અવ્યક્ત અકલ એહેની મૂર્ત્તિ.
એહેની અપ્રમેય પ્રભૂતા પૂર્ત્તિ. મ૦ ૨

એતો સ્વેચ્છાયે સરજે સૃષ્ટિ.
એહેની વરસાવિ વરસે વૃષ્ટિ,
પ્રેરે [4]પ્રધાનને એહેની દ્રષ્ટિ મ ૩

એહેને અધીન સત્વ રજો ને તમ,
રવીને અધીન લોચન છે જયમ,
એહેની કરૂણા વિના હોય વિફ્લોદ્યમ. મ ૪

એતો પાલે પ્રજા કોય કોય બાને.
મોહિત જન અન્યોને માને,
એહેની ગમ્ય લહે કોય ગુરૂ જ્ઞાને મ ૫

હડકાગો [5]પશ્વા જયમ દિશિ ધાવે,
હતાને તજી યષ્ટી ચાવે,
એમ મોહિતને મન હરિ નાવે. મ ૬

માટે મૂકી દે લૌકિક લવને,
જાતો ખોઈ [1]અનિમિષના [2]જવને,
કહે કૃષ્ણરામ ભજય કેશવને મ. ૭

ધી ૧૫૬

---

૧ સર્વ પ્રાણીમા ૨ વ્યાપી રહી છે. ૩ દર્ષ્ટીએન દેખાય એમ ૪ સર્વ પ્રત્યે સાક્ષી રૂપે જુવે છે ૫ કુતરો ૬ આખ ઉઘાડવી ને મીચવી રૂપ વિષય ૭ વેગ

## કીર્તન ૧૪ મુ.

આવ્યો અવતાર માનવનો માધવને ભજવા માટે,
અજિ કાં વિસાર પાડે છે મન અન્ય વિષય ઉચાટે ધ૦ ૧

વિષ સરખા વિષય તણા છે રસ,
મીઠા લાગે જ્યમ ખણુતા ખસ,
એહેને સેવ્યે પામિશ [1]પૂર્વ દિવસ આ૦ ૨

એતો અખિલ ભોગ્યા છે તે આદિ,
તેથિ દુઃખ થયાં તે ધરજ્ય યાદિ,
હવે [2]મા થા [3]શિશ્નોદર સ્વાદિ આ૦ ૩

ઉપકાર કરયો કૃષ્ણે મન ધરય,
જેણે માનવ સરજ્યો તેહેને વરય
તું કુંજર [4]શૌચ સમુ મા કરય આ૦ ૪

જો [5]પતંગ નેત્રે દહન પડિયો,
જો જીભે ઝષ જાલે જડિયો,
જો નાસાયેં અલિ કમલે શડિયો આ૦ ૫

જો શિશ્નસ્વાદથી ગજ ફશિયો,
જો શ્રવણે માર્યો મૃગ રશિયો,
તું પચ સેવવા કયમ ધશિયો આ૦ ૬

માટે મા થા વિષય તણો ધ્યાતા
ભજ સર્વેશ્વરને થઇ જ્ઞાતા,
કહે કૃષ્ણરામ જો ચ્યાહે શાતા આ૦ ૭

ાી. ૧ ૫. ૭

---

૧ પછીથી ૨ ન થઇશ ૩ સ્ત્રી મુખ ૪ હાથી નહાય પણ પાછો
કચરો નાખે તેમ ૫ ફુંદા

## કીર્તન ૧૫ મુ.

કોય વીરલા જન,
ભગવદ્ ભજને શું સુખ છે તે જાણે
હરિચરણે મન અરપ્યુ તેં તો ભિતિ કોયથિ નાણે, કો ૧

શુણ્ય [1]કાયાધવ કેરી કરણી
શ્રીભાગવતે વ્યાસે વરણી,
જેહેનિ મનવૃત્તિ પ્રભુને પરણી કો. ૨

જેના મુખથી હરિનું નામ લહી,
શુણિ કોપ્યો તાત યથામહા [2]અહિ.
જાણ્યેં નાંખશે દશો દિશાને દહિ. કો. ૩

કહે હરિ બોલ્યો તે મારૂ હવે
એમ કહિને નાખ્યો દહન દવે,
જોયુ તો દહને સુધા આવે. કો ૪

પછિ પાયુ ગર [3]પ્રસુતાકરથી,
થયુ સુખકારી [4]અમૃતવરથી
નવ્ય ત્વચા કપાઇ મહાશરથી કો. ૫

દિગ્ગજ ત્રાસ્યા પણ નવ્ય મારયો.
મહા જલે [4]નમગ્ન કર્યો તારયો,
હઠિ તાત ઉપાય કરી હાર્યો. કો. ૬.

સુખ સીમારૂપ ભજન એહેવુ,
તે તજી [5]વિડબણ કા વેહેવુ,
કહે કૃષ્ણરામ મન એ ગ્રહેવુ કો ૭

કી ૧૫

---

૧. પ્રહલાદજી ૨. સર્પ ૩. માતા ૪ ડુબાડગો. ૫. દુખ.

## કીર્તન ૧૬ મું.

આવિ એકાદશી આજ સુખદાયકા,
લાયકા કૃષ્ણ પદવીની દાતા.
સર્વ વ્યાપાર તજી સત આવો સજી,
સહજમા ધ્યાહો જો સકલ શાતા આ ૧
ઇદ્રીયો સકલ તે અર્પવા કૃષ્ણને,
મન માધવજીને ચરણ ધરવુ.
ભોજન પરિહરિ ચિત્તને દ્રઢ કરિ,
કૃષ્ણ કિર્ત્તનથી જાગરણ કરવુ આ. ૨
વેદે અથર્વણે મહિમા મોહોટા ભણે,
પદ્મ પૂરાણે વલિ પ્રભુયે ગાયો
મુર હતો દૈત્ય [2]વરસકલથી [3]સાંકલ્યો,
તે જયારે લડવા હરિ સાહામો ધાયો. આ. ૩
હરિને હાથયે નોહોતો મારવો તે સમે,
ઉરથિ એકાદશી પ્રગટિ શક્તિ,
ત્રણયરૂપે ગણો એક એ તત્વને[4]
વિષ્ણુ એકાદશી પ્રેમભક્તિ. આ ૪
કીધે એકાદશી ભક્તિ રહે મનવશી,
હરજી આવે હશિ વેગે વાહારે
માટે રાખો ખબરય યત્ન કરવુ જબર,
આહાવો આ અવસર મલશે કયાહારે. આ. ૫
મેઘ જયમ સરવનુ બીજ ત્યમ ધર્મનુ,
બીજ એકાદશી યુકતે જાણી
શાસ્ત્રે વેદાંત પૂરાણમા ભાગવત
વાણીમા શ્રેષ્ટ જયમ વેદ વાણી, આ. ૬
દેવમાં કૃષ્ણ જયમ તીર્થમા જાન્હવી,
સર્વ, ફલદાતા જયમ શભૂ કહિયે.

૨. વરદાન—૩. બધાયલો—૪ સ્વરૂપને.

વર્ણમાં વીપ્ર જયમ તુલશિ તરૂને વિષે,
એમ એકાદશી તિથિમા લહિયે આ. ૭
[1]અપરિમિત મહિમા છે જયેના જાગરણનો
કંઠ કીર્ત્તન કરી કૃષ્ણ ગાતાં
સવિધિપૂર્વક અતી આદરે નાચતા,
કોટિ કલિમલ જશે લાત ખાતા આ. ૮
જેહેને એકાદશિ ઉરમા ભાવે નહિ,
ભ્રાંત તે ભટકતાં ભવમા ભમશે
નિંદા કરતા જે કો અન્ન આરોગશે,
તે પ્રાણિ સર્વનુ પાપ જમશે આ ૯
જેહેને વાહાલા નથી શ્રીપતી સામળા,
મુરદાને માટે તે રાત્રિ જાગે
દામના દાસ થઇ ક્રોધે લાઘણ કરે,
તે તણુ ફલ કોહોની પાસ માગે આ. ૧૦
વિષ્ણુથિ વિમુખ રહિ વેશ વગોવતા,
કાતાના કુંડમા જાય નાહાવા.
એહેવા નરનારીના ઘટ વિષે કયમ ગમે,
ગિરિવરધારીના ગુણ તે ગાવા આ ૧૧
જે રમાનાથના રંગથિ રસ ભરયા
જીવ તે કયમ રહે કોહોના ઝાલ્યા,
અંગાઅંગ તેહેને આનંદ ઉપજે,
કૃષ્ણ કીર્તન વિષે આવે ચાલ્યા. આ ૧૨
આદરે આવિયે ગાઇ ગવરાવિયે,
શીખિ શીખાવિયે કૃષ્ણ કહિયે
કૃષ્ણ કરૂણા થકી કૃષ્ણરામે કહ્યુ,
વાજતે ડંકે વૈકુંઠ જઇએ આ ૧૩

ની. ૧ ૫. ૧૦

---

૧. અત્યંત

## કીર્તન પદ ૧૭ મું.

કૃષ્ણે અંગી કર્યા જેને માહારા કહી,
જન્મ સાર્થક થયા તેહ જનના.
બાકિ બીજા બકે બાધ પાખે બધા,
દાસ તે તો સદા દારા ધનના ક. ૧
વિપ્ર વા ક્ષત્રી વા વૈશ્ય વા શુદ્રવા,
નીચ વા શ્વપચ[૧] વા મ્લેચ્છ જાતી
જેહેના ઉરમા હશે ભક્તિ જગદીશની,[૨]
ખાસા તેહેની કરે ખાત્યે ખ્યાતી ક. ૨
પારસ પરશ્યેથી લોહ બદલાય જયમ,
એમ [૩]આશય તે ભક્તિથી પલટે
ઉચ મધ્યમ અધમ લોહોની જયે જાતિયો,
તેહેને [૪]આયસ હવે કહેવુ ન ઘટે ક. ૩
પારસ પરશ્યા બિન જયે રહ્યુ લોહતે,
લોહ જાતી સમુ મૂળ પામે
પારસ પરશ્યે આયસ અનાવાસથી,
જાતરૂપી થઇ જાતિ વામે ક. ૪
એમ આશય અવિદ્યાતણા સર્વને,
ઉચ મધ્યમ અધમ આયસ જેહેવા,
ભક્તિભાવે ભજ્યા કૃષ્ણને તેહવે,
જાતિ જોવુ તજી સત કહેવા કૃ૦ ૫
બાહારનુ શરીર તે પંચમાહાભૂતનુ,
તેતો સઘલે સમુ જોવુ જાણી,
એહેમા [૫]આશય ભરચા જેહ આગ્યતરે
વિપ્રાદી કહે તેહેને વેદવાણી. કૃ૦ ૬
મૃતિકાના જયમ પીંડ ઝાઝા કરી,
ઉચ મધ્યમ અધમ લોહે ભરિયા.

---

૧ ચાડાલ. ૨ ઇશ્વર ૩ ગમે તે જાતી હોય પણ અંતઃકરણ બદ-
લાઇ સતથાય ૪ લોહ ૫ બુદ્ધીજ્ઞાન.

એમ [1]આભોતિક દેહ આશય ભરચા.
તેણે તે ઊચને નીચ ઠરિયા કૃ૦ ૭
એહેમાંના આશય ભક્તિ ભાવે ભજ્યે,
પલટચા જહેને મલ્યા સંત સાચા,
તે થયા સત અસત બીજા રહ્યા,
વિપ્રાદિ જાતિએ વેદવાચા કૃ૦ ૮
સાચે ભાવે થયા શરણ શ્રીનાથને,
વેદવાણીનો વિશ્વાસ માની,
કૃષ્ણ ભજતા તેહેને કૃષ્ણે કરૂણા કરી,
ગમ્ય ઉઘાડિને કીધા જ્ઞાની. કૃ૦ ૯
સત નવ્ય સેવ્યા તે શરિર દર્શી રહ્યા,
વિપ્રાદિ વપુનુ તે માન ધરતા,
વેશ વૈષ્ણવ તણો [2]વપુયે [3]વીડારીને,
આંતરિ વૃત્તીયે વિષય વરતા. કૃ૦ ૧૦
કૃષ્ણથી વિમુખોને કોટિ કલ્પે ભમ્યે,
સંત સેવ્યા વિના સાન નાવે,
શુ થયુ શાસ્ત્રને વેદ વિદ્યા ભણ્યે,
બોધ તે માહેલો કુણ બતાવે કૃ૦ ૧૧
માટે કરૂણા કરો માહા માયી માધવા,
સતની સગતી શઠને દીજે,
પતિત પાવન ધરચુ બિરૂદ તે પાલિયે,
અજ્ઞ જાણીને ઉપકાર કીજે કૃ૦ ૧૨
ચરણને શરણ હુ છુ ચિદાનદને,
અન્ય સાધન નથી કોય માહારે.
કીચ માહાથી કૃષ્ણરામને કાહાડવા,
વેગે ધાજ્યો વાસુદેવ વાહારે કૃ૦ ૧૩

ધી ૧ ૫ ૧૨

---

૧ પંચમાભુત. ૨ શરીરે. ૩ પ્રકાશીને.

## કીર્તન પદ ૧૮ મું

કૃષ્ણ કરૂણા વિના કોટિ ઉદ્યમ કરયે,
જાય નહિ [૧]જવનિકા જીવ કેરી,
સવિતા ઉગ્યા વિના [૨]શાર્વર રજનિનું,
જયમ ન નિઃશેષ હોય એહું ઘેરી કૃ૦ ૧
દીપકે વહ્નિયે [૩]ઉડુગણે [૪]વિદ્યુતે,
મણિયે [૫]મૃગલાછને સ્વરૂપ ભાસે,
સૂક્ષ્મ વસ્તુ તથાપિ ન શોધી જડે,
નિશિનુ [૬]તમ સઘલુ તે સૂર્યે નાસે કૃ૦ ૨
એમ તીર્થે તપે વૃત્તે દાને ભણ્યે,
યોગે [૭]અપરોક્ષ નવ્ય હોય જ્ઞાન,
સૂક્ષ્મ તે સચ્ચિદાનંદ ભાસે નહી,
માયાનુ ન ખસે નિશેષ માન કૃ૦ ૩
સર્વનુ માન મૂકીને શ્રીનાથને,
દીન થઇ જો ભજે દાસ ભાવે,
કૃષ્ણ કરૂણા કરે કિંકર જાણિને,
તો તે જનને [૮]નિકટ માયા નાવે કૃ૦ ૪
માયાનિ [૯]જવનિકા દુર થઇ જાણવા.
ઓલખો શાસ્ત્રની કહુ ઇધાણી,
હુંને માહારૂ મિટે કોટિ સંશય કટે,
તૃષ્ણા તરંગિણિ ન શકે તાણિ કૃ૦ ૫
ધર્મની અર્થની કામની મોક્ષની,
આશા નવ્ય ઉપજે એકે એહેને,
સિદ્ધિયોને પણ સ્વાદર નવ્ય કરે,
જક્ત સ્વપના સમુ ભાસે જેહેને કૃ૦ ૬
ભક્તિ વૈરાગ્ય ને જ્ઞાન ઉઘડે ભલા,
શ્રવણ કીર્ત્તન મનન સત્ય સેવે,

---

૧ માયા. ૨ અંધકાર ૩ તારા ૪ વીજલી ૫ ચંદ્રમા ૬ અંધારૂ
૭ પ્રત્યક્ષ પામે. ૮ મોહ ૯ ઇશ્વર

તેનિદિધ્યાસના સુખને સમજી શકે,
માયા ગઈ જાણિયે ચિન્હ એહેવે. કૃ૦ ૭
સફલ અવતાર તેહેનો થયો સમજિયે,
કૃષ્ણ કરૂણા થઇ જયેહ જનને,
મડન રૂપી મહી મડલે તે થયા,
અરપ્યું મન જેણે આનદ ઘનને કૃ૦ ૮
કૃષ્ણ એહેવો દિવસ કૃપણને કયહા થકી
અજ્ઞ અભિમાનિને મજ સમાને,
પતિત પાવન નિજ બિરુદને પાલવા,
પખાસા મજ માટે ધારો ક્ષમાને કૃ૦ ૯
અબલ જાણીને અવિનાશી જો આદરો,
લેશ કરૂણા કરો લક્ષ થાવા,
જો કરો જવનિકા દૂર જન જાણિતો,
ગમ્યેથિ ઈછું ગોવિદ ગાવા કૃ૦ ૧૦
આપનો અશ [1]અર્ભક સમો જાણીને,
કૃષ્ણ કરૂણા કરો કષ્ટ વામુ,
કૃષ્ણજી જો કૃષ્ણરામનો કર ધરો,
પ્રીત્યે પ્રતીતિ પ્રત્યક્ષ્ય પામુ કૃ૦ ૧૧

ની ૧૫ ૧૪

## પદ ૧૯ મુ.

ત તો ચતુર ચેતી હ્યે આ સમે,
મદમત્ત ફરે છે કા મન ગમ્યે
રગડાઈશ રાગરોષમા રમ્યે ત ૧
ગુનેગાર છે તું ઘણો ઘાહાડોરે,
અજી ચાલે છે કા આડો આડોરે.
દેખીશ કયહા ફરીતે આ દાહાડોરે, તૃ ૨
નાથે નર તનુ તુજને આપીરે,

૧ બાળક

કુટિલ કામ કલેશમા શ્રુ [1]કાપિરે.
આખ્યે દુખ નહી શુ અદ્યાપિરે તું. ૩
વિષ સરખા વિષયમા ભોગ્યરે,
એતો નર તનુને નહીં યોગ્યરે,
એથી અધિક થશે [2]અનારોગ્યરે. તું. ૪

દેહ ધન સુતદારા ધામરે,
એતો માયાના બહુ વિધ નામરે,
કોય એહેમાનુ આવે ન કામરે તુ ૫

શુ તું એહેમાનુ માને છે સત્યરે,
વિચારિ જોતા એ છે [3]વિપત્પરે,
એથી અંતે થશે [4]અવગત્યરે. તુ ૬

કોહોને હું ને માહારૂ ત કહે છેરે,
વિના સમજ્યે તુ વાકો વહે છેરે
દિવ્ય દેહ કા દુખમા દહે છેરે. તું. ૭

જ્યારે અવતર્યો ત્યારે તુ એકરે,
મધ્યે આવિ મલ્યા આ અનેકરે.
એ છે છલ કરનારા છેકરે તુ ૮

તાહારૂ તન, મન, ધન, એ હરશેરે.
મધ્યે રુણ છુટયેથિ એ મરશેરે
વાસના વડે ન એ વિસરશેરે. તું ૯

ઘણા ઘાલશે ઘટમા એ [5]પગાડારે,
અતિ કરમ કરાવશે આડારે,
જીવતાં ભત શા વલગ્યે જાડારે તુ. ૧૦

માહારા માનવા મૂકિધે એહેનેરે,
કુંણચંદ્રને તું માહારા કહેનેરે,
જેણે આપ્યો આ દુર્લભ દેહેનેરે. તું. ૧૧

૧ વાપરી ૨ પીડા ૩ પીડાકારો. ૪ અવગતી ૫ સશયો

નથી ગરજ એહેમા તાહારે કોહોનીરે,
એતો સરવ વિટંબણા મોહોનીરે,
માટે મૂકિયે વૃત્તિ દ્રોહોનીરે ત્. ૧૨
માંયે માન્ય કરે છે મરણરે,
શીઘ્ર થા હવે કાણને શરણરે,
એહેની કરૂણાયે ખસસે ૧આવર્ણરે ત્. ૧૩
એ છે સ્વામી શરણ વિશ્રામરે,
પતિત પાવન પાલશે નાંમરે,
કહ્યું માન્ય કહે કૃષ્ણરામરે ત્. ૧૪

ગી ૨ ૫ ૧૮

---

## કીર્તન ૨૦ મું.

કૃષ્ણ ભક્તિ વિના વેશ શું કરે,
શ્રદ્ધા વરજીત સત ને કયમ ઠરે.
એથી આચ ન યમની ઉગરે. કૃ ૧
બક પક્ષી સપેત છે બારણે,
ધ્યાને દૃઢ ઉભો રહે ધારણે,
કિનારે તીર્થને મત્સ કારણે. કૃ ૨
જોને બકરો ધર બહુ દાહાડીને,
પત્ર પ્રાસે છે આપે ઉપાડીને,
ચઢે બકરીને ગાલ વજાડિને કૃ ૩
જાગે રાત્રદિવસ નિત્ય ૨શ્વાનરે,
દીન થઈને મુકે નિજ માનરે,
તેહેને તુતું સુણયાનુ ધ્યાનરે કૃ ૪
મૌન ૩મૂદે ચક્ષુ માર્જારરે,
બોલે ગરીબ સરીખા ઉચ્ચારરે,
મુષક મારવા થાય તૈયારરે કૃ ૫

---

૧ પડદો તથા માયા ૨ કૂતરો ૩ બાલક

મહા ગંગાયે રહેનારા મીન છે,
પણ મહિમાં અજાણે મલીન છે;
જીભે જાલે પડે માટે દીન છે. ક. ૬
દેહ બાલવે બને પતંગને,
પણ સમજે નહી કોય ઢંગને,
માટે ચ્યાહ્ય વન્હીના રંગને ક ૭
રામ રામ કહેવુ કીરને ઘડે,
તોહ્ય કામને ભય તેહેને નડે,
માટે પરાધીન પીંજરે પડે ક. ૮
સાધે ગુફામા રહેવુ સાપને
અન્ય સંગ વિનાથી આપને,
તોહ્ય આચરે અન્ય સંતાપને, ક ૯
એમ ૧અભણુ લહે સાધનને થશે,
તે તો વિશય વિલાસ મહા જશે,
હરી રીઝે જો હેત હ્રુદય હશે ક. ૧૦
સતસંગ વિના સ્નેહ કયાંહ થકે,
વેષ એકલા શુ સધવિ શકે
બોધ સમજ્યા ન તે બડબડ બકે ક ૧૧
પશુ પક્ષીનું નરને સમાન છે,
ધારચે વેશે જો ઉર અજ્ઞાન છે,
વિષ્ણુ વિમુખોને વિષયનુ ધ્યાન છે, ક ૧૨
આહાર ભય નિદ્રા રતિમા રમ્યે,
મત ઉજાવતા મનને ગમ્યે,
માન નહી આવે બિન સંતને નમ્યે ક ૧૩
મૂર્ખ દુર્લભ દેહને શુ લહે.
જ્યમ સુગંધ વસ્તુને ખરવહે,
તેહેના ગુણને ગુમાર તે શુ ગ્રહે ક ૧૪
એમ, મૂઢ હુ માનવ દેહે મલ્યો,

૧ અજાણો.

છું હું મોહાદિક ફેગ છલ્યો,
રાગ રોષે રઝલતા શુ રહ્યો. ક. ૧૫
વ્યાસ કેહેવાઇ વગોવાઉ છુ,
ઉરે ભક્તિ વિના અકલાઉ છુ,
કૃષ્ણરામ કૃપા થવિ ચાહાઉં છુ. ક ૧૬
વી ૨ ૫ ૨૦

---

## કીર્તન ૨૧ મુ

હરિ વિમુખોને સુખ શાનુ,
યમ જ્યેહેનુ ખોળે પાનુ,
વાહારયનું બાહારય રહે બાનું હ૦ ૧
પ્રભુનિ પ્રીતિ વિના પ્રાણી,
હરપ ધરો છો ૧ જાણી,
માહાલો શૂ મમતા માણી. હ૦ ૨
વેશ ધરે નટુવા વારુ,
લોક રિઝવવાને સારૂ,
એહેવાથી ન મિટે ૧અધારૂ. હ૦ ૩
હેત વિના હરિ નવ્ય રીઝે,
ખલમનને જાણી ખીજે,
ભાવ વિના ન હૃદય ભીજે હ૦ ૪
હરિ સહુના અતરયામી,
કોમલ દાસ તણા કામી,
તે રીઝયે શી રહે ખામિ હ૦ ૫
વેદશાસ્ત્ર વરણે જ્યેહેને,
જ્યેહેણે આપ્યો આ દેહેને,
કૃષ્ણરામ ઇચ્છે તેહેને હ૦ ૬
વી ૩ ૫ ૧

---

1 અજાન.

## પદ ૨૨ મું.

ચિત્ત ધરી ચિંતન કરીયે,
ઉત્તમ સાધન અનુસરીયે,
તરતતો ત્રિવિધિ તાપ તરીયે. ચિ ૧

સત્‌સંગમ સુકરમ શિક્ષા,
શમ દમ ઉપરમ તિતીક્ષા;
આત્મરતીને અન્વીક્ષા. ચિ ૨

અખીલમાં આત્મા ઓલખાવે,
નિરાલો નિત્યને નિરખાવે,
દયા કરી મારગ દેખાવે. ચિ ૩

સહસ્ત્ર સગાંથી જયે ન સરે,
તે એક સજ્જન કૃત્ય કરે,
કઇનેં તારિ આપ તરે ચી. ૪

જયેથી લક્ષ્મીવર [1]લહિયે,
સ્થિર મન ચરણ શરણ રહિયે,
તેહને સત્‌સગમ કહિયે. ચિ. ૫

લૌકિક અવશ્યનેં કરવા,
નિત્ય નૈમિત્તિકને નરુવા,
કામ્ય નિષિદ્ધનેં પરિહરવા ચિ. ૬

વિવેક થકી વપુનાં વાધો,
એથી ઇશ્વર આરાધો,
પટ વિધ સુકર્મ એ સાધો. ચી. ૭

સકલ સગાઇ સ્વારથની,
અહં મમતા શિ અપારથની;
પ્રીતિ કરો પરમારથની ચિ. ૮

---

૧ પામીએ.

નિરમલ નામ જપો નિત્યેં,
ચપલતા શીદ ધરો ચિત્તેં;
રેહેજયો રાખે તે રીત્યેં. ચિ. ૯

સુખ દુઃખ સમ જાણી સેહેવું,
સહુ જનથી નમતા રહેવું;
કઠિણ વચન શાંને કહેવું. ચિ. ૧૦

રાગ દ્વેષ રહિત રહેજયો,
નિજ ડાહાપણુ મૂકી દેજયો,
લક્ષ ધરી લાહાવો લેજયો ચિ. ૧૧

રખે જયમ જાણો ત્યમ તાણો,
મરણ તણો ડર મન આણો,
એ શિક્ષા સાધન જાંણો ચિ. ૧૨

હરિનુ નિરમ્યુ ત્યમ થાશે
અથડામણ એળ્યે જાશે,
વલગી રહેવુ વિશ્વાસે, ચિ. ૧૩

જે જન હું કરતા કહેશે,
વાહાડ્યું તે પોતે વેહેશે,
તેહેને દૈવ દગો દેશે ચિ ૧૪

વિકલ્પ* સઘલાં બિસરજયો,
કૃષ્ણાકાર વૃત્તિ કરજયો,
એ શમ સાધન ચિત્ત ધરજયો ચિ. ૧૫

પંચ ભૂત રચના પેખો,
લાભ રખે એહમા લેખો,
દમ સાધન એહેને દેખો. ચિ. ૧૬

કમેર્શી કરમ રચિત આલોક,
સ્વરગાદિક પણ ત્યમ છે શોક,[1]
ફલ સઘલાંને માનો ફોક. ચિ ૧૭

* અન્યવિચારો ૧ સ્વર્ગમાથી છેવટ પાછુ આવવુ પડે છે.

માયિક સરવે માયાનું,
વલવલતાં ને વાહ્યાનું,
દિલ કયમ માને ડાહ્યાનું ચિ. ૧૮

કાલ ભક્ષ્ય જેહેને કરશે,
તે તો કયમ સાચુ ઠરશે,
એથી અર્થ કીયો સરશે. ચિ. ૧૯

માટે સહુ મુકી દીજે,
કુષ્ટ લહી વિરતી[1] કીજે,
એ ઉપરમ સમજી લીજે ચિ. ૨૦

જયે નિપજે તે નિજ કરમેં,[2]
ભાસે મિત્રાદિક ભરમેં,
ધારિ ચાલો નિજ ધરમેં. ચિ૦ ૨૧

પ્રાણુને ક્ષુધા તૃષા પ્રાણી,
દેખે દ્દષ્ટિ વદે વાણી,
સાભળે કરણેંદ્રિય કાંણિ ચિ૦ ૨૨

રસના ષડ રસને માણે[3],
સ્પર્શત્વચા સઘલા જાંણે,
ગધ ગ્રહે છે તે ઘ્રાણે.[4] ચિ૦ ૨૩

એથી જલમલ ત્યાગ ઘડે,
ચાલે ચરણુ પાણિ[5] પકડે,
એહેમા આત્માને શુ અડે ચિ૦ ૨૪

એ સહુ અત:કરણાધીન,
દેહ બિચારો ભૌતિક દીન,
લેખો કાર્ય કારણમા લીન. ચિ૦ ૨૫

તરૂણાદિક જાણી તનના,
માનાદિક મૂકો મનના,
ધરમાદિક ધારો ધનના ચિ૦ ૨૬

---

૧ શાંતી. વૈરાગ્ય. ૨ પોતાના પ્રારબ્ધે. ૩ જાણે. ૪ નાકવડે. ૫ હાથ.

જયે તેહેનાં જાણી લેજયો,
વિવેકથી વપુયે વેહેજયો,
તિતિક્ષા તો એહેને કેહેજયો. ચિ૦ ૨૭

જયે સત્‌ચિત્‌ આનંદ સ્વરૂપ,
અતકર્ય શકિત એક અનૂપ,
જયહા જઇ ચિત્ત બને છે ચૂપ. ચિ૦ ૨૮

જયે છે નિજ પ્રકાશ સ્વતસિદ્ધ,
અખંડાનંદ તમોઽનપવિદ્ધ,
જયે પ્રકૃતિ પ્રાવરણા પીદ્ધ ચિ૦ ૨૯

પુરૂષોત્તમ જયે પુરણ કામ;
સાચો શરણાગત વિશ્રાંમ;
નારાયણ છે જયેહેનુ નામ ચિ૦ ૩૦

વ્યાપિ વિશ્વ વિશે રેહે છે,
દાસ થયે દરશન દે છે,
વિશ્વંભર બાનૂ વેહે છે. ચિ૦ ૩૧

જયે છે દેવ તણે શિરદેવ,
જયેહેની સિદ્ધ કરે છે સેવ,
જયેને તાર્યાની છે ટેવ ચિ૦ ૩૨

જયે અંતરયામી આધાર,
સેવક જનની કરવા સાર,
લે છે નાના વિધ અવતાર ચિ૦ ૩૩

વિવિધના મૂકી દેજે વહેમ,
તે પ્રભૂ સાથ્યે કરિયે પ્રેમ,
આત્મરતીતે થાયે એમ. ચિ૦ ૩૪

મુખ જયમ મુકુર મધ્ય પ્રતિભાસ,
ઘટગત અંબર જયમ આકાશ,
જીવેશ્વરની ત્યમ જુદાશ. ચિ૦ ૩૫

યાવત ચિતચિંતે [1]ચોવીસ,
તાવત કાલ કલ્પના શીશ;
યાવત જીવપણુ ત્યહાં ઇશ ચિ૦ ૨૬

અપચીકૃતનાં સત્તર અંગ,
અસર્વેંદ્રિય મન બુદ્ધિ સગ,
એતો જીવો પાધીલિંગ ચિ૦ ૩૭

તનુતે ચિત્પ્રતિ બિંબ એ જીવ,
વશ વિદ્યા તે ઇશ્વર દિવ્ય,
રહિત ઉપાધી જોના શીવ[2] ચિ૦ ૩૮

વિદ્યા વિદ્યોપાધી જગેહ,
તેથી કલ્પિત દીસે દેહ,
ચિદ્દશ રૂપે તેનો તેહ. ચિ૦ ૩૯

સ્વાપ્નિક સરખો સહુ સસાર,
વસ્તુ વિષેતા નહિ વ્યભિચાર,
નિશ્ચય કર્યે હોય નિસ્તાર ચિ૦ ૪૦

વચન વેદાંત તણે પ્રતિબોધ,
સાચો સમજી લીજે શોધ,
કીજે ચિત્તવૃત્તિનો રોધ ચિ૦ ૪૧

કઉતુક સરવે કહેવાના,
મનથી મુકી દેવાના,
એ લક્ષણ નોહે એહેવાનાં ચિ૦ ૪૨

શ્રી હરજીની સત્ય સગાઇ,
હરી શુ હેત કરોને ભાઈ,
સેહેજે બધ છોડશે [3]બાઇ ચિ૦ ૪૩

દિલમા રાખો એ શિક્ષા,
અખિલ વિશે ઇશ્વર ઇક્ષા,
ઓલખજયો એ અનવિક્ષા. ચિ૦ ૪૪

---

૧ જ્યા સુધી ચોવીસ તત્વ એટલે સુખ દુખના વિચારો છે ત્યાસુધી કાલનો ભય છે. ૨ કલ્યાણ સ્વરૂપ. ૩ માયા-તમે ઇશ્વરના અંશરૂપ છો તેથી સાધન મુકશો નહી.

સદ્‌ગુરૂ સરખો નહિ કોય મીત્ર,
જયેથી પાપી થાય પવીત્ર,
જેણે ઓળખાવ્યા આ ચીત્ર. ચિ૦ ૪૫
કૃષ્ણરામ કહે રહો રાજી,
ગાઓ ગોવિંદ ગુણ ગાજી;
હરિના નહિ હારો બાજી ચિ૦ ૪૬
વી ૩ પ. ૨

## પદ ૨૩ મું.

બીજો કૃષ્ણ વિના કોન [1]કલ્પ કલ્પિયેરે,
જયેની આજ્ઞા [2]પાખે અખિલ [3]અનીશરે;
માંનિ અન્યની મોટાઇ નવ્ય મલ્પિયેરે,
જોતા જુક્તિયે જણાય જગદીશરે બિ૦ ૧
જો એ માતાપિતા ત્રાતા હોય બાલનારે,
છતાં માતા પિતા કામરે છે બાલરે,
જો એ અન્ન આદિ કારણ હોય કાલનાંરે,
લાગ્યા અન્ન વિના કા બનેછે કાલરે. બિ૦ ૨
જો એ [4]નૌકા હોય [5]નીર થકે [6]તારકારે,
પ્રાણિ કા ડુબે છે જલે સહિત વાહાણરે;
જો એ મંત્ર હોયે વિષાદિ [7]નિવારકારે,
જપ્યે મત્રં કા એ નીકલે છે પ્રાણરે. બિ૦ ૩
જો એ પૂત્ર વડે દ્વાર ઉઘાડા વસેરે,
છતે પૂત્રે ઘરે દેવાય કા તાલુરે,
જો એ ચ્યાતુરિયે લાભ મલતો હશે રે,
છતી ચ્યાતુરિ કા નીકલે દેવાલુંરે . બિ૦ ૪
જો એ ઔષધાદિ રાગથી રક્ષા કરેરે,
એવ્યે સદૌષધે કા મરેછે જંનરે,
જોયે સચતાલા રક્ષક ધનના ઠરેરે,
ગુપ્ત સચતાલે કા હરાય ધનરે. બિ૦ ૫

---

૧ જબર. ૨ વીના. ૩ અસમર્થ. ૪ નાવ ૫ જલ. ૬ તારનાર.
૭ વીગેરે ઉતારનાર

જો એ પીડાકારી ગ્રહ હશે આકરારે,
તો કાં એક રાશી વાલો સુખિ બીજોરે,
જો એ પંચ હશે ન્યાયકારિ પાધરારે,
ચૂકે પંચાત્યેં કાં ન્યાય બને ત્રીજોરે. બી. ૬
એતો સર્વ હેતુ કૃષ્ણુને આધીન છેરે,
એહેની આજ્ઞા હશે તેહેવા કરે કામરે,
મનો કલ્પીતને માને તે મલીન છેરે, બિ૦ ૭
કૃષ્ણુરામને તો ભાસે કૃષ્ણુરામરે

વી ૩ ૫ ૯

---

## કીર્તન ૨૪ મું.

માયા એણી રીત્યે મનમા વશી માંનિયેરે,
જેણે ચિત્ત પડે વિષ્ણુથી વિયોગરે
બને આપનો વિગાડ તેડવો [1]આનિયેરે,
દ્વૈતદ્દષ્ટિયેથી ભોગવવો ભોગરે. મા૦ ૧
જેણે પૂત્ર પૌત્ર પ્યારા લાગે પ્રાણીનેરે,
વળિ [2]વિટલ વનિતાઓના વિનોદરે,
જેણે જાન થતુ પારકાનુ જાણિનેરે,
માને વૈરીમરયો શુણિને મન [3]મોદરે. મા૦ ૨
જેણે લૌકીકની લવે લક્ષ લાગશેરે,
ગાવા શુણુવા ગમે ગ્રામ્ય તણુ ગીતરે,
જેણે તારક વસ્તુનો સગ ત્યાગશેરે,
નારીનાણુ માહે ચોટાડીને ચીત્તરે મા૦ ૩
જેણે મર્મો ચચ્યો નીકલશે મુખથીરે,
કુડી શીખામણે હ્રદય થશે રોષરે,
જેણે હરે તજી અરે કેહેશે દુઃખથીરે,
[4]અંગીમરયા માંહે કરશે આક્રોશરે મા૦ ૪

૧ માનીયે.

વરે વાવરશ્યે કરજ કાહાડી ધંનનેરે,
આવ્યે અવચશે તે કરશે મન શોચરે;
કોચ બ્રાહ્મણ સત્‌પાત્ર સત જંનનેરે,
દાન દેવા વેલા બનશે સંકોચરે. થા૦ ૫

કથા કીર્ત્તનમા ઉંઘ લાજ આવશેરે,
કુડા કજિયામા બનશે ઉત્સાહરે.
પરધનાદિને પચાવવા ભાવશેરે.
દારાદામ ગયે ઉપજશે દાહરે. મા૦ ૬

કદી કૃષ્ણ કથાકરણ શુણી નહી ગમેરે,
અધિક ઉપજશે ક્રોધ લોભ કામરે,
એહેવી માયિક વૃત્તિમા જન જો રમેરે,
કૃષ્ણ વિસરશે તેહેને કૃષ્ણરામરે માયા૦ ૭

વી- ૩ ૫. ૯

---

## કીર્તન ૨૫ મું.

કહ્યા કૃષ્ણ કથામા રે,
જેહેના મન માન્યા;
વલતા વીવીધ વ્યથામારે,
વહી જાશે શાના ૧
કેશવના કીરતન રે,
જેની વાણીયે વશિયા;
બહુ વિધના બંધનરે,
તેના ક્ષણમા ખશીયા ૨
કૃષ્ણ કથાના કામીરે,
તેને નીંદ્રા નાવે,
હોય જેહ હરામીરે,
તેહેને ભજન ન ભાવે. ૩
કૃષ્ણકથાથી કાંનરે,
જેહેનો રહે આડો,

તે જનથી ભગવાનરે,
પાનૂં રખે પાડો. ૪

ખખા ખલનો સંગરે,
ખાંતે નવ્ય કરીયે,
પડે ભજનમાં ભંગરે,
મારયા બીન મરીયે. ૫

ખાટી વાતને ખેલ રે,
જે જન્મ જવા દે,
તે મમતાને મેલેંરે,
શૂં સ્થીર થવા દે ૬

ખસે ન જીભેજાડીરે,
વીષ્ટા લપટાઇ;
બેહેન દીકરી માડીરે,
તેના ગર્ત્તને ગાઈ ૭

ખરા પંથને ખોઇરે,
આપે અથડાયા,
વારૂ વેશ વગોઇરે.
દીલ માને ડાહ્યા ૮

ગગા ગીરીધારીનેરે,
જ્ઞાનેથી ગાવું,
નિર્લજ નરનારીનેરે,
સંગે શીદ જાવુ ૯

ગુરૂ ચરણે જઇ નમીયેરે,
મોટયમ પદ મૂકી,
ભવમા નહીતર ભમીયેરે,
અવસરને ચૂકી. ૧૦

ગુરૂ ગોવીંદમા અંતરરે,
રખે ઉરમાં આણો,

નિર્ગુણ તેજ ગુણાકરરે,
સદ્દગુરુને જાંણો. ૧૧
ગોવીંદ ગુણના ગાનરે,
જેને મન પેઠાં;
સકલ તીર્થનાં સ્નાંનરે,
તેહેને ઘર બેઠાં. ૧૨
ઘણા ઘોર અંધારૂંરે,
અજ્ઞાને કીધુ,
તજી કથામૃત પ્યારૂંરે,
વીષયા વીપ પીધુ. ૧૩
ઘોલ ઘણેરા પડીયોરે,
ગુરૂ બીન શૂં જાંણે,
જીવ જન્મમા જડીયોરે,
અવલી ઓલખાંણે. ૧૪
ઘાલ્યાં ઘટમાં ગાડારે,
લોકોયે લાવી,
તે કયમ જાશે કાહાડયાંરે,
મુકયો ભરમાવી ૧૫
ધારણ એ માયાનીરે,
ગુરૂ રવીથી જાશે,
ધન સુત તનુ જાયાનીરે,
મમતા મરહાશે ૧૬
નન્યા નિર્મલ એ છેરે,
આત્મા અવિનાશી
કરતા તૂ કા કહે છેરે,
ઉપજાવા હાશી. ૧૭
નીશ્ચય કરીનેં નીહાલ્યરે,
સદ્દગુરૂને સંગે,

બેસે કાં બેહાલરે,
ઉજવલ તૂં અંગે. ૧૮

નરહરીને કરય નાથરે,
તં મસ્તક તાહારે,
તે સદ્ગુરૂનો સાથરે,
આપી ઉગારે. ૧૯

નિત્યાનીત્ય વીચારરે,
તાહારો તૂં નીરખે,
તો પ્રકૃતીને પારરે,
પોતાને પરખે ૨૦

ચચ્યા ચિંતન ચૂકયેરે,
ચેટક બહુ વલગ્યા;
હૂંને માહારૂં મકયેરે,
એ જાશે અલગા. ૨૧

ચાનક ચીત્તમા લાગેરે,
દ્રષ્ટે દુખ દેખી,
જીવ જુવે જો જાગેરે,
લક્ષણથી લેખી ૨૨

ચપલપણૂં ચટ છુટેરે,
ધીરજ દ્રઢ ધારી,
લોક પછી કયમ લૂટેરે,
હઠી જાયે હારી ૨૩

ચતુરપણે લે ચિંતિરે,
તો આપ ઉગારે,
યુક્તિયે બાજી જીતીરે,
તે પછી ન હારે. ૨૪

છછા છલ એ કરશેરે,
માહારાં જયે માન્યાં;

કાંન કઉતુકે ભરશેરે,
તે સબંધી શાંના. ૨૫
છેતરવા સહુ આવેરે,
સ્વારથને શોધે.
લોકીકને લક્ષાવેરે,
બુધ્ય અવલી બોધે ૨૬
છકી ન જઇએ છકરે,
માયાના મોહોથી,
અર્થ સરે નહીં એકરે,
કારણ શુ કોથી. ૨૭
છાંની વાત ન કહીયેરે,
રંગ્યા જયે રગે,
સહુ જન કહે તે સહીયેરે,
સરખા થઈ સંગે. ૨૮
જજયા જોખ્યમ જાણીરે,
લોકોની લવમા,
પડે રખે તૂ પ્રાંણીરે,
દેવાના દવમા. ૨૯
જ્યમ છુટે ત્યમ છોડો,
દેવાનો દાવો,
દોડય રખે નવી દોડોરે,
અવસર છે આહાવો. ૩૦
જે આવ્યાં તે લેશેરે,
રૂણીયાં રણ પહેલાં;
તેહેને માહારા કહેશેરે,
તે ઘટનાં ઘેલાં. ૩૧
જો કોઈ રેહેશે રાખીરે,
તો પોતે ખાશે;

શાસ્ત્ર તણી એ સાખીરે,
માંને સુખ થાશે. ૩૨

ઝઝા ઝલહલ ચૈતનરે,
તેને ઉજવાલે,
શોભે સહુ તન મન ધનરે,
નજરે તુ ન્યાહાલે ૩૩

ઞાડ સમા કાં જીવોરે,
માનવને રૂપે,
દીવ્ય ભૂજે લેઇ દીવોરે,
કયમ પડીયે કુપે ૩૪

ટ્રરણુ શુ લેઇ બેઠારે,
કુટીલોની કરકે,
હવે ન પડીયે હેઠારે,
નૌતમ થઇ નરકે. ૩૫

ઠાલ સમાવો મનનીરે,
ગોવીંદ ગુણ ગાઇ,
જડબુદ્ધિના જનનીરે,
શ કરો સગાઈ. ૩૬

ટટા ટીખલ તજીયેરે,
સાચે સકેતે,
તટસ્થ રહિને ભજીયેરે,
હરજીને હેતે. ૩૭

ટટો કોય ન વલગેરે,
ભ્રાતી જાય ભગની,
શુ તૃણુ પાખે શલગેરે,
એકલડો અગની ૩૮

ટક્કર કોથી ન લીજેરે,
હારીને રહીયે;

દોષ ન કોયને દિજેરે,
સુખ દુઃખને સહીયે. ૩૯

ટેક કરી સત કુલનોરે,
દીનોને ન દમીયે,
જોઇ મશાલો મૂલનોરે,
સમીજીને શમીયે. ૪૦

ઠઠા ઠગીયે કોહેનેરે,
રગડીને રીસે,
યુક્તિયે કરીને જોનેરે,
હરિ સઘલે દીસે. ૪૧

ઠામ ન ખાલી ભાસેરે,
પરમેશ્વર પાખે,
રહે વીઠલ વીશ્વાસેરે,
દૂજો શીદ દાખે. ૪૨

ઠરીયે પરના સુખનેરે,
ચ્યહાઇને ચીત્તે,
દાઝીયે કોયના દુખનેરે,
ન્યાહાલીને નીત્યે. ૪૩

ઠીક મારગે વહીયેરે
જ્યમ આચ ન આવે.
ગુણ સહુ જનથી ગ્રહીયેરે,
આનદ ઉપજાવે ૪૪

ડડા ડમર હાકોરે.
શા મરણ મુખે રહી,
કાલ તમારો કાકોરે,
ઘડીમા લેશે ગ્રહી. ૪૫

ડાહ્‌ડાપણુમાં શુ ડુલોરે,
મૂછો શુ મરડો,

ભલા ભણ્યા શું ભૂલોરે,
ખોળોને ખરડો. ૪૬

ડંડ પડે શીર ભારરે,
યમરાયનો જ્યાહારે;
કોય ચઢે નહી ત્યાહારેરે,
વિષ્ણુ બીન વાહારે ૪૭

ડાકયણ તૃષ્ણા ડોલેરે,
ઘટ ઘટમા ઘાઢી,
કૃષ્ણ તજીને બોલેરે,
ધન, સુત, ને ઘાહાડી. ૪૮

દ્રુઢી સમજો મનમારે,
જે ગુરૂ બતાવે;
રહો ઘરમાં કે વનમાંરે,
પછી આંચ ન આવે ૫૦

ઢલી જશે જો પ્યાલોરે,
અમૃતનો કરથી;
જન્મ જશે વહી ઠાલોરે,
માહા મદ મત્સરથી. ૫૧

ઢાકી વાત ઉઘાડીરે,
કહીયે નહી કોથી,
માનવ દેહ બીગાડીરે,
માહાલે જયે મોહોથી ૫૨

.ણુણા નર્તન કરતીરે,
માયા સહુ માથે,
કસણી કઠ કચરતીરે,
બલિયાના બાથે. ૫૩

નારી રૂપે થઇનેરે,
સહુ નરને નરતી,

જ્ઞાન સકલનાં ગ્રહીનેરે,
બોલે બડબડતી. ૫૪

નીત્ય નવી ઉપજાવેરે,
આશાઓ અનેરી;
કુડા કર્મ કરાવેરે,
મરદે થઈ મેહેરી. ૫૫

નારાયણને શરણેરે,
જો રહેવુ ભાવે,
તો અલગું આવણેરે,
કરી નીકટે નાવે ૫૬

તતા તરત તેયારીરે,
કરીયે માનવ થઇ;
હઠી ન જઇયે હારીરે,
પાલવ પ્રભુનો ગ્રહી. ૫૭

તરૂણી તનયા તંનરે,
ભ્રાતા મા ભગની,
સકલ સંબંધી જનરે,
તે ટોલી ઠગની ૫૮

તાહરા બાંધશે તાણીરે,
લોચન સહુ મલીને,
ઘરની ખીચીશ ઘાણીરે,
રગડાઈશ રલીને ૫૯

તુને દગો એ દેશેર,
ઘેહેલા થઈશ ઘરડો,
ખમા કહેનારા કહેશેરે,
ટલતો નથી ટરડો. ૬૦

થથા થકીત ના થાશોરે,
નારીના ન્યેહેમાં,

ખાડમહા ખરડાશોરે,
દુઃખ થાશે દેહમા ૬૧

થાથા થઈ શુ કીધુંરે,
શામાને સાટે,
તન મન ધન ત્યહા દીધુરે,
મલમૂત્રને માટે ૬૨

થોડા માટે હાનીરે,
કા ઘણી વધારો;
માનીતી મન શું માનીરે,
સોને શણગારો. ૬૩

થઇ વૈષ્ણવને છાપારે,
અંગે ચીતરીયા,
મનમાં મોહોનાં માપારે,
ભારે કા ભરીયા ૬૪

દદા દેવ ન રીઝેરે,
ભેખોને ભાલી,
ખલ ઇપર હરી ખીજેરે,
નીષ્ઠુરતા ન્યાહાલી. ૬૫

દિલના જે જન સાચારે,
તે ફરે ન ફેરા;
નહીતર પડે તમાચારે,
યમ કીંકર કેરા ૬૬

દાન દયા કરી દેશેરે,
કૃષ્નાર્પણ જાણી,
દાસ થઇને રહેશેરે,
તે આનંદ આણી. ૬૭

દોષ જશે સહુ તેહેનારે,
માધવજી મલશે;

જયે દરશી છે દેહેનારે,
તે બહુ વિધ બલશે. ૬૮

બધા ધન ભંડારરે,
કેડે કોય ન ગયુ;
પરમ ધરમ ઉપકારરે,
કહેશો જયે ન કહ્યુ. ૬૯

ધ્યાન કરીને ધારોરે,
યમ ડરથી ડરપી;
આપે આપ ઉગારોરે,
જયેહેનુ ત્યહા અરપી ૭૦

ધેનુ વછ ધરેથીરે
રાજી થઇ રેહેશે,
તેહેને દૂર કરેથીરે,
દોહોવા કયમ દેશે. ૭૧

ધાન્યાદીક ત્યમ ધરણીરે,
ચેસજ્જન કાજે;
કુટીલ તણી જોઈ કરણીરે,
દાબી લે દાઝે. ૭૨

નના નષ્ટ ન થઇયેરે,
શીશ્નોદર સારૂં,
હુ. મારૂ કયમ કહીયેરે,
બંધાઇ જાય બારૂં. ૭૩

નારાયણનું ન્યાહાલીરે,
પરસાદી જયમીયે;
સજજનને સંભાલીરે,
ભૂલા કયમ ભમીયે. ૭૪

નહીતર નામૂ નાથરે,
ઘડી ઘડીનું નીરખે;

હઇયે પડશે હાથરે
પોતાનું પરખ્યે. ૭૫

નગણા ન થાશો નેટરે,
ગુણ હરીનો લેજ્યો;
પ્યારૂં ના કરશો પેટરે,
કાંઈ દાનજ દેજ્યો. ૭૬

પપા પૃથ્વી પાણીરે,
ખંવન્હિવાયું,
તેથી તનુ બંધાણીરે,
તેનું અલ્પજ આયુ. ૭૭

પાંચ પાંચમા મલીયેરે,
પોતાને ભાગે,
ફરી ફરી પાછા ફ્લશેરે,
જઈ જુદી જાગે ૭૮

પડ્યું પાંચથી પાનુ રે.
તે છિક ન છૂટે,
માહારૂં યાવત માન્યુરે.
તાવત નંચ ત્રુટે. ૭૯

પડવું ગુરૂથી કરણે રે,
જ્ઞાનામૃત ગમશે,
નીજ વસ્તુનો નિરણેરે,
સમજ્યેથી શમશે. ૮૦

ફફા ફલ તે ફૂટેરે,
ફલીયાં જે ફાસુ,
કો કોહાને તું કુટેરે,
આંખે ભરી આંસુ. ૮૧

ફરી જઈશ તું ફોકરે,
અવલે અધ્યાસે,

શીદ ધરે છે શોકરે,
જનમ્યું તે જાશે. ૮૨

ફૂંદ નજરબંધીનોરે,
મેલ્યો માવડીયે;
સંશય સંબંધીનોરે,
માની કયમ મરડીયે. ૮૩

ફોકટ એહ ફજેતીરે,
મમતાની માની;
ચિત્તમાં જોને ચેતીરે,
ગુણવંતા જ્ઞાની. ૮૪

બળા બલીયા એ છેરે,
જેણે મમતા મારી;
રાગ વીનાના રહે છેરે,
વેદાંત વીચારી ૮૫

બળવાદે બકવાદરે,
રાઘવના રશીયા,
શ્રવણાદીકના સ્વાદરે,
જેહેને મન વશીયાં ૮૬

બેઠા ધીર્ય ધરીનેરે,
તે તૃષ્ણા તજતાં,
નીત્યે શ્રી નરહરીને,
ભાવેથી ભજતા ૮૭

બાકી જે બડબડશેરે,
લોકોની લવમાં,
તે તાપે તરફડશેરે,
ભટકતા ભવમા ૮૮

ભલા ભાગવત્ ગીતારે,
જાણીતા જેહેને,

પ્રીત્યે તે રસ પીતારે,
દેખી નર દહેને. ૮૯

ભરતખંડમા પામ્યારે,
અણએળો અવસર,
વિવીધ વેદના વામ્યાંરે.
ઓલખીયા ઇશ્વર ૯૦

ભગવદ્ ભક્તિ સાધેરે,
વશ કરીને વાચા,
અભેદને આરાધેરે,
સેવક થઈ સાચા ૯૧

ભૂલવણી ગઇ ભાગીરે,
પ્રીછા પરત્યક્ષ,
લક્ષ્મીવર શુ લાગીરે,
લાખેણી લક્ષ ૯૨

મમા માયા તેથીરે,
અલગી ગઇ આપે,
વીષ્ણુને વળગેથીરે.
તે ન તપે તાપે. ૯૩

મોહ ગયો મત્સરનેરે,
મમતાને લેઇ
જે ગોડાવતો ઘરનેરે,
દરવાજો દેઇ ૯૪

મત્ત કામને મરડ્યોરે,
કશી ક્રોધને કાહાડ્યો
પહેલો કરયો તે પરદોરે,
અહંતાનો આડો. ૯૫

મેળ થયો માધવથીરે,
પ્યારા જયે પહેલા.

ભય કયમ માને ભવથીરે,
એહેવા અલમેલા. ૯૬

યથા યુક્તિ જણાણીરે,
સેહેજયેથી સેહેલી.
વલતી ઉઘડી વાંણીરે,
રંગે રંગેલી. ૯૭

યદુપતીના ગુણ ગાયારે,
નામોને નુધી,
કર્મ ગયા થઇ કાયારે,
સઘલેથી સૂધી. ૯૮

યશ ગાતામા રંગરે.
વિધવિધનો વાધ્યો,
લિંગ દેહનો ભંગરે,
સેહેજયેથી સાધ્યો. ૯૯

યતી તતપસ્વી યોગીરે,
યત્ને જે ઈચ્છે
ભગવદ્ગુણના ભોગીરે,
પ્રેમે તે પ્રીછે. ૧૦૦

રરા રહો વીશ્વાસેરે,
ફેડીને ફરવુ.
જયે જયમ તે ત્યમ થાશેરે,
કેશવનુ કરવુ. ૧૦૧

રામ વીના રગડાઈએરે,
કરતા હુ કહીને.
પાછા કા પછડાઇયેરે,
આઘેરા જઇને. ૧૦૨

શોક રાખીયે નાણુરે,
ગોવીંદને ગ્રહીને.

ભૂલી જશે કયમ ભાણુરે,
વીશ્વંભર થઈને. ૧૦૩

રચના જેણે કીધીરે,
તે સઘલું કરશે.
ખબર ગર્ભમા લીધીર,
તે કયમ વીસરશે ૧૦૪

લલા લક્ષ્મીવરનેરે,
આશ્રયથી રહેવુ
જાણે જે સ્થીર ચરનેરે,
તેહેને શુ કહેવુ. ૧૦૫

લેખા સહુના લખશેરે,
કર્ત્તાર કહ્યાંના.
કરમ ગાત્રને બકસેરે,
જે શરણ ગયાનાં ૧૦૬

લાભ સકલ છે એહેમાંરે
હરીના થઇ રેહેશો,
દેવ વસે સહુ દેહેમારે.
દુ ખ કોહોને દેશો ૧૦૭

લોભે જો લલચાશોરે,
તો બુદ્ધિ બીગડશે.
વિષ્ણુ વીમુખ જો થાશોરે,
પોંજારો પડશે. ૧૦૮

. વવા વશ થઇ વશીયેરે,
સજજનને સંગે
ખલ સંગતથી ખશીયેરં,
આતુરને અંગે. ૧૦૯

વાહાલા હરીને દાસરે,
તેહેની સોબત્ત સારી.

પુનરપી ન પડે પાશરે.
ત્રીકમ હ્યે તારી. ૧૧૦

વીઘ્ન વીલય થઇ જાયરે,
શ્રીપતીને સ્મરણે.
સાભલતા સુખ થાયરે,
હરી કોર્ત્તન કરણે. ૧૧૧

બ્રહ્મા ન ભાવે ભવમારે,
સજ્જનના સગી.
દહે ન ત્રણ્યે દેવમારે,
રાઘવના રંગી. ૧૧૨

શશા શેઠ વાણોતરરે,
કોહોને કયમ કહીયે.
જીવ દાસપતી ઇશ્વરરે,
લક્ષણથી લહીયે ૧૧૩

સેવક થઇને રેહેવારે,
ગોવિંદ ના ગમશે
દેવાદીકના દેવારે,
તે સહજ નીગમશે ૧૧૪

શકય નથી કાઇ બીજોરે,
પરમેશ્વર પાખે
રાઘવજી શુ રીઝોરે,
રોગોથી રાખે. ૧૧૫

શઠતા સઘલી શમશેરે,
પરિપુરણ થાશે.
દાસ થયે કયમ દમશેરે,
નવગ્રહ કે રાશો. ૧૧૬

ષષા શોડશ દલરે,
હ્રદયમાં રેખે

જોતાં ત્યા જલહલરે,
તું તુજને દેખે. ૧૧૭
ષડ વિંશતીમુ રૂપરે,
સઘલાંથી સારૂ.
ચેતન જયે છે ચૂપરે,
તે દૈવત તાહરૂ ૧૧૮
ષટ ચક્રોને ઉપરરે,
નીર્ગુણ છે ન્યારો
વિમલ વસે વીશ્વેશ્વરરે,
ધ્યાને જો ધારો ૧૧૯
બેધ વીધીના કીકરરે,
વલતા કયમ થાશો
અવીનાશીના અનુચરરે,
સાયુજ્ય સમાશો ૧૨૦
સસા સ્વપન સમાનરે,
સુખ સંસારીના
ગુણુ હીનોને ગાનરે,
ગમે નરનારીના ૧૨૧
સુત ધન માટે બાધાર,
રાખી રોલાણા.
ખલને સગે ખાધારે,
તે જનને જાણ્યા ૧૨૨
સજ્જનને નવ્ય શોધેરે,
જ્યે શુદ્ધ જણાવે.
અંધ અંધને બોધેરે,
ભલી ભ્રાંતિ ભણાવે. ૧૨૩
'સત પાત્રાના કરમારે,
ધન દેતાં ધ્રુજે

તેને આ અવસરમાંરે,
સાચા ક્યમ સૂઝે. ૧૨૪

હહા હલીમલી બેઠારે,
માહારા માનેલા.
આરોગે છે એંઠારે,
ઘેલાનાં ઘેહેલાં. ૧૨૫

હર્ષ શોકથી હાલેરે,
બોલે બડબડતાં.
વલતાં વાંકા ચાલેરે,
વાંઘેથી વહતાં. ૧૨૬

હેત હતું પણ અલગાંરે,
થઇ બેઠાં બાધે
ભૂત ભૂતને વલગ્યારે,
તેહેની નજરો બાધે ૧૨૭

હરી વિમૂખોની ટોલીરે,
પશુ સરખી વીલસે.
હું માહારાંની હોલીરે,
છાતીથી ન ખસે. ૧૨૮

અઆ અલબેલા થઈરે,
એહેવું કયમ કરીયે.
વપુ સુંદર જાશે વહીરે,
જયે આપ્યું હરીયે. ૧૨૯

આલસ આધી કરજયોરે,
સતસંગે જાજયો
વીઠલ વરને વરજયોરે,
ગોવિંદ ગુણ ગાજયો. ૧૩૦

અખીલ જનોને નમજયોરે,
હરી મધલે ધારી

સમજી ચીત્તમાં શમજ્યોરે,
ભય મીટશે ભારી. ૧૩૧

અજ વિષ્ણુ ને શંકરરે,
ત્યાહા ભેદ ન આણો.
કૃષ્ણુરામ કહે અત્રસરરે,
આ ઉત્તમ જાણો. ૧૩૨

સંવત અરાઠ ચ્યુમોત્યરરે,
ષષ્ટી ફાલ્ગુન સીત.
પૂર્ણ લીખ્યો ગુરૂવાસરરે,
કકો થવા સવિત. ૧૩૩

---

દાહો.

તુક એકસો તેતરી,
ગમ્મવડે જે ગાય
કકાની તેને હરી,
કૃષ્ણરામ ઓળખાય. ૧

ચ્યાર ચ્યાર તુકો કહી,
પ્રત્યક્ષરે પવીત્ર.
સ્વ સ્વાક્ષર આદી કહ્યા,
ગાયા સર્વ ચરીત્ર. ૨

વી. ૨૩ પ. ૧૪

## કીર્તન ૨૬ મું.

આણે જન્મે આવી શુ સારૂ કીધું,
પુનરપિ [1]શિશ્નોદર સ્વાદે મનડુ વીધુ;
શ્રેયસ્કારી ન કૃષ્ણ કથામૃત પીધુ. આ. ૧
આઠે અંગે એકાદશીયો નવ્ય સાધી,
લૌકિક લક્ષ્યે અંતરનો ન શમ્યો [2]આધી.
મતને મુકી ન અનન્યતા આરાધી આ૦ ૨
ગંગાજળથી આતનુને નવ્ય નવ્હરાવી,
ગિરિધારીના ગાયા નહી ગુણ ગત્રરાવી;
રાજિ ન થયો સત્પાત્રોને ખત્રરાત્રી આ૦ ૩
કેશત્રજીના કીર્તનનો ન થયો કામી,
સેવા કહિયે ન સદ્દગુરૂને શિર નામી;
હરી ન જાણ્યા અજિયે હું રહ્યો હરામી. આ૦ ૪
કૃષ્ણકથાથી ભિંજ્યુ નહિ અંતઃકરણ,
ભ્રાંતિ કેરા અજિ ઉતરિયા નહિ ભરણ;
સાચે ભાવે શ્રીધરને ન થયો શરણ. આ૦ ૫
સત્સંગત્યથી સજ્જનતા કહિયે નાવિ,
હુ મહારાની [3]હોલી ન સકયો હોલાવી,
ભૂધરજીની ભક્ત ન મનને ભાવી. આ૦ ૬
[4]દાઝ્યુ મનડુ અજીયે તે દારા દામે,
આયુષ ખોયુ વિષ્ણુથી વેહેતા વામે,
કૃષ્ણ સાધી ન સકાયા કૃષ્ણરામે આ૦ ૭
ની. ૬ ૫. ૯

---

## કીર્તન ૨૭ મુ.

જેણે શોધ્યા શ્રીધરને તે જન સાચા,
તેની વરણે કીર્તિને વેદ વાચા;
બાકી બીજાને યમના પડે તમાચા જે૦ ૧

---

૧ વીશલ ૨ રોગ ૩ ઉપાધી ૪ ચોટયુ.

અંતર જુઠા જયે બાહ્યર ધારે વેશ,
લક્ષ્મીવરનો તે લક્ષ લહે નહી લેશ,
તેને કયાથી ગજા થાશે હૃષિકેશ. જે૦ ૨
જેને ભાસે સચરાચરમા શ્રીનાથ,
રાગ રોષ તે કરશે કોની સાથ
તે પણ તરશે જેનાં એ ધરશે હાથ. જે૦ ૩
જે શિવ બ્રહ્મા વિષ્ણુમા ગણશે ભેદ,
સત પુરૂષોના વચનોનો કરશે છેદ,
તેમ્નેં માનો [1]સકરજાતી કહે વેદ જે૦ ૪
ભેદ દ્રષ્ટી જેની સઘલેથી ભાગી,
તન્વાદિ ની તૃષ્ણાઓ જેમ્ણેં ત્યાગી,
વેદે વરણ્યા જાણો તેમ્ને વૈરાગી. જે૦ ૫
હુ મહારાની હઠય જેને ચોટી હઇએ.
મત કલ્પીને જાણેં જે મોટા થઈએ,
તેમની છાયાને નીચે કદિ ન રહિયે. જે૦ ૬
જે તૃષ્ણાથી કદિયે નવ્ય જાયે તાણ્યા,
અખિલા વાસી ઈશ્વરને ઉરમા આણ્યા.
કૃષ્ણરામે તે કૃષ્ણ તણા જન જાણ્યા. જે૦ ૭

ની ૬ ૫ ૧૦

---

## કીર્તન ૨૮ મુ.

સદ્ગુરૂ સેવા તે હરીની સેવા જાણો,
પાવનકારી સદ્ગુરૂને કૃષ્ણ પ્રમાણો,
હરિ સદ્ગુરૂમાં રખે અંતર ઉરમાં આણો સ૦ ૧
સદ્ગુરૂ વેશેં અપરોક્ષ હરી એ બોલે.
સંશય રૂપી અંતરના પરદા ખોલે;
તેને દેખે તનુ દરશી તે નિજ તોલે સ૦ ૨

---

[1] વર્ણસકર

વચનામૃતથી જ્યે વિષય વિષોને વારે,
તૃષ્ણા રૂપી જ્યે તરંગીણીથી તારે;
ધર્ત્ત હશે જે તે ધૂર્ત્ત સરીખા ધારે. સ૦ ૩
નરને રુપેં જ્યે ફરતાતા [1]પામર,
ધર્મ જણાવી જેણે તે કીધા નર,
લક્ષ્યે જણંવ્યા જેણેશ્રી લક્ષ્મીવર સ. ૪
[2]યમને હાથે ચઢતા તે પાછા વાલ્યા,
ચોરાશીની વાટે જાતા તે ખાલ્યા
શરણે આવ્યા તેમને જેણે સંભાલ્યા. સ. ૫
એ સદ્દગુરૂને માનવ માને તે મૂઢ,
ગુરૂને રૂપે એ તો શ્રી ગરૂડારૂઢ
અંધ ન ઓલખે એહેને જ્યમ રવિને ઘૂઢ સ. ૬
એહેવા ગુરૂના સેવાથી સંશય વામે,
ભૂલ્યાતા તે પોતાનું સ્વરૂપ પામે.
હશે હરીના તે માન્યા કૃષ્ણરામે. સ. ૭

વી. ૬ ૫. ૧૧

---

## કીર્તન ૨૯ મું.

હરિને ભજશે તે જનના ભાવિ ભવ્ય,
શાસ્ત્ર પુરાણે તે કહ્યા તેહેને [3]સ્તવ્ય
તેમની શ્રદ્ધા શ્રીધરમા ચાલે [4]સવ્ય. હ. ૧
જન્માતરના તે સત્ય હશે સત્સંગી,
માનો તેમને મલીયા છે સત [5]અલિંગિ.
તે જન થાશે શ્રી રમાપતીના રંગી. હ. ૨
ભણતા ગણતા કે રમાડતા સંતાંન,
સુતાં બેઠાં ચાલંતા કરતા સ્નાન.
તેમના મનથી છુટે નહિ હરિનું ધ્યાંન. હ. ૩

---

૧ અજ્ઞાની. ૨ યમ રાજાને ૩ સ્તુતિ યોગ્ય. ૪ સારી રીતે. ૫ મહા જ્ઞાની.

તેમને માંથે હું માહારાનો નહિ ભર,
સંસારીમાં તે બિન સંસારી નર.
જલમાં જનમ્યું જ્યમ અલગ રહે [1]પુષ્કર. હ. ૪
ગીથી ગાશે તે ગિરિધારીને ગાંને,
કૃષ્ણ કથાને તે સુણશે ચ્ય હિને કાને.
સત્પાત્રોને તે તરપી સકશે દાને. હ. ૫
લોષ્ટ ઉપલને ને ધનને તે સમ જોશે,
સત્કર્મોથી તે મનના મલને ધોશે.
નિષ્કામેથી તે મુલવાસના ખોહોશે. હ ૬
સઘલે વિષ્ણું જોઈને તે શિરનાંમે,
કાંઈ ઉરમાં તે [2]આશીશ્યો નવ્યકામે.
તેમને હરિનાજન જાણ્યાં કૃષ્ણરામે. હ. ૭

પી ૬ ૫. ૧૧

---

## કીર્તન ૩૦ મું.

મન વશ રાખીરે,
શ્રી હરજીનું ધ્યાન ધરિયે.
જાણિ સહુનો [2]સાખીરે,
મિથ્યા માયાથી તરિયે મ. ધ. ૧
જેની ચેષ્ટા કાલ શક્તિ થકી,
પ્રકુતિ સચેત ન હોય.
એક જ્યે વિશ્વરૂપ વિસ્તરિને,
આપ આપને જોય.
જેને દિલ દાખીરે,
સ્વ સ્વરૂપમા ઠરિયે. મ. ૨
જાગ્રત સ્વપ્ન સુંપ્ત એ બુદ્ધિની,
ત્રણ્યે અવસ્થા ભિન્ન.

---

૧ પ્રિયકર ૨ સાક્ષા

ભાસે જે થકી જ્યેમા સમાયે,
તોહ્યે ૧અપરિછિન્ન.
જેને જાણ્યા ૨પાખીરે,
ભવભયમાં ફરિયે મ. ૩
જેણે નિજજનને ઉદ્ધરવા,
સગુણ બનાવ્યા વેશ,
કઇ કૈ જન તારચા કરૂણાથિ,
કરીને નિજ ઉપદેશ
જેણે ગીતા ભાખીરે,
જે શુણ્યેથી કારજ્ય સરિયે મ. ૪
ધ્રુવ અંબરીષ પ્રલ્હાદ શ્રીદામા,
સનકાદિક સુતદેવ,
ભિષ્મપિતામહ વ્યાસ વિભિષણ,
નારદાદિ કરે સેવ
જેનો રસ ચાખ્યોરે,
ન યમ ડરથી ડરિયે. મ ૫
જો કૃષ્ણ કિંચિત કરુણા કરો તો,
આ આવ્યો છે દાવ,
કૃષ્ણરામને તારો કૃપાનિધે,
નામ રૂપ થઇ નાવ,
મન કરો ખાખીરે,
તો નિર્વૃત્તિને વરિયે મ. ૬

તી. ૭ ૫ ૪

---

## કીર્તન ૩૧ મુ.

નરનારિયોને વશ વિરલા હશે,
ભજે કાંતાને કાત તે દિવ્ય થશે.

---

૧ જુદા ૨ વિના

નર નરને ભજે ત્યહાં સુખ શાનું,
માટે મેહેરી ભજે તે મરદ માંનુ. નર. ૧
નર જીવ જો કાંમ ને ક્રોધ ભજે,
મદ, લોભ, મત્શર પુરૂષોથિ સજે;
હર્ષ શોકને મોહેને વશ થાશે,
નર નરને ભજ્યે નરકે જાશે. નર ૨
આદિ ભરતખડ અવનીયે ધરયો,
નર નરતનુને મલિ શ્રેષ્ઠ ઠરયો,
વલિ વૃત્તિયો વિધવિધની ઉપજી,
તેણે નર સકયો વિમલ વિદ્યાને ભજી. નર. ૩
પછિ સગતિ મત તણી સાધી,
તેથિ સત્ક્રિયાને તેણે આરાધિ,
ત્યાર કેડયે ઉપાસના ઉર લાગી,
પછિ નરને વિષય વિરતી જાગી નર. ૪
પછિ લજ્જા થઇ કુત્સિત કૃતિની,
ત્યારે કીર્તિ ઉદય થઈ સદ્દવૃત્તિની,
તેણે જાગિ રતી રુષિકેશ્વરની,
અનુભૂતી થઇ તેણે સ્થિર ચરની. નર. ૫
જાણિ કૃષ્ણકથા તે સુધા સરખી,
ગુણ ગાવાની પ્રીતિ પછે પરખી,
પરદેવતા કારિકા વૃત્તિ હવી,
દિવ્ય દ્રષ્ટિયો થઈ તે કહેવાયા કવિ. નર. ૬
ભવ્ય ભક્તિ થઇ ભવ તારકની
પ્રતીતિ પામ્યો સુખકારકની,
ક્ષમા શાંતિ દયા મતિ અન્વીક્ષા,
થઈ જાગૃતિ પામ્યે મહા દીક્ષા. નર. ૭
પછિ કમનિય કાતિ પ્રકાશિ સતી,
તેણે પામ્યો અકુઠા વિકુંઠ ગતી;
એમ નારીયોથી નર પ્રબલ થયા,
કૃષ્ણરામ ભજે કરો કૃષ્ણ દયા. નર. ૮

વી. ૭ ૫ ૫

---

## પદ ૩૨ મું.

લંકા નગર સોહિ કાયારે.
દેખો ભવસાગર બીચ્ચ. લં. ધ. ૧

દશમુખ રાવન મન વાહિકું,
બુદ્ધિ મંદોદરિ જાયારે; દે૦ ૨
કુંભકર નવે ક્રોધકુંજ્યાનો,
મદ [1]મેઘનાદ બણાયારે. દે૦ ૩
લોભ ચાકર ને ધણિ કે હુકુમ સુ.
દુર્મતિ કુડિ ફિરાયારે. દે૦ ૪
અહંકાર દીવાંનને ધણિકું,
ભ્રમ સું બહુત ભરમાયારે. દે૦ ૫
રાવન એક બડે ઉધમસૂ,
સુમતિ સિતા હર લાયારે. દે૦ ૬
અતિ ચિંતન એ અશોક બાગમે,
સ્થિર કરિ ઢાલ બજાયારે. દે૦ ૭
જ્ઞાન વિરાગ એ રામ લછમન,
કાર્ય કરનકુ ધાયારે દે૦ ૮
મોહ વાલીકુ મારચ સતાણી,
ધીર્ય સુગ્રીવ બચ્ચાયારે દે૦ ૯
યાકા સૈન્ય લ્યે સંગ સાગર પર,
[2]અશ્મા [3]અમ્બૂઝયતિરાયારે. દે૦ ૧૦
નિવૃતિ બાણ સું રાવન કુલ સબ,
એકિ બેર હઠાયારે. દે૦ ૧૧
વાકે તખત પર ભક્તિ વીભીષણ,
નિશ્ચલ રાજ્ય બેઠાયારે. દે૦ ૧૨
રામ લછમન સંગ સિતા લિયે,
તપ અયોધ્યાપુર આયારે. દે૦ ૧૩
કૃષ્ણરામ કહે યહ રામાયણ,
સુનકે મહા સુખ પાયારે. દે૦ ૧૪

વી ૭ ૫ ૧૪

૧ ઇંદ્રજીત ૨ પથ્થર ૩ પાણીમાં

# કીર્તન ૩૩ મું

માયાયે જીવ મોહિત તે મમતાના બાંધ્યા જાશે,
આહરી અમીવ અંતે લક્ષ ચોરાશીમા અથડાશે. ધ્રુ० ૧
વપુ એ વૈષ્ણવનો વેશ ધરે.
વિધિ વરજી નિત્ય નિષિદ્ધ ચરે.
કલ્પિતથી કઇના કાંન ભરે મા० ૨
કાંતાને કનક તણા કામિ,
જડતા રહિ જેહેને મન જામિ,
ફરે પશુ સરખા તે [1]દ્વિપદ ગામી. મા० ૩
અન્યોનું ઉર્જિત અવલોકે,
કોય ઉપાયથી થાતું રોકે.
તોયે તત્પ થઇ તેને ટોકે. મા० ૪
બાહ્યર મીઠા અંતરકાતી,
રોષે આંખડલી થાય રાતી.
મરે પૂત્રદાર કૂટે છાતી. મા० ૫
શુણે શાસ્ત્ર તથાપી નવ્ય સમજે,
ભવ રોગે ભરચા તોહ્યે ભોગ ભજે.
તેને જ્ઞાન વિરાગ એ કયમ ઉપજે મા० ૬.
સત્સંગતીમા તે કયમ ઠરશે,
ગુરૂને હરિ સમ લહી કયમ વરશે,
કહે કૃષ્ણરામ તે કયમ તરશે. મા० ૭

રી ૧૫૬

---

૧ બે પગે ફરતા.

## કીર્તન ૩૪ મું.

કેશવની કળના કુણ કરે હે,
હો માહારા નાયક,
અચિંત્ય શક્તિ જ્યેહુ અનંત. કે૦ ૧
પૂતલીથી પૂતલીયો પ્રગટે,
કોણે ઘડયો એ કાય. માધવ
જઠરાનલથી કોણે જાલવ્યો,
રૂડી રીતે રચી રચનાય કે૦ ૨
અન્નોદક જ્યે [1]અશન બનેતે,
ભેલો કર કુણ ભિન્ન. માધવ.
વિના ઈધણે વિના ફૂંકતા,
પેટમા કુણ કરે પાચન્ન. કે૦ ૩
વસુધામા વાવ્યાં વિધ વિધ તે,
બિજ કાહાડે કોણ બાહારચ. માધવ.
એકથી અનેક વિધ ઉપજાવે.
રસ રૂપ ધાન્ય ગધ ચારચ. કે૦ ૪
અંતરીક્ષ માહે અભ્ર મડલી,
કોણ કરે ઉત્તપન્ન માધવ
સમયે સમયે સલીલ ભરીને,
ગજાવીને કોણ એ વરસે ઘન્ન કે૦ ૫
ગોમહીષીથી ગોરસ સઘલુ,
ઉપજાવે કુણ એહ. માધવ
કોઠીમાં કણ ભરીયા તેહેમા,
જીવોના કોણે એ સરજ્યા દેહ. કે૦ ૬
વૃક્ષ વેલીથી પૂષ્પ પત્ર ફલ,
છીપોથી મુક્તાફલ. માધવ
પત્ર પત્રમાં કોણ પોહોચાડે,
જીવનરૂપી ચુકતે જલ. કે૦ ૭
શિત કાલે કોણ શીતનેં સરજે,
ગરમી કાલમા ઘામ માધવ
કૃષ્ણરામ એ કૃષ્ણ કરે સહુ,
બિજાને માને તે બદલામ કે૦ ૮

તી. ૨ ૫ ૧૩

---

[1] ખવાય તે.

## કીર્તન પદ ૩૫ મું.

અલ્યા કરમહિણા કાં ન ભજે કૃષ્ણનેરે,
અસત વસ્તુનો શુ થઇ રહે અધીનરે.
અજી કયાં સુધી મુંઝીશ વિષય પ્રશ્નનેરે,
માંને મમતાયેં તુ થઇશ મલીનરે અ. ૧
આતે દેવ તુંને શી પડી અભાગીયારે,
વાહાલા વિષ્ણુથી તું કા વહે વિમૂખરે.
પાપી પીડા કરશે તુંને તાહારા પાળિયારે,
દામદારાદિ એ દેશે તુને દુ ખરે અ. ૨
એ તો સ્વારથેં મલ્યાં છે આપઆપને રે,
નથી તાહારી સાથે કોયને સબંધરે.
સ્વાર્થ સાધશે નહિ તો દેશે શ્યાપનેરે,
ઉર ઉઘાડી તું કાંન જુવે અંધરે. અ. ૩
જોને સ્વારથેથિ સુરૂચિયે શાપિયોરે,
ધ્રુવપચવર્ષનો સતાનરે.
આવ્યો શરણ એહેને અંકમા સ્થાપિયોરે.
આપ્યુ શ્રીધરે અચલ સસ્થાનરે અ ૪
દશગ્રીવેં મારિલત્તા વિભીષણનેરે,
જોને સ્વારથ માટે કાહાડીયો વિદેશરે
આવ્યો શરણ જ્યાહારે રામતણા ચરણનેરે,
અભય આપીને કીધો લકેશરે અ. ૫
જોનેં. [૧]તાતે [૨]તાતિ તેલ કઢા નાંખિયોરે.
સ્વાર્થ માટે તે સુધનવા રાયરે
તેને રૂગ્ણ[૩] થતા રૂષિકેશેં રાખિયોરે,
નિજ સેવક જાણીને કરી સહાયરે. અ ૬
એહેવાં સત્ય સખા જાણી શ્રીનીવાસનેરે,
નિત્યનાથનુ સંભારય હવે નામરે.
દેવદૂભશે ન એ તો કદી દાસનેરે,
કષ્ટ કાપશે કહે કૃષ્ણરામરે. અ૦ ૭
ની. ૩ ૫ ૭

---

૧ પીતાએ. ૨ ઉકલતી. ૩ પીડા.

## કીર્તન ૩૬ મું.

જોતા કૃષ્ણ સમોવ્ણ કૃપાવંત છેરે,
જેહેને શરણે શમે સકલ સંતાપરે.
જયે જયે એહેને ન ભજે તે અસંત છેરે,
પૂર્ણ પુર્વ જન્મના જહેના પાપરે. જો. ૧
જયારે ચીર ખીચ્યાં [1]કૃષ્ણાનાં દુઃશાસનેરે.
બીજા કોયથી તો ન થઈ બિરહાશરે.
ત્યાહારે સંભારયા સખા શ્રીનિવાસનેરે,
પૂર્યા ચીર આવી ઉભા રહ્યા પાશરે. જો. ૨
જયાહારે [2]જુડ જલે ગ્રહ્યો ગજરાજનેરે,
જાણ્યુ આનો આવ્યો અતુલ અપાયરે
ત્યાહારે સંભારયા શ્રી રાજાધિરાજનેરે.
સખા આવ્યા તેણે ચક્રકરીસહાયરે જો ૩
દુષ્ટે દુર્વાસા મોકલ્યા વન વાસિનેરે.
પચ પાચાલીને દેવા માટે દુખરે
તર્ત સખા આવ્યા તેણે પત્ર પ્રાશીનેરે,
કિધિ તૃપ્ત સકલ વિશ્વતણિ ભૂખરે. જો. ૪
અશ્વત્થામાયે [3]ઉત્તરાતણી કુખમારે,
મુકયુ બ્રહ્મ અસ્ત્ર બાલવાને ગર્ભરે,
દેખી શરણ આવી ઉત્તરાને દુઃખમાંરે
આપે ગર્ભે પેશી ઉગારીયો અર્ભરે. જો. ૫
એહેવા કઇ જનોને કેશવે કૃપા કરીરે,
તેની વેદ શાસ્ત્ર પુરાણોમા સાક્ષરે.
અલ્યા જીવતાહારી આ શી બુદ્ધિ આકરીરે.
કાતું કૃપાલુથિ રાખે છે કટાક્ષરે. જો. ૬
ભારે ભરૂસો જયે એ હરીનો ધારશેરે;
તેના અનાયાસે પૂર્ણ થશે કામરે.
કૃષ્ણરામ કહે જયે એહેને વિસારશેરે.
તે તો દુઃખિ થશે સેવ્યે દારા દામરે. જો. ૭

વી. ૩. પ. ૮.

---

૧. દ્રૌપદીના. ૨ મગરે ૩ પરિક્ષિતની.

## કીર્તન ૩૭ મું.

સદ્‌ગુરૂ શરણેરે, સઘળાં કારજ સરશે;
ભવનાં ભારેરે, વિઘ્ન વિવિધ વિસરશે. ૧
મન માહારાનારે, સંશય સઘળાં શમીયા;
હરખે ગાવારે, ગુણ ગોવિંદના ગમિયા. ૨
આંખે અંજનરે, જ્ઞાન [1]શલાખા ઘાલી,
જન્મ ઘણાનીરે, ખડખડ બહુ વિધ બાલી ૩
ઇશ જીવનેરે, અણુસારે ઓલખાવ્યા;
જડ ચૈતનનેરે, ન્યારા કરી નીરખાવ્યા. ૪
હુને માહારૂંરે, જુદું કરી જણાવ્યુ,
ગુણ સઘલાનુરે, ગમતું રૂપ ગણાવ્યુ. ૫
આવર્ણ અલગુંરે, કિધુ માહારા મનથી,
સગપણ સાચુરે, જણવ્યું જગજીવનથી. ૬
હરીહર બ્રહ્મારે, સદ્‌ગુરૂથી નથી બીજા,
તે જન તરીયારે, જ્યે ગુરૂ વચને રીઝયા ૭
અંધ જનોનેરે, અંધ ગુરૂ જો મલશે,
પુર્વે બલતારે, વલિ વલિ અધિકા બલશે. ૮
[2]શિશ્નોદરનારે, ભાવે જ્યે જન ભોગી,
એહેવા ગુરૂથીરે, રગડાશો થઇ રોગી. ૯
અવસર આહાવોરે, મનુજ દેહ કયહા મલશે;
ફરીને સાચીરે, વાટયે કયમ કરી વલશ્યો. ૧૦
ઠગનાં ટોલારે, જયહા જોશો ત્યહા જડશે,
[3]મનક્રમ વચનેરે, નીશ્ચે તમને નડશે. ૧૧
કાયર થઇનેરે, બેઠા જો બહુ બકશો;
સદ્‌ગુરૂ કેરોરે. સંગ કરી કયમ સકશો ૧૨
કંમર બાધીરે, આવો સદ્‌ગુરૂ સંગે;
એ ઓલખાવેરે, રાઘવજીને રંગે. ૧૩
કર્મ સકલનુંરે, પડ્કરે એ પાનું:
કૃષ્ણરામનુંરે, મન ગુરૂચરણે માંન્યું ૧૪

વી. ૯ ૫ ૫

---

૧ સળી ૨ નીપા ૩ મરજી મુજબ

# કીર્તન ૩૮ મું.

અભક્ત પંડિતનું વર્ણન ( ૩૮-૩૯-૪૦ ) સુધી.

યાવત્પંડિતરે, ભગવદ્ભક્તિ ન સાધે,
તે સરખાનેરે, [1]અલવતિ તાવત બાધે. ૧
એહેવાથી પણુરે, જો તુ નવ્ય જીતાય;
તો અજ્ઞાથીરે, તુ કયમ જીતી સકાય. ૨
એટલા વાસ્તિરે, દુ:ખ લહી આવર્ણે;
હું મમ મુકીરે, જે ગયા નૃહરિ શરણે. ૩
તેમના ઉપરરે, પ્રસન્ન થાય તૂં માતા,
ત્યારે તૂ પણુ રે, સાચવે કરીને શાતા.[2] ૪
જેની વાણિરે, વિવિધ વિકાર ભરેલી,
અંતર ઈર્ષારે, મતિ મમતાયે મેલિ ૫
એહેવા જનથીરે, તે હરિજન ન કલાય,
તૂચ્છ સરીખુરે, જયેમને જયક્ત જણાય. ૬
ક્ષોભ વિનાનારે, [3]જલનીધી શ્યા મન જેહેના,
તોપણુ ભાઈયોરે, હાસન કરીયે તેહેના ૭
મન હરીજનનારે કોથી વિકલ ન થાય,
યોગ્ય પુરૂષનેરે, હસતા હરિ દુખાય. ૮
તોપણ પંડિતરે, હાસ કરે સુંજાણિ,
નહિ હસવાનારે, યોગ્ય પરમ એ પ્રાણી ૯
તમે તમારેરે, વચન થકે કે તારયા,
શઠમતીયોનેરે, આગ થકે ઉગારયા ૧૦
તોહ્યેતમથીરે, [4]અશિવહાસન અગ્રગુ;
કિધુ ભજીયેરે, વિઘ્ન રહ્યુ કયમ વળગું ૧૧
શાસ્ત્ર સકલથીરે, કે ગુરૂથી ભણી મનને;
નિશ્ચય કરીયુરે, હસવુ શુ હરિજનને. ૧૨
ધન્ય ધન્ય છે રે, ભણ્યા તમો જ્ઞાનીને.
મહિમા મોહોટાનોરે અકલીતમન માંનીને ૧૩
વિદ્યા બાહ્યરરે, આભ્યંતર અંધારૂં;
કૃષ્ણરામ કહેરે ઓલખો આપ તમારૂં ૧૪

વિ૦ ૯ ૫૦ ૭.

---

૧ માયા ૨ શાંતિ ૩ સમુદ્ર જેવા ૪ અગણ.

## કીર્તન ૩૯ મું.

[1]આથી પૂર્વેરે, [2]મમબુદ્ધિયે મોટો,
ગ્રહ્યો તો ભ્રમનેરે, આજ પડયો તે ખોટો. ૧
હરિજન હસતાંરે, પંડિત વચન પ્રમાણ્યા.
વાત જવાદ્યોરે, શાસ્ત્ર ભણ્યાં તે જાણ્યાં. ૨
વિદ્વજ્જનનેરે, શુ કહું વારે વારે;
હરિ છે સઘલેરે; તે જોઈ ડરવુ માહારે. ૩
હૃદયેરે માહારેરે, [3]અંઘ્રી યુગલ તમારૂ,
નિત્યે વસજ્યોરે, ધ્યાન વડે હુ ધારૂ. ૪
[4]જાડચ કલુષતારે, માફ માહારી કરિયે,
મુખ્ય કહ્યા છોરે, તમને શ્રી નરહરીયે. ૫
ભરતખંડમારે, જ્યે નર તનુને મલિયા,
કોટીક જન્મેરે, ન મલે તે દીન મલીયા. ૬
ઉત્તમ વરણેરે, થઇ શુભ વિદ્યા સાધિ,
તોહ્યે પરસ્પરરે, વિવાદ બકવા વાધિ. ૭
મરણ તણો ભયરે, જાણી ન ધરે ચિત્ત.
[5]વિરસ ભોગનેરે, મલવું માને નિમિત્તે. ૮
શિશ્ય કરીનેરે, પર બોધવુ ન ચુકે,
આપ ગ્રંથીનેરે, તોપણ મનથી ન મૂકે ૯
મુમતે મરદેરે, મીથ્યા માનવ દેહેને,
શિ કહું શીક્ષારે, નિત્ય નમુ હું તેહેને. ૧૦
હું નવ્ય નાહ્યોરે, વ્યાકરણ [6]વારી નિધીયે,
શબ્દ [7]મકરથીરે, છુટિ શકુ કુણ વિધિયે. ૧૧
વિમલ નયનમાંરે, ધુમ માર્ગ લક્ષાવે;
તે મિમાંસારે, મન માહારે ન સુહાવે. ૧૨
ન્યાય શાસ્ત્રનારે, વિશેશ તર્ક વિખાણ્યા,
દુઃખિત મનનેરે, સુખકારિ નવ્ય જાણ્યા. ૧૩
ઇશ વિનાનુરે, સાખ્ય શાસ્ત્ર સમજાવ્યું,
ભેદ જણુવતુંરે, ભ્રમકારી નવ્ય ભાવ્યું ૧૪
વિકલ્પ [8]જાલેરે, પડતાં વિકલ્પ [9]વિટે,
કૃષ્ણુરામનેરે, માટે ન ગમે મિટયે. ૧૫

વી. ૯ પ. ૮

૧ સમજતા પહેલા ૨ મારી ૩ ચરણ ૪ જાડી બુદ્ધિ. ૫ રસવિનાની ૬ સમુદ્ર. ૭ મગર. ૮ જાળમા. ૯ ઉત્પન્ન થવુ.

## કીર્તન ૪૦ મુ.

પાંડિત્ય કરવુરે, મન માહારાને ન ગમે;
યાચા નૃપનીરે, કરવા મનડું ન ભમે. ૧
ધનનો સચયરે, વાહનનું વા મલવુ
મન નવ્ય ઇછેરે, રટણ કરીને રલવુ. ૨
ચિદ્દાનંદથીરે, ભવ ભયહરથી બીજું;
કૃષ્ણ વિનાથીરે, શુ સાચુ જોઇ રીઝુ. ૩
એહ વિચારીરે, બ્રહ્મ નિશદિન નિરખે,
મમ મન ઇછરે, રેહેવુ શ્રીહરી શરણે. ૪
હે દયા સિંધોરે, હે વ્યાપક હે [1]નિર્ભવ;
હે સર્વોત્તમરે, હે વિશ્વભર [2]અભિનવ. ૫
હે હરે મુકુંદરે, હે સર્વાન્તરયામિન્,
કમલ નયન હેરે, અગમ્ય સર્વ સ્વામિન્ ૬
હે લક્ષ્મીવરરે, હે સ્વાશ્રય જન પાલક,
આવ હે ભગવન્રે, નિષ્ઠુર મતિ [3]નિર્દાલિક. ૭
ગુણ ગોવિંદનારે, સહાયના કરનારા,
નિત્યે [4]રટતારે, સફલ થજ્યો દિન માહારા. ૮
નિજ માયાયેં, જયક્ત જેણે રચી થાપ્યું;
સત્તા સ્ફુર્તિયેરે, વિશ્વ સકલને વાપ્યુ. ૯
જેની માયારે, હરી વિમુખોને ભમાડે;
જયે ભક્તોનેરે, રસિક રૂપથી રમાડે ૧૦
દુષ્ટ જનોયેરે, જે જાણ્યા નવ્ય જાય,
તે નરહરીનેરે, નિત્ય નમુ હુ પાય ૧૧
સયર્થ જે છેરે, વિમલ મને લક્ષ્યાય,
જેની આજ્ઞારે. અલંઘ્ય નવ્ય લઘાય ૧૨
કર્મ ક્રીયાપદ રે, કર્તા પદ કે વિભક્તિ;
રૂપ ધાતુનારે, વચન લિંગની વ્યક્તિ. ૧૩
વરણ માત્રિકારે, જન હુ કાંઈ ન પ્રીછું,
તોપણ હરિનુંરે, હેત થવુ મન ઇછું, ૧૪
નિર્વિકાર છોરે, વક ક્ષમા બહુ કરજ્યો,
કૃષ્ણરામનુંરે, મન હરી ચરણે ઠરજ્યો. ૧૫

ની ૯ પ. ૯

---

૧ અસાર રહિત ૨ ઉત્તમ ૩ નાશ કરનાર. ૪ સ્મર્ણ કરતા.

## કીર્તન ૪૧ મું.

### લાવણી

દેખો મહા માયા, જ્યાને [1]નિપાયા,
વિધ વિધ કાયા, [2]ભૂતન તે
જ્યોવેં સબનાયા, ભરમ ભૂલાયા,
મરમ ન પાયા, [3]વેકિન તે
માતુ પીતુ ભાયા, સુત અરૂ જાયા,
ભેદ બતાયા, નતનને,
ઉનમેહિ પચાયા, ગ્યાન ગમાયા,
મન લલચાયા, ગૃહ ધનતે દે૦ ૧
કોઉ વિદ્યા પઢતે, વાદ [4]ચિબડતે,
ફીરે રબડતે, ઘર ઘરકુ
કો રણમે [5]ભડતે, અરિ સુ [6]અડતે,
મસ્તક પડતે, સમરકુ
હથીહય [7]બઢતે, રથપર [8]ગડતે,
ચલે [9]રગડતે, [10]કનરકુ
કો બજયે બજયાવે, ગાયન ગાવે,
નૃત્ય શિખાવેં સુદરસેં.
કોઉ ટીખલ લ્યાવે, વેસ બનાવે
બહુત હસાવે, હુનરસે
કો પશુ પઢાવે, ખેલ ખેલાવે
જગત રીઝાવે, આદરસે
ઔાષધ લ્યે આવે, સએચવાવે,
ધન 'હરજ્યાવે', ઘર ઘરસે ૩
કોઉ મુડન કરતે, કોપીન ધરતે.
જટા પસરતે, નગ્ન ચિલે

---

૧ ન સમજાય ૨ પ્રાણી. ૩ કોઇના ૪ બડબડ કરે છે. ૫ ફરે છે ૬ સામા થાય છે ૭ બળદ. ૮ રથ ઉપર બેસે છે. ૯ અથડાતા ૧૦ કોઇ ગાણમોને.

કો માલસુમરૂતે, તિલક ચીતરતે;
ઘર ઘર ફીરતે, અન્ન મિલે.
કો ઉચેસુરતે, બાંગ પુકરતે;
કાન [1]દુભરતે, અંગુલિલે,
કો [2]ચ્યુપહોપરતે, ભ્રાતિ વિસરતે,
કો તપચરતે, છંદિલે. ૪
એસે બહો [3]છંદા, વિધ વિધ ફંદા,
યાબિનું ધંધા, કોઉ નહિ
ભોગે અરૂ દેખે, વિવિધ વિશેખે,
અકલ અલેખે, સર્વ સહી.
ભૂલવણી [4]ભામા, કીસન રામા
કહે ન પામ્યા, પાર કહી
માયાકિ એ [5]છબ, ભરમ ભયા સબ;
દયા કરો અબ બહુત ભઇ. ૫

ચી. ૯ ૫. ૨

## કીર્તન ૪૨ મું.

વ્યર્થ જીવવુ કેશવની કરૂણા વિનારે,
એણે જીવે સાર્થક તે શુ થાય જો;
ઓલખ્યા પાખે આનંદ ઘન અખીલેશને,
દિવ્ય દેહ આ જંજાલે વહી જાય જો. વ્ય. ૧
ધનના ઢગલા મલિયા તોપણ શુ થયુ રે,
જેણે વાધે નિત્ય અધિક સંતાપ જો,
કૃપણોથી તે અરપાયે નહિ કૃષ્ણનેરે,
તેથી અંતે થવુ ભૂત કે સાપ જો. વ્ય. ૨
પુત્ર પૌત્ર દૌહિત્ર મલેથી શુ થયુંરે,
જેથી કઇના કરવા સાધ્યા દ્રોહ જે,

૧ કાનમા આગલી ઘાલી રાખે ૨ મૌન રાખે. ૩ પ્રકાર. ૪ માયા ૫ રીત.

અનુદિન તેહેને ઉચ્ચાટે રેહેવું પડેરે,
મરે જીવતે બંને શોક ને મોહ જો  વ્ય ૩
એક ચક્રવર્તિ જો પામે રાજ્યનેરે,
જેણ્યે કઇના બંને કલ્પવા કેહેર જો;
તેથી અંતે માહા નરકે પડવું પડેરે,
વપુને સેહેવા પડે વજ્રના વેહેર જો  વ્ય. ૪
જાણી પ્રતિષ્ટા [1]સુકર વિષ્ટાના સમિરે,
ગૌરવ તે તો માહા [2]ગરવ સમાન જો,
કૃષ્ણચંદ્રની કરૂણા બિન તે કોયથીરે,
આભ્યંતરનુ નિકલે નહિ અજ્ઞાન જો.  વ્ય ૫
મરણ તણો મહા ભય તેથી નાસે નહિરે,
કેડય ન મૂકે ક્રોધ લોભ કે કામ જો,
સચરાચરના વાસી સમજાયા વિનારે,
વિષય વૃત્તિયો પામ્યે કયમ વિરામ જો.  વ્ય. ૬
આ અવતાર અનુપમ આંગ્યો જાય છેરે,
બોધ વિના તે શાંનુ ચાલે બળ જો;
કરૂણા કિંચિત્ કરશો જ્યાહારે કૃષ્ણજીરે,
કૃષ્ણરામને ત્યારે પડશે કલ જો.  વ્ય. ૭

ની ૯ ૫ ૧૫

---

## કીર્તન ૪૩ મું.

મન મૂર્ખ થઈ શું ફરે મદ [2]માતો,
વશ્યું[3] થઇ વશ કહું શુણ્ય વેદનિ વાતો.
રખે જીવ અજાણ્યે મારગે જાતો,
કે અથડામણ આગલ ઘણીરે
વિરા વિશ્વમા વિશ્વંભર શુ વિસારે,
જાણિ જોઇ શુ જીતી[4] બાજીને હારે

૧ ભુંડની ૨ ભરેલો. ૩ કે મન તું મને વશ થઇ રહે. ૪. મનુષ્ય જન્મ લાભ.

પડશે [1]પ્રાહાર ત્યાહારે કોણ ચઢશે વાહારે,
કે અક્કલ હોયે તો ઓલખ્ય અણિરે ૧
જેણે જનનિ જઠર મધ્યે [2]સાજસમારી,
જેણે [3]અનલ આંચ થકી રાખ્યો ઉગારી.
તે વિશ્વેશ્વરને જાઉ હું વારિકે,
કે બાહારચ કાહાડયો જેણે બંધથીરે.
અલ્યા ઘાંણિ તાણવીને ગુણ્યોનુ વેહેવુ,
અલ્યા હાડચ છેડચ તુંને પડતુ તું સેહેવુ.
તે કૃષ્ણે કષ્ટ કપાવ્યુ છે કેહેવુ,
કે કાહાડયુ [4]કંધર જેણે કંધથીરે. ૨
અલ્યા ત્યાહારે હતો તુ તો તુચ્છથી તુચ્છ,
આજ માનવ થઇને શુ મરડે છે મુચ્છ.
તુ તો પેટને કાજચ પછાડતો પુચ્છ,
કે અજી ન સમજે અભાગીયારે
હવે હુ ને માહારૂં માનવુ દે મૂકી,
તું તો ચતુર થઇ રખે જાતો ચુકી
જોને કાલ લેશે એ રહ્યો છે હુકી,
કે પાછલ નહિ આવે [5]પાગિયારે. ૩
કોને મદ દેખીને શુ મુખડું મરડે,
કોને અરિ દેખીને અધર શુ કરડે
અલ્યા શાહાણો થઇને શલ્યા શુ ભરડે,
કે બાપ માહારા બુદ્ધિ કા ખુવેરે
આખા વિશ્વમા વિશ્વપતિ એ વસે છે,
એહેમા કોહોને તુ મુખ મરડીને હસે છે.
[6]ધણી તજી ધૂલ્ય ધોવા શા ધસે છે,
કે જુઠા ઉપાધિને શું જુવેરે ૪
અલ્યા શાહાણપણે સંતોષને ધરચને,
હવે ફંદ ફજેતીથી પાછો ફરચને

---

૧ યમનો માર. ૨ શરીરના ભાગો બનાવ્યા ૩ જઠરાગ્નિ. ૪ દુ ખ
૫ સહાયક ૬ ઇશ્વર.

અલ્યા કાંઈક હવેથી કહ્યું તૂં કરથનેં,
કે સમજાય શિખામણ સ્થિર થઈરે
અલ્યા બિન સગપણ શુ ધરે છે શોક.
અજી ફ્લ તૃષ્ણા કા કરે છેં ફોક.
તુંને લૌકીક દાખવી લૂંટશે લોક.
વિચ્યાર વિના જાઈશ વહી રે, ૫
અલ્યા કૃષ્ણ કથા તેં તો સાભળી શાની.
જ્યારેં [1]ગુણથી નાચ્યો ત્યારે શાનો તુ જ્ઞાની
અજી અકરમી રહ્યા અભિમાની,
કે ભૂલ્યો ભમેં બિનભાનથીરે.
નિજ છાતિયેં શુ મેહેલાવે છે છાટયો,
અજી ફંદી વચન શુ બોલ્યે મુખ ફાટયો.
દૈવના ચોર હવે તો રહે ડાટયો
કે સમજાય સ્વામીને સાનથીરે, ૬
તુ તો ગુણનિધિ ગિરિધારિને ગાંને.
સત્ય સમજી શરણ સાંમલિયાને જાનેં,
થવાય તેહેરેવો હવે થકી થાને.
કે ભૂલ ત્યહાથી તુ ફરિ ભણ્યરે,
ઓલખ્ય એ છે સદા અવિનાશી.
આજ્યેવડે જગત ભલુ રહ્યુ ભાશી,
માંન્ય તું વિશ્વ સકલનો એ વાશી.
કે ચ્યતુર પાયો સુધો કરિચ્યણુરે, ૭
તરત તરિશ છુટીશ ભવ ફંદ.
પછી ગુણ અવગુણ ન જુવે ગોવિદ
મેહેરબાની કરશે એ મુકુંદ,
કે પતિત પાવન બિરૂદ પાલશે રે.
કૃષ્ણરામ કહે કૃષ્ણને ભજજ્યે,
તૃષ્ણા તણા તું તુંને તજજ્યે.
સ્નેહે શુ સરવેશ્વરથી સજજ્યે,
કે ટંટા તે સઘલા ટાલશેરે. ૮

ની ૧૦ ૫. ૧

---

૧ ત્રિગુણીમાયા

## કીર્તન ૪૪ મું.

મન તું શિખામણુ માન્યને માહારી,
વસ્તુ વિવેકથી જોને વિચારી,
અકલ અગાધ છે બુદ્ધિ તિહારી,
તો કા બેઠો કાયર થઇરે,
નિત્યને નિત્યે નિકટ તું રેહે છે,
જડ છે પણુ જયેથી સરવ લહે છે,
વિઘ્નને પથે તું કારે વહે છે,
કે જ્ઞાન ગતી તાહારી કયહા ગઈરે. ૧
દેવ બણ્યો કરી દૈત્ય કુમાર,
કદી પશુ પક્ષિ તણે અવતાર,
આ અવસર મલ્યો આણીવારકે,
સમજ [1]સમઇયો જાયછેરે;
નિત્ય અનિત્યનો ન્યાહાલી વિવેક,
ઓલખ્ય સરવાવાસીને એક,
ભજ્ય મૂકીને ત્રિવીધના ટેક,
જો સદા તિહારી સહાય છેરે. ૨
તજ્ય તું અનેક ઉપાધિના ધંધા,
સર્વેશ્વરની સઘાત્યે તુ [2]સંધા,
કા અથડાતો ફ્ર અજી અંધા,
કે લક્ષચોરાશીના લેખમારે,
કૃષ્ણુ કથા કદી સાભલ્ય કાને,
ત્રિવિધ તાપથી તપે છે શાને
માહારા કરી માધવને જો માંને,
તો ભોગે ભલાઇ સર્વ ભેખમારે. ૩

---

૧ ઉત્તમ સમય ૨ સંબંધ

રાગ દ્વેષ રહે શીદ રાખી
હું માહારૂ માનવુ હેને તુ નાખી,
રામ રંગીલાના રસને ચાખી
કે દાસ થા દીન દયાલનોરે,
મીટશે જન્મ મરણનારે મેહેણાં.
દેવાદિકોના તૂ છુટીશ દેણા,
લોપથશે પછી લૌકિક લેહેણા.
કે કાટો કપાશે કાલનોરે, ૪
પ્રીત્યે ભજ્યા તે તો પારજ પામ્યા.
યુક્તિયે જગજીવન શુ જામ્યા,
તે વિવિધ વેદના વેહેવી વામ્યા
કે જીવનમુક્ત યોગી થયારે,
સોહ ભાવથકી સાયુજ્ય મલીયા
ભક્તિ ભાવથી ભજનમા ભલિયા,
કઈ વિધના તેના ટંટા ટલીયા
કે દેવ દેવની થઇ દયારે, ૫
એહેને શરણ થયે અરથજ સરશે,
પેટ આપ્યુ તે તો પેટજ ભરશે.
વિશ્વભર કયમ બિરૂદ વિસરશે,
જયે વેદ વાકય પાલે સદારે
કૃપારામ કહે કૃષ્ણની વાચા,
મન તૂ માન્ય સામલિયાને સાચા
જો હરી ભૂલ્યો તો ખાઇશ તમાચા,
કે આગલ પામીશ આપદારે. ૬

ની ૧૦ ૫ ૨.

---

## કીર્તન ૪૫ મું.

મન નિત્ય દિવાલી આપણે,
માથે નરહરી સરખા નાથ.
કમી કોણુ વસ્તની,
હરી સરખું હરીનું નામ શૂણ્યે.
કપે કરમ [1]કુંજરનો સાથ,
હારી ખસે હસ્તિની ૧
જેને નામે અજામિલ ઉદ્ધરયો,
જીત્યો યમનુ ન ચાલ્યુ જોર,
લખાયો તે લેખમા,
તાપથી તતકાળ ગજેંદ્ર તરયો,
પ્રીત્યે સ્તુતિ કરતા એક પોહોર,
રીઝી રહ્યો [2]રેખમારે. ૨
[3]વિભુષણ કરી [4]વૃષધ્વજે ધરયુ,
જે જગત ભયકર ઝેર,
રાખી કઠે રામને
સર્વ પ્રહ્લાદનુ કારજ્ય સરયુ,
વેઠી સકયો પિતાનુ વેર
નિત્યે જપિ નામને ૩
અબરીષ ઉગરિયો એ નામથી,
દુર્વાસાથી ન પામ્યો દુઃખ
સુદરશને સાહ્ય કરી,
સરસ નહિ બિજુ સુદરશ્યામથી.
રાખ્યો પરીક્ષીત પેશી કૂખ,
પીડાને કીધી પદ્રી. ૪
ભીષ્મે બાણ શય્યાના ભયને તજી,
જપી મુખથી જય યદુવીર
કીધો વશ કાલને,

૧ કર્મરૂપા હાથી ૨ થોડા વખતમા ૩ અલકાર ૪ શકર.

પીડામાં ૧પંચાલિ પ્રભુને ભજી.
પામ્યા નવસેંનવાંણું ચીર,
ઉગરીયા એ આલથી ૫
દેવે પાડવને રે કીધી દયા,
પમાડ્યા લાક્ષ્યા ગ્રહ પાર
અનલની આચથી.
ધ્રુવ નામ જપ્યેથકિ ૨ધ્રુવ થયા
ચેતી પામ્યા પદારથ ચાર,
પ્રીછા વરસ પાચથી ૬
જેણે કંઈ જનને કરૂણા કરી,
એહેવા કરૂણાનીધી છે કૃષ્ણ
ભજી લ્યેને ભાવથી,
લેહેણુ દેણૂ જોવુ ન પડે ફરી
પછિ પૂછવુ શાને પ્રષ્ણ
તરિશ નિશ્ચે નાવથી ૭
કાઢિ નાખ્ય કચ્ચાઇની કલ્પના,
વીસારય સકલ્પ વિકલ્પ
વિઠલ વિશ્વાસથી.
જુઠી કરવી મુકી દે જલ્પના.૩
આયુષ્ય થાય છે અલ્પ,
સદા શ્વાસોશ્વાસથી ૮
તું તો ભૂર ભમ્યો ભૂતલ ઘણું,
હવે વશ્ય રહે પામિ વિરામ.
ન્યેહ કરી નાથશુ.
પ્રીછી શરણુ થા મૂકય પોતાપણું
સ્વામિ શરણાગત વિશ્રામ
હેતે ગ્રહે હાથશુ. ૯
ગોવિદ જાણો માહારી ગત્યને,

૧ દ્રૌપદી ૨ અચલ ૩ બરબરાટ.

કૃષ્ણરામ હુ છુ કંગાલ
હરિ હરો આપદા,
સાચવોને સ્વામિના સત્યને.
સ્નેહ દૃષ્ટિયે કરીયે નિહાલ
ફરિ [1]ફેરિ નાવે કદા. ૧૦

વી ૧૦ ૫. ૩

## કીર્તન ૪૬ મુ.

ઘડી ઘડી કૃષ્ણ ચિન્તન કરીયે,
બીજો ભરૂસો ન ધરિયે ઘ૦ ઘ૦ ૧
દ્રષ્ટિયે જ્યે જ્યે પડે તે ખોટ્ટ,
એહેમા કોને માનિયે ન્યાહાનુ કે મોટ્ટ. ઘ૦ ૨
માધવની માયા તણુ એ છે રચિયું,
મન પ્રીતીથિ પ્રપચમા પચિયુ ઘ૦ ૩
એ મન અધ્યાસેથી અજાયું,
થઇ પડ્યુ ઘેહેલુ હતું જ્યે ડાહાયુ ઘ૦ ૪
એહેમાંનુ નહી કોય કામમા આવે,
એહેને ભરુસે કા કાલ ગમાવે ઘ૦ ૫
જ્યેણે જ્યેણે એહેની અહતા માની,
તેણે તેણે ભોગી હજારો હાની ઘ૦ ૬
એહેવા અધ્યાસથી રહી [2]રઉફરાટો,
કૃષ્ણ ભજન વડે કાહાડય તાહારો કાટો. ઘ૦ ૭
એ અરથે ધરયો આ અવતાર,
મેલ મલશે નહિ તો પડશે માર ઘ૦ ૮
કૃષ્ણરામ કહે કૃષ્ણનો દાસ,
કૃષ્ણ ભજને મિટે મરણનુ હાસ ઘ૦ ૯

વી ૧૦ ૫ ૨૪

---

૧ જન્મ મર્ણ ૨ ઉલટો

## કીર્તન ૪૭ મુ

ગોવિંદના ગુણ કુણ વિસારે,
દાસ તણા દુ ખને જયે [1]દાર ગો ધ૦ ૧
ધ્રુવને અચલ પદવીઓ આપી.
સતાપ કરનારાને સતાપી,
પ્રત્યક્ષ સાક્ષિ જો દીસે અદ્યાપી ગો૦ ૨
[2]અશ્મા તરયા નામ લેખથી જેના
તો કા તરે નહિ આશ્રિત એહેના.
પ્રત્યક્ષ સાક્ષિ મલે છે તેહેના ગો૦ ૩
કા ચાલો અવલે આચરણે,
નિરણે કરો કથા સાભલિ કરણે
કૃષ્ણ રામ તે કૃષ્ણને શરણે. ગો૦ ૪
વી ૧૧ ૫ ૨

---

## કીર્તન ૪૮ મું.

જાગીને જોજયોરે, માનવીયો જાગિને જોજયો,
ઇશ્વરેરે, શા શા કરયા ઉપકારરે,
જનનીના જઠર [3]મોઝારરે,
પીડા પામીને કરતા પુકારરે,
શુણી સાભલિયે કરી સારરે,
બધનથી કાહાડયા બાહારરે જા૦ ૧
લક્ષ્યચોરાશીરે મીટાડી લક્ષ્યચોરાશી,
ફેરિયોરે છોડયા છબીલે દોરરે.
ઘણા ગરદભાદિકના દોરરે,
થઇ શ્વાન જયે કરતા [4]સોહારરે
હવે ચતુર થશો નહી ચોરરે. જા૦ ૨

---

૧ ટાળે ૨ પથ્થર ૩ અદર ૪ શબ્દ

સરવ ઉઘાડીરે, વૃત્તિયો સરવ ઉઘાડી,
સામળેરે, સુલભ કર્યાં સર્વ સ્વાદરે,
શ્રવણાદિકની કરી યાદરે.
પ્રભુજીનો પ્રીછી પ્રસાદરે,
[1]બલવા દ્યો બીજો બકવાદરે જા૦ ૩
કામ ન આવેરે, કૃષ્ણ વિના કામ ન આવે,
[2]કારયમાંરે, કુટિલ સંબંધી કોયરે,
જન જનનો સ્વારથ જોયરે,
એમા કોણ આપણુ હોયરે.
માનો માયાનો કીધો એ મોહરે જા૦ ૪
રૂપ ધરિ આવેરે, રંગીલુ રૂપ ધરિ આવે,
ન્યાહાલવારે, દંત ઘૂંઘટ ગ્રહી નારીરે,
[3]બાહુડલી કંઠ પ્રસારીરે,
તન મન ધન લેશે એહારીરે,
મોહબાણથી નાખશે મારીરે. જા૦ ૫
સુત થઇ બેસેરે, શાહાણો શો સુત થઈ બેસે,
અકમારે, કાકા કહે મુખે કાલેરે,
પ્રેમેથી પાલવ ઝાલેરે,
હરિ લીધુ તે પાછુ ન આલેરે
થઈ ઘરધણિને ઘર ઘાલેરે જા૦ ૬
કુલ વધુ થઇનેરે, આવે એક કુલ વધુ થઇને,
ન્યાહાલતીરે, પાગ પકડતી પાપ્યરે
વદે લાજ ધરતી વાણયરે,
હાલા હલવીને કરશે એહાણયરે;
એ છે કપટ કલેશની ખાણયરે જા૦ ૭
મિત્ર મોટેરારે, થશે કઇ મીત્ર મોટેરા,
સ્વાર્થનારે, કેહેશે કરો પકવાનરે,

૧ જવા દયો ૨ સંકટમા ૩ હાથ

મોટું મેલવો ન્યાતયમાં માનરે,
પણુ દેવા નહી દે દાંનરે,
કઈ કઉતુકે ભરશે કાનરે, જા૦ ૮

અસજ્જન એહેવારે, મલશે અસજ્જન એહેવા,
અતી ઘણુારે, લક્ષ્ય લેખાવશે લોભરે,
રાખી થાપ્પણો દેશે થોભરે,
અતી આલ ચઢાવશે [1]ઓભરે,
ઘાલી ઘર તલે [2]મોડશે મોભરે જા૦ ૯

અવસર આહાવોરે, ચુકો રખે અવસર આહાવો,
આવિયોરે, હવે નહિ આવે હાથરે,
માથે નરહરિને કરો નાથરે,
બાપડા શુ ન ભરશ્યો બાથરે,
કરો સજ્જન જનનો સાથરે જા૦ ૧૦

શ્રવણે ધરજ્યોરે, કૃષ્ણુકથા શ્રવણે ધરજ્યો,
સ્થિર થઇરે, ત્રિવિધ તાપ થશે દૂરરે,
ભલિ ભક્તિ થશે ભરપૂરરે,
નિરખિ નાથને વાધશે નૂરરે,
જન્મ મરણુને તરશ્યો જરૂરરે જા૦ ૧૧

પ્રીતડી કરજ્યોરે પૂણ્યની પ્રીતડી કરજ્યો,
પાત્રનેરે, દાખિ અરપજ્યો દામરે,
તેથી કષ્ટ જશે થશે કામરે,
નિત્ય નાથનું જપજ્યો નામરે,
કહ્યુ માનજ્યો કહે કૃષ્ણુરામરે જા૦ ૧૨

શ્રી ૧૧ ૫ ૫

---

૧ મોટી ૨ દેવાલુ

# કીર્તન ૪૯ મુ.

અજિ કા નવ્ય ચેતોરે, માનવિયો કા નવ્ય ચેતો,
આ સમેરે, ફરિને નહિ આવે દાવરે;
પછિ પડશે ઘણો પ્રસ્તાવરે આવુ હાથ્ય નહિઆવેનાવરે,
માટે અવલા મુકી દ્યો ઉઠાવરે ૧

અહ મમતાથીરે, ભુલો શુ અહ મમતાથી
આપડુ રે અ ગન માનિયે આપરે એતો પંચભૂતનુ માપરે,
જયેને વ્યાપે ત્રિવિધના તાપરે.
વિના સમજ્યે છે એહેનો વિલાપરે અ. ૨

સચ્ચિતરૂપીરે, આપણ છુ સચ્ચિતરૂપી,
ઇશથીરે, અભેદ એહેવા અ શરે.
શાનો આપણુને વિદ્ધ સરે, આતો ભૌતિકનો થાય ભ્રશરે,
જાણો સેવી સાચા પરમહ સરે અ ૩

અધ્યાસેથી ભાસેરે, અવલુ અધ્યાસે થી ભાસે,
આપનું રે, અન્ય વિષે અભિમાનરે
તે તો માયાના વિધવિધ તાનરે, અ તે લય થશે ઉપજેજ્ઞાનરે
નાથ ભજતા લેહેવાશે નિદાનરે અ ૪

માનો છો જયે માહારારે, તે તો નથી આપણા કોઈ,
ધારજયોરે, ધન સૂત દારા ધામરે
તે સહુને છે નિજનુ કામરે, હાર જોતા એ ભાસે હરામરે,
માહારા માન્યે થશો બદલામરે અ. ૫

પુરવના રુણિયારે, મળ્યાએ પુરવના રુણિયા મેળવ્યારે,
માધવજીએ માનોરે, આપણે એમને સંબધ કયાહાનોરે
એમને માટેકાળાધાઓમાનોરે જાતાશોકધરેોછોતેશાનોર.૫
રખારો ન કોહોનેરે, આપણુથી રખારો ન કહોને,
હાથમારે, સરવના જુદા સ્વભાવરે
બલવતી માયાના બણાવરે, એમનો અંતે થાશે અભાવરે,
જુવા આયુનો થાય છે આવરે અ. ૭

શિરે મર્ણ ગાજેરે, શરીરિ શીરે મર્ણગાજે;
ઓળખોરે જાવું છે મૂકીને સર્વરે, અહં મમતાએ ત્યાગો ગર્વરે.
વશ રાખો અંતર મન અર્વરે, છુટો પંચ એવિદ્યાના પર્વરે. ૮
હરિને ભજતાંરે, હુસ્યેથી હરીને ભજતાં,
ઉપજેરે, જ્ઞાન ભક્તિ ને વિરાગરે.
ઓલખે જ્યે તેહેના ભાગરે, દિલના સહુ મિટશે દાગર,
આહાવો પામશ્યો કયહાં પછી લાગશેરે. અ. ૯
સત્વર થાજ્યોરે, હવેથી સત્વર થાજ્યો,
કૃષ્ણુનીરે, કથા સાભલજ્યો કર્ણરે.
સત્ય ભાવેંથી થાજ્યો શર્ણરે, એવા કરજ્યો હવે આચર્ણરે,
કૃષ્ણુરામ તરો જ્યમ મર્ણરે અ. ૧૦
વી ૧૧ ૫ ૭

---

## કીર્તન ૫૦ મુ.

મન માહારારે માનવ દેહ, ફરી તુને કયહાં મળશે,
કસ્યનારાયણુ શુન્યેહ[૧], તાપ તતક્ષણુ ટલશે. ફ. ૧
દેવ લોકના દેવ સકલ તે ઇચ્છે આ અવતારરે,
જ્ઞાન વિરાગ વિવેકવડે કરી આથી થાય ઉદ્ધાર ફ ૨
વિષય રુપિ યા વિષભોગ્યાનો, નોહ્યે વિમલ આવેશરે,
શાસ્ત્રશ્રવણુ કરી સત સંગત્યથી, લ્યે ઉત્તમ ઉપદેશ ફ ૩
મેહેનત્યથી કા મલવુ માને, ધનસુતદારા ધામરે,
કષ્ટ પડે ત્યહા કૃષ્ણુ વિના તુંને, કોય ન આવે કામ ફ. ૪
પશુની પેરયે દેહ દર્શી થઈ, વાહાલ વેર શીદ રાખેરે,
અવસર ચુકી આપઆપને, રખે નરકમા નાંખે ફ ૫
અંતર્દ્દષ્ટે જો અવલોકી, શુ સંસારમા સત્યરે,
ગભ થકી તે મરણુ લગણુ છે, વધતી નીત્ય વિપત્ય ફ. ૬
આપ આપણે કરમે મલિયા, સગાં સંબંધી લોકરે,
પોતપોતાને પંથે [૨]પલશે, તેહેમા શાનો શોક ફ ૭

---

૧. સ્નેહ. ૨ જશે

ધરમ કહ્યો [1] અપવરગને અરથે,, તેનું ફલ ધન નોહરે,
ધનનું ફલ તો ધર્મ સાધવો, માં ખોટામાં ખોય. ફ. ૮
ઇંદ્રિય અરથે કામ નથી કહ્યો જીવન માત્ર પ્રયોગરે,
જીવવુ તે જગદીશ જાણુવા, સમજી કરય સંયોગ ફ. ૯
નરતનુ નૌકા સદ્‌ગુરૂ ખેવટ, જો તું શરણેં જઇશરે,
સ સારાર્ણવતરય પ્રભુ પવને, આત્મ ઘાતી માં થઇશ. ફ. ૧૦
જે કરે તે કરય હરીને અરથે, અન્ય તજી ઉદ્દેશરે;
લક્ષ તજીને રખે લપટાવે, મમતા રૂપી મેશ; ફ. ૧૧
આ અવસર અતી દુર્લભ જાણી, લ્યે લાખેણી લાહાણુરે;
કૃષ્ણુરામ કહે કૃષ્ણુ ભજનથી, કરય તાહારૂં કલ્યાણુ. ફ ૧૨

શ્રી. ૧૧ પ. ૧૦

## કીર્તન ૫૧ મુ.

### શણુગાર વિષે.

સુખકારી સરસ સ્વરૂપ,
મગલ મૂર્ત્તિ તણુ,
ચિત્ત કા ચિત્તે નહિ ચ્યૂપ,
મિટવા [2] માધપણુ. ધ૦ ૧
શિશ કીરીટ મયૂર પીછનો,
રત્ન જડિત તે [3] રાજેરે,
મકરાકૃત કુડલ યુગ દેખી,
કોટિ દિવાકર લાજે મં૦ ૨
ભ્રૂ યુગલોના નર્ત્તન આગે,
શી અનિમિષની શેઠીરે.
અલક યુગલ વદનાબુજ ઉપર,
[4] અલિપંક્તિ જયમ બેઠી. મ૦ ૩
કુદકલીસમરદની પક્તી,
મદ મદ [5] મુસ્કયાનરે,
જયે જોઈ ધ્યાતા હૃદય થકે તે,

૧ સ્વર્ગ માટે ૨ મદ ૩ શોભે ૪ ભ્રમરની હાર ૫ હસવું

મિટે મદનનું માન. મ૦ ૪
કૌસ્તુભ કંઠ વિરાજે વક્ષ્યેં,
શ્રી વચ્છ લક્ષ્મા ઝલકેરે,
બાંહે બાજૂબંધ ઝૂમતે,
ચોસર મોતી લલકે સં૦ ૫
વૈજયંતી માલા ઉર ઉપર,
ચ્યાર ભૂજે હથીયારરે,
કટિ કિંકિણિ પીતાંબર ઉપર,
[1]આજાનું ભુજ ચ્યાર. મ૦ ૬
નવઘન સમ શ્યામલ તેજોમય,
મૂર્તિ પરમ રસાલરે,
કૃપા કટાક્ષ્ય કમલ દલ લોચન,
ચરણે ચિન્હ વિશાલ મં૦ ૭
પદ નખમણિપ્રતિ પ્રતિ શશિ શોભા,
વજ્રાંકુશ ધ્વજ પદ્મરે,
ચિન્હાંકિત તે ચરણ તણા તલ,
ભાસે ભક્ત હૃદીસદ્મ મ૦ ૮
જે ચરણોનો અગાધ મહિમા,
તાપ સકલનો હારીરે,
જેહેના રજનિ મીશ્ર જાન્હવી,
પતીત પાવનકારી. મ૦ ૯
એહેવું ધ્યાન મમ હૃદય કમલમા,
કરૂણા કરી કરાવોરે,
કૃષ્ણરામને કૃષ્ણચંદ્રજી,
અવલોકનમા આવો. મ૦ ૧૦

વી. ૧૧ ૫. ૬૧

---

૧ ઢીંચણ સુધી હાથ.

## કીર્તન પર મું.

મનરે દરદિયા,
દરદ તું જાણે ન કા સ્વયમેવ,
મૂકય તું કુપથ્ય કરવાની ટેવ,
હવે તો સદૌષધની કરય સેવ. મ. ૧
આ મમતાના અદાપથી તુને,
પ્રવૃત્તિ રૂપી પીડય,
તાપ ત્રિવિધે તપ્ત તું અલ્યા,
હવે તો સમઝીને હીડય. મન. ૨
અસભાવના આદો શીશી,
વિપરિત ભાવના વેમ
લય તુને મૂર્છા સમો,
વલિ વાતિ સમો વિક્ષેપ મન. ૩
કપટ કફ સરખુ તુને,
મહા [1]મન્યુ તે માહિલો તાપ,
લોચ્ય પોચ્ય તે લોભ તુજને
તૃષ્ણા તુજને પ્રલાપ મન. ૪
ખાસી સમી ખલતા તને,
નિજ વર્ણન શોક સમાન.
લોક લવતુને ભ્રમ સમી,
તુને આધી સમુ અજ્ઞાન મન. ૫
દેહ દરશન [2]દદ્રુ તુજને,
સગ્રહણીશ્યો સંબધ,
કામ અમ સમાન તુજને,
મદાગ્નિ ગ્રહ ધધ મન. ૬
પુત્રાદિની પ્રીતી પામ,
હુ કરતાપણુ હીક,

---

૧ ક્રોધ ૨ દાદર

સંસાર સુખ તે શુલ સમ,
કા અજી ન ધરે બીક. મન. ૭
કૃષ્ણકથામૃત પથ્ય સાથે,
જ્ઞાન રસાયણુ ઘોલ્ય,
પી પુરુષારથ સિદ્ધ થવા,
આવગ જન્મ ન ઓળ્ય મન ૮
સત સંગતી કૃષ્ણુ પ્રીતિ,
એહેનું કરચ અનુપાન,
જેહેવો હ્નો [1]તેહેવો થઈશ,
દ્રઢ ધરતા હરિનુ ધ્યાન મન ૯
વાહાલ વેરને રોષ તજ તું,
કુપથ્ય માની દૂર,
કૃષ્ણરામ શ્રીકૃષ્ણ ભજતા,
નિજનુ ન્યાહાલિશ નૂર મન. ૧૦
વી ૧૨૫ ૩

---

## કીર્તન ૫૩ મુ.

મન માહારારે, કા અતિ આકુલ થાય છે,
મન માહારારે, વિષ્ણુને સર્વ વિદીત
મનોરથ પૂરશે
મ૦ અલભ સુલભ થવુ ચ્હાય છે,
મ૦ પ્રભુજી શુ કરય તું પ્રીત, મનોરથ પુરશે ૧
મ૦ દેવ સકલનો એ દેવ છે
મ૦ સરવ વરદથી શ્રેષ્ટ, મનોરથ,
મ૦ તારવાની જયેને ટેવ છે
મ૦ પ્રાણિ માત્રનો એ પ્રેષ્ટ, મનોરથ, ૨
મ૦ બલવત બિરુદ જહેના સદા
મ૦ શરણ વત્સલ જયેનુ નાંમ, મનોરથ પૂરશે.

---

૧ આત્મરૂપી

મ૦ આશ્રિતની હણે આપદા,
મ૦ કંઈકના કીધા કામ, મનોરથ ૩
મ૦ વિશ્વ સકલમા જ્યે વસે,
મ૦ સર્વજ્ઞ સર્વાધાર, મનોરથ ૪
મ૦ [1]કૃપણને એ કદી નવ્ય કમે,
મ૦ સેવક તણી કરે સાર–મનોરથ
મ૦ તે તો એહેને પુરવે વિસારીયો,
મ૦ તારું તો છે એહેને સ્મરણ–મનો
મ૦ આજ જો તે એહેને સંભારીયો
મ૦ તે સુણે સઘલુ કરણ, મનોરથ. ૫
મ૦ એનથી કદીયે વેગલો
મ૦ પ્રભુજી છે તાહારે પાસ, મનોરથ,
મ૦ ભક્તવત્સલ એ તો છે ભલો
મ૦ દ્રઢ ધરી રહે વિશ્વાસ, મનોરથ, ૬
મ૦ જઠરમા જેણે જાલવ્યો
મ૦ બાહારય કાડયો કરી શુદ્ધ. મનોરથ,
મ૦ પછી જેણે પ્રસુતાને ભાલવ્યો
મ૦ પ્રગટિ પિવાવ્યુ દૃધ મનોરથ. ૭
મ૦ માનવ દેહ જયેણે આપીયો,
મ૦ દેવને દુર્લભ જયેહ, મનોરથ
મ૦ તૂ અતિ તાપથી તાપીયો.
મ૦ એહેને વિદ્દિત છે એહ મનોરથ ૮
મ૦ એહેનો ભરુસો રાખજ્યે
મ૦ વહીશ નહી હવે વામ, મનોરથ.
મ૦ દૈવત બીજુ ન દાખજ્યે,
મ૦ કરજ્યે કહ્યુ કૃષ્ણનામ મનોરથ પૂરશે. ૯

વી. ૧૨ પ. ૯.

---

૧. નમ્ર મનુષ્ય

## કીર્તન ૫૪ મુ.

મન માહારારે, વિશ્વ ાવચીત્ર જેણે રચ્યું. ૪
મ૦ વિવિધ બનાવ્યા વિલાસ, મનોરથ પૂરશે.
મ૦ મીથ્યાને સત્ય સમુ મચ્યું,
મ૦ પોતાનો આપી પ્રકાસ-મનોરથ. ૧
મ૦ માયા સાહામી દ્રષ્ટી કરી
મ૦ ચિંત્યે આપ્યો ચિદાભાસ-મનો
મ૦ તેથી આ રચના વિસ્તરી.
મ૦ જયે વશ્યો સરવા વાસ,-મનોરથ પૂરશે ૨
મ૦ શ્રુતિયો સરવ જયેહેને સ્તવેં
મ૦ શાસ્ત્ર સકલ કરે શોધ-મનોરથ૦
મ૦ વેંદાત જયેહેને વર્ણવે
મ૦ જીવને કરવા બોધ-મનોરથ૦ ૩
મ૦ આનંદ ઘન જયેહેનુ રુપ છે.
મ૦ સાર સકલ લણું સાર-મનો.
મ૦ ભુવન સકલનો જયે ભૂપ છે.
મ૦ નિર્ગુણ સગુણાકાર-મનો ૪
મ૦ જેહેના નામના સ્મર્ણથી
મ૦ દુ:ખ સકલ હોય દૂર-મનો.
મ૦ કથા જહેની સુણ્યે કર્ણથી.
મ૦ ઉજ્વલ થાય છે ઉર-મનોરથ ૫
મ૦ ઉત્તમ જયેહેની ઉપાસના.
મ૦ કીધેથી કલીમલ નાસે-મનોરથ.
મ૦ દોષ જુવે ન જયે દાસના.
મ૦ પ્રેમી તણે જયે પાસે-મનોરથ. ૬
મ૦ વિશ્વાસેં જયે ન વેગળા
મ૦ ભક્તમનોરથ પૂર, મનોરથ પૂરશે,
મ૦ કલી ન શકાય જહેની કલા.
મ૦ જાંણે તુનેં જયે જરુર-મનો ૭

મ૦ ભજતાં ભવાર્ણવ તારશે
મ૦ પતિત પાવન જયેનું નામ મનોરથ૦
મ૦ એને ભજે ન તે હારશે
મ૦ કરજયે કહ્યુ કૃષ્ણરામ, મનોરથ પૂરશે ૮
વી. ૧૨ ૫ ૧૦

---

## કીર્તન ૫૫ મુ.

મેરે મન ધરચ નિત્ય વાકો ધ્યાન,
જયા કોવેદ વિમલ યશ બરને;
ગીતા કરે જયાકો ગાન મે૦ ૧
પ્રથમ વિશેષણુ તમસ. પરસ્તાત્,
સો પ્રકૃતી કે પાર,
જયાકુન આવરણકા અધેરા,
જયાકુન કોઉ અહકાર. મે૦ ૨
આદિત્ય વરણ એ દ્વિતીય વિશેષણુ,
સો સ્વય પ્રકાશ અખડ,
વિદ્યા અવિદ્યા સુજયોહે વિરહિત,
બિકસત જયાસુ બ્રહ્માડ. મે૦ ૩
અચિત્ય રૂપ એ તિસરા વિષેશણુ,
જયહા ચિત્ત યાવત ચૂપ,
બહ્માકાર વૃત્તિ સૂ ભાસત,
સોહ એ અપનો રૂપ મે૦ ૪
સર્વસ્ય [1]ધાતાર વિશેષણુ ચોથા,
સો અખિલોકો આધાર,
સબકુ પોષણુ જયાસ્ હોવત,
સો સબકો કીરતાર મે૦ ૫
[2]અણો રણીયાસ પચમ વિશેષણુ,
સો બારીક સૂ બારીક,

---

૧ નિપજા કરતા (બ્રહ્મદેવ) ૨ સુક્ષ્મ

જયહાં જયે સો ત્યહાં તે સોહી દીસે,
ઇન બીન અન્ય [3]અલીક. મે૦ ૬
[4]અનુશાસિતાર પણ છઠા વિશેષણ,
સોહી અભંગ જ્યાકી આજ્ઞા;
બાહ્ય ભીતર ગુરૂ પુરૂષ ભઈજ્યો,
પ્રણુતકી પ્રગટત પ્રજ્ઞા મે૦ ૭
સપ્તમ સોહી [5]પુરાણ વિશેષણ,
જ્યાકુંન કોઉ વિકાર,
જ્યાં કો રૂપ ન બદલે કદાપિ;
જયો અનાદીહે અપર અપાર મે૦ ૮
કવિ એ સોહિ વિશેષણ અષ્ટમ,
આદી મધ્ય અંત જ્યાને;
જ્યાકુન કેહેવો પરતહે કછુહી,
કૃષ્ણરામ જ્યાકુમાને મે૦ ૯

વી ૧૨ ૫ ૧૯

---

## કીર્તન ૫૬ મુ.

એસે અપનેં નાથકું જયોહી,
નિત્ય વિવેક સૂ વિચ્યારે.
સોવત જાગત ખાવત ધાવત.
અનુદિન જયોહી ધારે. મે
મરણ સમયમેં અનુક્ષણ ચિંતે,
પ્રબલ ધરી જયો પ્રેમ
માનવ જન્મ સફલ હોય તાકો,
ખુબ બને સબ ક્ષેમ. મે ૨
યહ ચિંતન બિન વિમુખ રહેજયો.
વાકો જનમ બને વ્યર્થ

---

૩ અસત્ય ૪ ઉપદેષ્ટા ૫ પ્રાચીન

ઇહ પરલોકમે તાકુ પીડા,
એકહીન સરે અર્થ. મે. ૩
સદ્ગુરુ શરન ભયે સૂં સમજત.
વાકો ન ત્રૂટત તાન,
અનુદીન સોહુરટત આભ્યંતર.
અહ મમકો તજી માન. મે. ૪
પાપ પૂણ્ય નહી બાધત વાકુ,
સચિત સબ જ્યર જાવેં.
કૃષ્ણુરામ નિત્ય કૃષ્ણુ ચિતને.
અતે પરમપદ પાવે મે ૫
ની ૧૨ ૫ ૧૯

પદ ૫૭ મુ.

ત્રીભુવનવાલા જાગરે,
અધમોદ્ધારા જાગરે,
પચમ માહાલે કીનિ નિદ્રાજ્યહા
હોવત અનહદ રાગરે ત્રી ૧
પાચ પચીસ સગ કહે પોહોચાઇ,
મેરી અરજકી આગરે
દોય રાની સગ આપ એકાતે
વહા ઓ ક્યો ધરે પાગરે ત્રી. ૨
તીનું ચોપદાર વોહી છચુટ પરચ,
હમસું ન હોવત થાગરે.
ઐસે પ્રભુકુ કહાલું પુકારુ.
અબ કછયુ કરય નિદ્રા ત્યાગરે, ત્રી. ૩
દેખો મે નટકી રીત્યમ નયા નયા,
લ્યાયા વિવિધ બહો [1]સ્વાગરે;

---

૧ આ સુધી ' ...

વ્યોમાકાશ ખખાં બરાબ્ધિ વસવ,
તોહું નહી અનુરાગરે. ત્રિ૦ ૪
જ્યો કહુ એસ ફુન્યે હોયે તુમકુ,
તો અબ દીજે સુહાગરે,
નહિ તો કહો એ એસનકારે,
મત લ્યાવે બિન લાગરે ત્રિ૦ ૫
અબ કહો સત્ય ઉત્તર યાકા તુમ,
મત રખના દિલ દાગરે.
કૃષ્ણુરામ કિંકરકી ભાવટચ,
ભવકી ભવ અબ ભાગરે ત્રિ૦ ૬
॥ ૧૨ ૫ ૨૦

## કીર્તન ૫૮ મુ.

### લાવણી

સુન્ય મનરે મન હમારા,
યા માયાકી મોહજાલ પરીકર્યો [1]ખાવિંદ બિસારા, સુ. ધ. ૧
બાલપણા બેહેકાટ બહો વિધ. ખેલમેં ગમાયા,
તરૂણી તારૂણી કે બશ્ય હોકે, ક્રીડા પરધાયા,
ક્રીડા પરધાયકે બાવરે, યૌવન યહ હારચા. યા મા. ૨
માત પિતા અરૂ ભાઈબધુ, લરકે કબિલા,
વાકુ અપના અપના કર કર ભરમનમે ભૂલા,
ભરમનમેં ભૂલારે બાવરે, ભવજલ યહ ખારા. યા મા. ૩
દેખ ઘરી ઘરી પલપલક્ષન છન, કરત કાલ જ્યાવે,
જન્મ મરન અરૂ જરા દેખતો, હુ અબલુ ડરનાવે,
અબલુ ડરનાવે બાવરે, ખોવત જન્મારા. યા મા. ૪
જરા જર્જરી [2]આય લગેગી, નહિ દ્રષ્ટેં સૂઝે,
લગી જ્વાલ ઘરકૂપ ખન્યેસૂં, ઝટ કૈસે બૂઝે;
ઝટ કૈહેં બૂઝેરે બાવરે, બિનસે ઘર સારા. યા મા. ૫

---

૧ ઈશ્વર ૨ આગ.

ભ્રમર કમલમે મીન જાલમે, દીપમે પતગ,
દેખ દેખકે ઈસ બિધ પ્રાની, ભૂતલ બિન ઢંગ;
ભૂતલ બિન ઢગસે બાવરયે, કહા લાગત પ્યારા. યા મા. ૬
કાંતિ કીર્તિ કાંતા લક્ષ્મી, આપે કહત મેરી,
ગલા પકર ખીચેગા કાલ જયબ, વે નહિ કો તેરી,
વે નહિ તેરી હોય બાવરે, જયાવેગા મારચા; યા મા. ૭
કૃષ્ણરામ કહે પીનિ પ્રમાદ, મદિરા મોહ રૂપ,
જગત ભયા ઉન્મત જ્યાનકર, પરિયા ભવ કૂપ,
પરિયા ભવ કૂપમે બાવરે, કબનિકસન બારા. યા મા. ૮
વી ૧૩ પ. ૧૩

## કીર્તન ૫૯ મુ.

બડા ગુનેગાર મેરા મન મસ્તાન હે. ધ૦
કછુ કછુ બેદકી શિક્ષા સુનાઇ,
અવર પઢાયા પુરાન હે. બ૦ ૨
શાસ્ત્રકી શીક્ષ્યાકું નહિ માંનત
અજહુ ધરત અભિમાન હે બ૦ ૨
કોઉ ઉપાય કીયે નહિ માને.
યજ્ઞ તીરથ વ્રત દાન હે બ૦ ૩
માનવ દેહ પ્રસાદી હરિકી;
વાકોન રાખત માન હે બ૦ ૪
કૈસે કરૂમેં કેશવજી અબ,
ભુલ્ય પરયો નિજ માનરે બ૦ ૫
ચરન સરન આયોમે ગ્યાકર,
ગોવિંદ દિજિયે જ્ઞાનરે બ૦ ૬
કૃષ્ણરામકુ કાઇક કૃપા કરો;
કૃષ્ણજી જીવન પ્રાણ હે બ૦ ૭
વી. ૧૪ પ. ૧૭

## કીર્તન ૬૦ મુ.

અજી મન મેરા તું કીને ભરમાયા હે    અ. ધ.
કોટિ કલ્યાણ રૂપ હરી તજય કે.
લૌકિકમે લલચાયા હે.    અ૦ ૧

કહા કલ્યાણ કરેગે તોકુ;
ધન સુત ગૃહ વપુ જાયાવે.    અ૦ ૨

કઉતુક સકલ કુવેમેં ડારી;
ભજય સજ્જન પદ છાયારે    અ૦ ૩

વે પુરૂપોત્તમ સૂં કરચ પ્રીતિ,
નિર્મલ જ્યાને તું નિપાયા વે    અ૦ ૪

દેવ સરીખેકું જયો દુર્લભ,
અબ તુ ૧લભ્યો એસિ ૧કાયારે    અ૦ ૫

બેદ પુરાન શાસ્ત્રકી શિક્ષા,
પઢ પઢ દિન કા ગમાયા હે    અ૦ ૬

કૃષ્ણુરામ અબ કૃષ્ણુ કૃપા સુ,
ખાચ્ચ કછુક સ્થિર લાયા હે    અ૦ ૭

વી ૧૪ ૫ ૭

---

# સંતપુરુષના સગાં વિશેનું વર્ણન.

## કીર્તન ૬૧ મુ.

સંત પુરૂષને શોધિ સેવિયે,
શુદ્ધ સગાનો જયે સબધી,
અગી સઘળા જેહેના ઉજલા,
કુલહીનોની જેને બંધિ    અ૦ ૧

---

૧ શરીર.

પૂણ્ય પૂર્વનુ માતામહ જેહેનુ,
માધવજીની કરૂણા માતા,
વિપ્ર વરણ તે દીક્ષ્યા વૈષ્ણવી,
ત્રીવિક્રમનો શરણો ત્રાતા સ૦ ૨
પ્રભુની પ્રીતિ પત્ની જ્યેહની.
ભ્રાતા ભાગવત કેરૂ દાન,
બલવતી ધીરજ્ય જેહેની બેહેનડી,
નાથ નામનો જપ યજમાન સ૦ ૩
ક્રિયા કરમની જેની કન્યકા,
શુદ્ધસત્વ જ્યેહેનો [1]ધ્યામાત્ર;
સસંગે સંગમ જેહેને સતનો,
પ્રેમ કથાનો સુત સતપાત્ર સ૦ ૪
કુલવધુ જેહેની વિરતી વિષયની.
વિષ્ણુ તણૂ કીર્તન વેહેવાઈ;
પરોપ કરવુ પાડોશી જેહેના,
મનન જેહના મીત્ર [2]સવાઈ સ૦ ૫
[3]શીલપણુ તે સાસુ જેહની,
મામા મંગલનુ આચરવુ.
કાકા જેહેનારે નિષ્કામતા,
કાકી કલહ તણૂ નવ્ય કરવુ સ૦ ૬
ફુઈ તે જેહેની કુલ્ય ન હાકવી,
ફુવા ફુલોને ફોકટ લેહેવુ,
અનાસક્તિ તે જેહેની [4]આજી મા,
શુદ્ધ પિતામહ સુખદુખ સેહેવુ સ૦ ૭
મમતા મરદન તે માતામહી,
બડબડ તજવુ તેહ પાન્કેવી,
પૌત્ર પૂણ્ય પરમારથ જેહને,
આસ્તિકતા જેહેની કુનેની સ૦ ૮

૧ જમાઈ ૨ સારા ૩ આચરણ ૪ દાદી.

મોહ વિસરવુ જેની આસીયો,
ભાણુજા તે તજવી ભ્રતી,
શમલ તણો પ્રસ્તાવજ શાવકા,
સાલા હેલી સુદર શાતિ. સં૦ ૯
દયાલુતા તે જયેહેની દૌહિત્રી,
શારિગધરની સેવા શેહેર,
ક્ષમા રૂણી ખડકીમા રહેવુ,
મોટાપણૂ તે સહુથી મેહેર. સં૦ ૧૦
આચારજ તે આત્મારામતા,
વ્યસન જેહનુ વિષ્ણુ ગાવુ,
સાવધાનતા શિષ્યજ જેહના,
સ્નાન જ્ઞાન ગગામા નાહાવુ સ૦ ૧૧
વેદાજ્ઞાતે જેનાં વૃત્તિયો,
આસન પ્રારબ્ધોનો ભોગ,
કૃષ્ણુરામ તે સંતપુરૂષ સાચા,
રાગાદિકના જ્યાહા નહિ રોગ. સ૦ ૧૨
વી. ૧૪ ૫ ૯

---

## કીર્તન ૬૨ મુ.

કૃષ્ણ વિના તાહારૂ કોય સગુ નથી,
શાને ¹અવરને માને,
જેમ લક્ષ્યે તે જોખ્યમ કરશે,
દ્રઢ કરી જોને ધ્યાનેરે કૃ૦ ૧
કઉતુક સઘલા જોઇશ કયહા લગી,
અવસર આહાવો જાશ્યેરે,
તાણુતાણ્ય થશે તં સમયે,
કર કુણુ તાહારો સાહાશેરે. કૃ૦ ૨

---

¹ બીજાને

જનનિ જઠરથી જન્મ થયો ત્યાહારેં,
શુ લાવ્યોતો સાથેરે,
બાંધિ મુઠીનો ભરમ જશે તો,
જઇશ પસારયે હાથ્યેરે. કૃ૦ ૩
જયે વેળે તુંને યત્ન હતું નહી,
ત્યારે પૂરણ [૨]પયોપાયુરે;
યત્ન સકલ જેણે સહજ જગાડયાં તેનું,
ગાન ન કા તે ગાયુરે. કૃ૦ ૪
રવિ શશિ [૩]ઉડુ શિખિ ઇંદ્ર [૪]મરણ,
જેની આજ્ઞા માફક ચાલેરે,
તેહેવા થકે તું કેવો બલિષ્ટ જયે,
મત વાલો થઈ માહાલેરે કૃ૦ ૫
કલબલ કરતા કાલ જશે વહી;
બકતા માહારૂ માહારૂરે,
વિષ્ણુ વિસારે વિકલ થઈશ પછી,
બધ થઇ જશે બારૂરે કૃ૦ ૬
સદ્‌ગુણ સંગથી શાસ્ત્ર શિખામણ
કાંઈક ધરચ તું કાંનેરે;
હેઠે દરશી થાતાં દુખ પામિશ.
ભુલો પડિશ બિન ભાનેરે, કૃ૦ ૭
કાઇક હવેથી તું સ્થિર ઠરીને,
શ્રીહરીને સભારયરે,
સ્વારથ સકલ સુધરશે તાહારો,
પ્રભુ પમાડશે પાડયરે. કૃ૦ ૮
કૃષ્ણને કાઇ પડે નહિ કેહેવુ,
સરવજ્ઞ જાણે સર્વરે,
તાહારૂ કરયું તો કાઇ ન નિપજે,
ઘેલા કરીશ નહિ ગર્વરે કૃ૦ ૯

---

૨ સ્તનપાન ૩ તારા ૪ મૃત્યુ.

આતરી નજરે જો અવલોકી,
સદ્ગુરૂને રહિ શરણેરે,
કૃષ્ણરામ કહે કૃષ્ણને ભજતા,
મિટે જરા ભય મરણેરે કૃ૦ ૧૦
વી. ૧૪ ૫. ૧૮

## કીર્તન ૬૩ મુ.

મત મૂકીને માનવી, કહ્યું કાંઇક કરજ્યે.
[1]આગમ શીક્ષા અભીનવી, ચિત્ત ચિંતવિ ધરજ્યે. ૧
પ્રથમ આપને પરખીયે, હું તે કયહા થકી આવ્યો.
હાર્દ લહીને હરખીયે, જેણે હુ ઉપજાવ્યો. ૨
માતપિતાથી જો ઉપજીયો, તો તો તે કાં ન જાણે.
જોશી કહે વાત જુજવિયો, તેને પૂછયે પ્રમાણે ૩
ગભમાં કોણે ઘાલિયો, રચના રચિ રૂડી.
યત્ને ને કરી કોણે ઝાલીયો, પીડા જયહાં પ્રૌઢી ૪
જઠરા નલની આંચથી, તુને કોણે ઉગારયો,
ગર્ભતણી માહા ઘાચથી, કયમ બાહારચ પધારયો. ૫
એ સહુ રચના રામની તું તો પૂત્રજ તેહેનો.
વાત માની લ્યે કામની, આશરો ધરચ એહેનો. ૬
એહેવા પિતાનો પૂત્ર થઇ, શાને હીંડે રઝલતો.
અન્ય સગાને અજાણ્યે લહી, ફરે કા કલકળતો ૭
પ્રીછિ પિતાના પ્રભુને, ઓલખવુ ચ્યાહાને.
કૃષ્ણરામ કહે કૃષ્ણને, કરે કલથી સાહાને. ૮
વી. ૧૫ ૫ ૬

---

૧ શાસ્ત્રનોની.

## કીર્તન ૬૪ મું.

મન તૂ આપહી અનુભવ કરચરે. મ૦ ધ.
અપને માન્ય તું ઇશ્વરકું.
ચરણ કમલ ચિત્ત ધરચરે. મ૦ ૧
સહાય સખા જો તેરા સદા હે,
ઇનકો બચન અનુસરચરે.
ચિત્તમેં ચિત્ય ચિદાનદ તેરા,
બાસના અવર બિસરચરે. મ૦ ૨
અવર ઉદ્યમ સબ અફલ બનેગે,
જ્યાને દે જડકિ જિકરચરે.
પ્રાન પ્યારે સૂ પ્રીતિ લગાઇ,
ભારે ભરૂસો દિલ ભરચરે. મ૦ ૩
વિઠલકુ હે વિદિત સકલ ગતિ,
ખલ સંતનકી ખબરચરે.
ઐસે વરદ વિષ્ણુકુ વિસારી,
બડબડ મે ન બિગરચરે. મ૦ ૪
ગોવિંદ કો ગુનમાન હ્યે ઘટમે,
નાથ કો નામ ઉચ્ચરચરે
કૃષ્ણરામ કહે કૃષ્ણ કૃપાસું,
તાપ ત્રિવિધ કે તરચરે મ૦ ૫

વી. ૧૫. ૫. ૮.

## કીર્તન ૬૫ મું.

મત ગાફીલ રહો પ્રાણિ સુજાનહે મ. ધ.
ઘરિ ઘરિ પલપલ નામ સ્મરન કરી,
નવ ચુકો દિલ હું તે ધ્યાન હે મ. ૧
આ સંસાર કપટકી ખાડિ,
જાય ફસોગે હોગે હેરાન હે.
મેરો મેરો માન્યે તે મહાભય,
પાનોગે ભુલોગે ભાન હે મ. ૨

એ નહિ અપની સત્તા પ્રાની,
સત્તા સબ શંકરકી માનહે
ઇશ્વર સત્તા બિનું નહી હાલત,
એકહી પીપ્પલ કેરો પાનહે	મ ૩
સર્વાવાસ ઘટઘટકે વ્યાપક,
જ્યાંહા દેખો વાંહિ ભગવાન હે
અહંકરતા ઇતિનો પદ છોડી,
દેખો દ્રષ્ટે સબહિ સમાન હે.	મ ૪
હરી સોહિ જગત્ જગત્ સોહિ હરી,
ઓત પ્રોત કહે બેદ પુરાન હે.
કૃષ્ણુરામ કહે એસેં સમઝનેં,
કબહુ ન બંધન પરત પ્રાન હે	મ. ૫
ત્રી ૯ ૫ ૨

---

## કીર્તન ૬૬ મુ.

ભગવંત ભરૂસા ભક્તને હે, હો માહારા નાયક
અખીલાત્મ ભાવે કરી એક	ભ. ૧
સંતતી થાઓ કે અથવા ન થાઓ,
થઈ મરો કે થાઓ નેષ્ટ.	માધવ.
હઈઆમાં હરષ કે શોક ન તેહેનો,
પોતાની માંની ને પ્રેષ્ટાપેષ્ટ	ભ. ૨
આજ મરણુ આવો કે યુગાને,
પરણો કે રહો અસ્રિક.	માધવ.
ધન મળો કે મળ્યું હોય તે જાવો,
હઇયામા રાખે ન તેહેની હિક[1]	ભ. ૩
રાય રહિત રૂસો કે ત્રૂઠો,[2]
માન બનો કે અમાંન.	માધવ.

---

૧. ખેદ. ૨ પ્રસન્ન.

પ્રાહાર કરો કે કોય કરો પૂજા,
તેથી ન ત્રુટે તેહેનું તાંન ભ. ૪
ભોજન ભવ્ય મળો કે ન મળો,
સરસ નિરસ કે સ્વલ્પ. માધવ.
પૃથ્વી કે પર્યંકે પોહોડો
શુભાશુભનો ઉઠે નહિ સંકલ્પ ભ. ૫
કોઇ ન રીઝે ખીજે ન કોશુ,
માને ન અરિ કે ગિત્ર. માધવ.
માઇકિ સ્વપ્ન સરીખા ભાસે,
ચઉદ ભૂવનના જયેહેને ચિત્ર[1] ભ. ૬
પોતાતણા પ્રારબ્ધને ભોગ,
આવે ન આગતુક માધવ.
સર્વ સ્વરૂપ શ્રીધરને જોતા,
ચિંતનથી કહિયે ન પડે ચૂક ભ. ૭
એહેવુ ભાગ્ય અગ અભાગીયાને,
કયાહારે કરશો કૃપાળ માધવ.
કૃષ્ણરામ શ્રી કૃષ્ણ કૃપાથી,
જીવોની સઘ મીટે જજાળ ભ. ૮

તી ૨ ૫ ૧૫.

---

## કીર્તન ૬૭ મુ.

શ્રી ગુરૂ ચરણ શરણ થઇ શીરસા નમુ રે,
પૂરૂષોત્તમને પ્રીત્યે કરૂં પ્રણામજો.
માહા માયા સહીતા માધવને વરણુવુરે,
આદી નીરજન અગુણ બ્રહ્મ જે ધામજો.
મનન થવાને માનવ મનમા ધારજ્યોરે, ૧
આદી કહ્યુ તે અખીલ થકે પેહેલા હતુરે.
સ્થુલ સૂક્ષ્મથી રહીત નીરંજન એહજો.

---

[1] સ્રષ્ટી

રૂપ રંગ વર્જીત તે નીર્ગુણ જાણવુરે,
નીર્વિશેશ સાકાર નહી જયંહા દેહજો. મન ૨
બ્રહ્મ કહ્યુ તે પુરણ વ્યાપકતાવડેરે
અભેદ તે તો ભેદ વીનાની વસ્ત જો
એહેમા પૂર્વ પ્રલયના લય પ્રાણી હતારે.,
પ્રકૃતી દ્વારા ૧સવાસનીક સમસ્ત તજો. મન ૩
તેમની શેશ વાસનાને ભોગાવવારે,
સ્વરૂપ સમજયણુ થાવા કીજે સ્પૃષ્ઠજો
ઉપાધિઓ આપ્યાની તો ઇછા હવીરે,
કલના કરતા કપાય જેથી કષ્ટ જો મન ૪
કાલ શક્તિથી જાગવી ઇછા શક્તિનેરે,
પ્રગટ થઇને અનત જેની મર્તી જો,
તેહેનુ રૂપ ચતૂર્ભુજ ભાસ્યુ બ્રહ્મમારે,
બ્રહ્મ તણી ત્યહા ભાતિ સત્તા સ્પુર્તી જો. મન. ૫
ચ્યાર ભુજા ભાસ્યા તે પુરૂષોત્તમ કહ્યારે,
આણંદ રૂપી તે મહારાજાધીરાજજો,
અચિંત્ય શક્તિ સર્વેશ્વર સોહામણારે,
શમર્થ જે છે સરવ સરજવા કાજ જો મન. ૬
શ્રી ચંડી પરમા વીદ્યા ને નીર્ગુણારે,
એ ચ્યારે ઇછા શક્તિના નામ જો,
શુધ સત્વથી સ્વચ્છ રૂપ સર્વેશ્વરી રે,
પરબ્રહ્મની સરખી પૂરણ કામ જો મન ૭
તે ઇછા ઉપર જોયુ પુરૂષોત્તમેરે,
પ્રકૃતી શક્તિ પ્રગટ થયા તત્કાલ જો,
સગુણા માયા પ્રધાન ત્રણયે નામનારે,
ગુણ સામ્યા એ ચોથુ નામ વીશાલ જો, મન. ૮
તેહેના ગુણ ત્રણ્યે પેખ્યા પુરૂષોત્તમેરે,
પુરૂષ રૂપ તે પ્રગટયુ ત્રણ્ય પ્રકાર જો;

---

૧ વાસનાવાળા

સદા શીવાદી બ્રહ્મા મહા વીષ્ણુ કહ્યારે,
તમ રજ સત્વ થકે એ ગુણાવતારજો. મન. ૯
ઇછા શક્તિ પુરૂષોત્તમ અર્ધાંગનારે,
તે આગલ પ્રકૃતી શક્તિ તે દાશી જો;
પુરૂષ તણે પાસે મુખ્યપણી ઇછા કહીરે,
તેથી અખંડ અનુભવ તે અવીનાશી જો મવ ૧૦
પુરણ ચીદરૂપી તે પુરૂષ પ્રમાણીયેરે,
એહેમા અભંગ આનંદ કેરો અંશ જો,
પ્રધાન સરખી પુરૂષ પાસ પ્રકૃતી વસેરે,
કરે તેવડે વીશ્વ જન્મ સ્થીતી ભંગ જો. મન. ૧૧
શાંત સત્વનું ઘોર રજોગુણનું કહ્યુરે,
મૂઢ તમોનુ એનો ગુણના નામ જો
ગુણ ધરતા પણ પુરૂષને ગુણ લાગે નહીરે,
ઇછા વિદ્યા વડે છે આત્મારામ જો મન ૧૨
તે તમ સત્વરજોમા એકેકી રહેરે,
દ્રવ્ય જ્ઞાન ને ક્રીયા શક્તિયો ત્રણ્યે જો,
માહાકાલી મહાલક્ષ્મી મહાસરસ્વતી કહીરે,
[1]કૃષ્ણા [2]શુકલા [3]અરૂણા એહેવે વરણે જો મન. ૧૩
ઇછાયે તે ત્રણ્યેને અવલોકતારે,
સતી રમાને [4]વાક ઠરયા અભીધાન જો,
ત્રણ્ય પુરૂષની તે ત્રણ્યે પટરાણીયોરે,
ભગવતી ત્રણ્યે પુરૂષ ત્રય ભગવાન જો. મન. ૧૪
ધર્મૈશ્વર્ય વીરાગ જ્ઞાન શ્રી કીર્ત્તી તેરે,
અવીયોગે તે એષઇવીધભગ ઉપાસે જો,
એટલા માટે ભગવન્નામે વરણ્યારે,
નીજ નીજ સરખી શક્તિ તેમને પાસ જો. મન. ૧૫
અષ્ટ સીદ્ધિયો અનુદીનકરે ઉપાસનારે,
અણીમા મહીમા લઘીમાને પ્રકાશ જો,

---

૧ કાળી ૨ ધોળી ૩ રાતી ૪ માવીત્રી.

અવસ્યતી પ્રાપ્તી પરમૈષ્ટી ઇશતારે,
ચીત્ શકતીથી નીમિત કરતી હાસ્ય જો. મન. ૧૬
અણીમાદ્વારા મહાનને ન્યાહાનુંકરે,
મહીમાયે ન્યાહાનાને કરે મહાન જો;
લઘીમાદ્વારા ગુરૂત્વ જણુવે રકથીરે,
પ્રાકાશ્યેથી તોકને તેજો નીધાન જો મન. ૧૭
અવસ્યતીથી સર્વ કામ પુરણુ કરેરે,
પ્રાપ્તીદ્વારા ઇંદ્રિય પટ્ટ-ા પૂરજો,
પારમેષ્ટીથી પરમ પદાર્થને મેલવેરે,
ઇશતા થકે ભોગ છતા ભય દૂર જો મન. ૧૮
પુરૂષ તણા પુરૂષાર્થ તણી એ કહી કથારે,
હવે કહું છું પ્રાકૃત સર્ગ પ્રકાર જો,
કાલ વડે પુરૂષે જગવી એ શકતીયોરે,
સ્વભાવ કર્મ એ જીવ નીભાવણુ હાર જો. મન. ૧૯
કાલે કીધા ગુણ ત્રણ્યેને જૂજુવારે,
સ્વભાવદ્વારા પ્રકૃતી થઇ પરિણામ જો,
કર્મ શકતીથી અકુર ઉપજ્યો વીશ્વનોરે,
મહતત્વ તો તેહેનું કહીયે નામ જો મન. ૨૦
મહતત્વમા સાતે સંપત્તી વસેરે,
ઉપજ્યુ ત્યાહારે શકતી જ્ઞાન પ્રધાન જો,
દીવ્ય તેજથી પૂર્વ પ્રલયના કાલનુ રે,
પ્રકૃતી કેરા [1]તમનું કીધુ પાન જો મન. ૨૧
મહતત્વ તે ચીત્ત કહ્યું છે વીશ્વનુ રે,
એહેને અશે થયા સરવના ચીત્ત જો;
ત્યહા ચેતન ભાશુ પુરૂષોત્તમ પુરૂષનુ રે,
પરમાત્મા ક્ષેત્રજ્ઞ કહ્યા બે નીત્ય જો મન. ૨૨
તે તેના પ્રતીબીંબ સકલ ઘટ ભાસશે,
વીદ્યાઅવીદ્યાથી પરમાત્મા જીવ જો,

૧ અધકાર

તત્વમસીથી જોતા રહીત ઉપાધીયેરે,
એક રૂપ એ શુધબુદ્ધ છે શીવ જો મન. ૨૩
ચીત્ત ઉપાધી ઇશ કોટીના જીવનો.
પુરૂષ તણા તે કૌસ્તુભ મણીયે રેહેછે જો,
અયોની જન્મા પ્રગટ થઇ બ્રહ્મા થકે,
જ્ઞાન વિરાગ ભકતીના પથને કેહેછે જો. મન. ૨૪
વેદ રૂપ વાણીયે એ પુરૂષોત્તમ તણી,
કર્મ ઉપાસન જ્ઞાનકાડની જ્યેહ જો,
તેહેનુ હાર્દ લઈને જણુવે જીવને,
ઓલખે ઈશ્વરની ઈછાને એહ જો મન. ૨૫
ચિત્ત રૂપ એ સ્વરૂપથી તો શુધ છે,
યાવત પરનો લાગ્યો નથી પ્રસગ જો,
જ્ઞાન ભક્તી વૈરાગ્ય વસે જેહેને વીશે,
જીવને ઈશ જણવવાનુ જયે અગ જો મન. ૨૬
ચિત્તેંદ્રિય ક્ષેત્રજ્ઞ દેવ છે ચિત્તનો,
ઉપાસ્ય એહેનો વાસુદેવ પુરૂશેષ જો,
પુરૂષ તત્વથી એ ત્રણ્યે પ્રગટ્યો લહો,
દ્રક સૂર્યાશ રવીના સરખા વેશ જો. મન ૨૭
પ્રથમ સર્ગ એ મહતત્વ રૂપી કહ્યો,
સૂત્રાત્માએ ક્રીયાશકતીયે નામ જો,
તે ઉપર પેખી જોયુ પુરૂષોત્તમે,
અહ તત્વ પ્રગટ્યુ ગુણ ત્રયનુ ધામ જો મન. ૨૮
ક્રીયાશકતી છે પ્રગટ્યે પ્રધાન એહને,
જીવાત્માને એ કરતા આવર્ણ જો,
પુરૂષ તણ પ્રતીબીબ રૂદ્ર ત્યદા દેવતા,
ઉપાસ્ય પરમાત્માનુ સકરપણ જો મના ૨
દ્રવ્યક્રીયાને જ્ઞાનત્રીશકતી એહમા,
હું માહારૂં એ એથી છે અભીમાન જો,

સદ્‌ગુરૂ સંગે સવલું ભાસે જીવને,
નીજ કલ્પીતથી અવલુ તે અભીમાન જો. મન. ૩૦
મમતાऽહંતા ક્રોધ વૈર એહેમા વસે,
જ્ઞાન હર્ષને વલી વસે ત્યહાં મોહ જો,
અવલે અધ્યાસે અતરપટ એ કરે,
વીઠલજીથી જીવને કરે વીછોહ જો. મન. ૩૧
સત્વ વડે વૈકારિક કહિયે એહેને,
રજથી તૈજસ તમથી તામસ નામ જો,
અહંત્વ એ ત્રણ્ય રૂપથી વર્ણવ્યું,
દ્વિતીય સર્ગ એ પ્રકૃતિનો પરિણામ જો. મન. ૩૨
વૈકારીક ઉપર જોયું પુરૂષોત્તમે,
મનોરૂપીયુ તત્વ પ્રગટીયુ તેથી જો,
સંકલ્પોના સહીત વીકલ્પ વસે જ્યાહા,
કામ વીશેષે પ્રગટ થાય છે જેથી જો મન ૩૩
શુભને અશુભ મનન ઉપજે છે જેહથી,
સદસત્ શીક્ષાથી તે શુદ્ધ અશુદ્ધ જો.
પુરૂષ તણૂ પ્રતીબીંબ ચદ્ર ત્યહાં દેવતા
ઉપાસ્ય પુરૂષોત્તમનું તે અનીરૂદ્ધ જો મન ૩૪
ભેદ દભ તૃષ્ણા નીંદાને ઇરિષા,
કુસગ કરતાં એટલા આવે ત્યહા જો.
સદુપાસનથી સગ્છિદ્યા સમજી સકે,
માધવ મનન તણૂ સાધન એમાહ જો. મન. ૩૫
વૈકારીકથી વલી થયા દશ દેવતા,
રજો જાંત ઇંદ્રીયના તેહ અધીશ જો,
શ્રવણેંદ્રીયની દિશાઓ કહીયે દેવતા,
અશ્વનીકુમાર ઘ્રાણેન્દ્રિયના ઇશ જો. મન. ૩૬
ચક્ષુના તે સૂર્ય વરૂણ રસના તણા,
ત્વક્ ઇંદ્રીયના વાયુ કહીયે દેવ જો,

વાણીના અગ્ની [1]કરનાતે ઇંદ્રને છે,
પદ ઇંદ્રીયના વીષ્ણુ તે સ્વયમેવ જો, મન. ૩૭
ઉપસ્થ ઇદ્રિયના તે દેવ પ્રજાપતી,
[2]પાયુ ઇંદ્રીયના તે મૃત્યુદેવ જો;
પોતપોતાની ઇંદ્રીય વિષય તણી સદા,
પ્રકાશ કરવાની તે દશને દેવ જો મન. ૩૮
બીજો સર્ગ એ દેવ મનોરૂપી કહ્યો,
તૈજસ ઉપર ન્યાહાલ્યું જ્યાહારે નાથે જો,
દશે ઇંદ્રીયો પ્રગટ થઇ તૈજસ થકે,
દશ પ્રાણને બુદ્ધિને સ ઘાથ્યે મન. ૩૯
ચક્ષુ કરણુ નાસીકા રસનાને ત્વચા,
એ પાચે જ્ઞાનેંદ્રીયકેરા નામજો,
જોવુ સાભળવુ ને સૂઘવુ ચાખવુ,
સ્પર્શ જાણવો એ પાચેના કામ જો, મન. ૪૦
વાણી હસ્ત પદ ઉપસ્થપાયું એ કહ્યા,
કર્મેંદ્રીયના ક્રમથી પાચે નામજો,
વદવુ ધરવુ [3]પલવુને રમવુ [4] રતી,
[5]પુરીષતજવુ એ પાચના કામજો; મન. ૪૧
પ્રાણ અપાન સમાન વ્યાનનેં ઉદાન એ,
પ્રાણ ક્રીયા એ ઉર્દ્ધદ્વારથી વેંહેંવુ જો,
અધોદ્વાર વેહેવુ એ અપાનની ક્રીયા,
સમાનની અન્નોદક જુદુ લેવું જો, મન. ૪૨
વ્યાનની ક્રીયા અંગ સંકોચન પસરવુ;
ઉદાનની તો ઉર્દ્ધ રસોનૂ લેવૂં જો
એ પચે પ્રાણોની પાચે ક્રીયા કહી;
જયેહેનુ કારજ્ય તે ત્યમ સમજી ગ્રેહેવુ જો; મન ૪૩
છીંક અને ઉદગાર એ નાગ વાયું તણી,
નીમીષોન્મેષ એ કૂર્મ વાયુની વરણીજો;

૧ હાથના ૨ ગુદા ૩ જવું ૪ વીશમ ૫ શોચ.

છીક ક્કકરની દેવદત્તની ઝમાઇયો,
મરચે જીવ તે શોક ધનંજય કરણી જો. મન ૪૪
એ પાંચે ઉપપ્રાંણુ તણી તે કહી કીયા,
જ્ઞાનશકતી બુદ્ધીનો ગુણજ્યો બોધજો,
ઇંદ્રી સકલથી ભેદ માત્ર નીર્ણય કરેં,
વૈકૃત દ્રવ્ય તણો શોધી લહે શોધ જો; મન, ૪૫
બુદ્ધી ઈંદ્રી બ્રહ્માતેહેંના દેવતા,
પુરૂષતણું પ્રતિ બીંબ દેવનો વેશ જો,
પુરૂષોત્તમ પ્રતિબીંબએ પ્રદ્યુંમન કહ્યા,
ઉપાસ્ય રૂપી યેં કહિએ રૂશીકેશજો, મન ૪૬
સશય વિપર્યાસ સ્વપનુ નીશ્ચય સ્મૃતી,
એ પાંચે બુદ્ધિ ધરમીના ધરમજો
આતે આમ હશે કે નહીં તે સશયે,
વીપર્યાસ તે અવલો સમજે મરમજો; મન ૪૭
સ્વપ્નુ તે નીંદ્રામા કૌતુક દેખવુ,
નીશ્ચય તો તે જયેજયમ ત્યેત્યમ જાણે જો,
શુભા શુભોની યાદ રહે તે કહીં સ્મૃતી,
અ પાંચે શુભ જાંણે શુભ ઓલખાણે જો. મન. ૪૮
સદ્રુપીએ જીવ પુરૂષ પ્રતિબીંબ છે,
તેને પાસેચ્યાર સરગના અંગજો,
ચીત્તાહંકૃતી મનો બુદ્ધીને ઇંદ્રીયો,
પ્રાણુ સહીત એ સૂક્ષ્મો પાધી લીંગ, જો. મન ૪૯
ભોગ શુભાશુભ સાધે તે તો એ થકી,
પુરૂષોત્તમ પ્રીતી એથી ઓલખાયજો.
ભોગ સાધતાં ઘટે પૂર્વની વાસના
સદ્દગુરૂસંગે પુનરા વૃત્તીન થાય જો; મન ૫૦
એ સગલું રેહેવાને સ્થલ જોઇએ ભલું,
જ્યંહાં બલીયું થઈને બેસે પ્રારબ્ધજો
માટે તામસંને પેખ્યો પુરૂષોત્તામે
તેથી તન્માત્રા થઇ તે તો શબ્દ જો મન. ૫૧

કેહેવો સાભલવો તે અર્થ એથી બને,
એથી વાચક વાચ્ય છબી ઓલખાયજો;
[1]નભની તન્માત્રા ગુણ એહેને જાણીયે,
કર્ણેંદ્રિય જાણે એહેની કલનાયજો. મન. ૫૨
એથી મહાભૂત આકાશજ ઉપજ્યું,
છીદ્રરૂપ થઇ સહુની કરે સમાસ જો.
બ્રાહારયમાહી આગલ પાછલ તે એ વડે,
અમૂર્તિ વ્યાપક એ કહીયે અવકાશજો. મન. ૫૩
એ નભથી તન માત્ર થયુ તે સ્પર્શ છે,
મૃદુ શીતોષ્ણ કઠીણ એ એના ચીન્હ જો
વાયુની તન્માત્રા ગુણ એહેને કહી,
ત્વગિંદ્રિતે એહેને જાણે અનુદીન જો. મન. ૫૪
એથી મહાભૂત વાયુ તે ઉપજયો,
વૃક્ષાદિક ચાલનને તૃષ્ણાદિ મેલન જો
શબ્દ શ્રોતૃમા ગંધ ઘ્રાણમા આણવુ,
ઇદ્રીરમણ એ અમૂર્ત્ત એહેતું મેલન જો મન ૫૫
એ વાયુથી તન્માત્રા તે રૂપ થઇ,
દ્રવ્ય માત્રની ઝલકી એથી હોય જો
સ્વેતાદીક એ ગુણ તન્માત્રા તેજની,
નેત્રેદ્રીય તે એહેના લક્ષણ જોયજો. મન. ૫૬
એથી મહાભૂત અગ્નિ તે ઉપજયો,
હીમનાશન અન્નાદીક પાચન પાનજો
ક્ષુધા તૃશા અજુવાલુ જયમવુ શોષવુ,
પ્રગટ તત્વ અગ્નીના એ તો તાન જો. મન. ૫૭
એ અગ્નીથી રસ તન્માત્રા ઉપજી,
કષાય મધુર કટુક તીક્ષણને ક્ષારજો.
ખટાઇ એ લક્ષણ તન્માત્રા [2]અબુની,
રસના ઇંદ્રિય એ લક્ષણ લેહેનાર જો મન. ૫૮

૧ આકાશ ૨ જલ

એથી મહાભૂત અબુતે ઉપજ્યુ,
તૃષા નાશ જીવન તૃપ્તી મૃદુ કરવુ જો.
ક્લેદન પીંડન વસ્તુ તણું વધારવું,
તાપ નાશ એ ગોચર જલ ચીન્ન ધરવુ જો મન. ૫૯
એ જલથી તન્માત્રા ગધ થયું પછી;
મીશ્ર શાત સૌરભ્ય ઉગ્ર દુર્ગુંધજો
એ લક્ષણુ ગુણુ તન્માત્રા અવની તણી,
નાસા ઇંદ્રિયને એ સર્વ સમધ જો મન. ૬૦
એથી મહાભૂત [1]અવની તે ઉપજી,
પ્રતીમારૂપ થવુ સહુને ધરી રહેવુ જો.
આપે સ્થીર રહેવુ સહુ તનુ રૂપે થવુ,
એ લક્ષણુ ગોચર ભૂનું મન લેહેવુ મન. ૬૧
નભનો ગુણુ તે શબ્દ વશ્યો વાયુવીશે
નભ વાયુનો શબ્દ સ્પર્શ તે તેજે જો.
નભ વાયુને તેજ તણા તે જલ વીષે.
જલ સૂધા ચ્યારેના ભૂમા સેહેજયે જો મન. ૬૨
એ પાચે સર્ગોના પ્રગટયા દેવ તે.
મહત્તત્વને આદી ભૂપર્યંત જો
એકઠા થઇને અડન ઉપજાવી શકયા,
તે અખીલે પછી પ્રાર્થ્યા દેવ અનંત જો મન ૬૩
પ્રકૃતી કાલ સ્વભાવ કરમ સહીતા પછી,
સહુમા કીધો પૂરૂષોત્તમે પ્રવેશજો.
અખીલ તણો ત્યહા અશ કરીને એકઠા,
આરકોષ તેથી ઉપજાવ્યો એષ જ, મન. ૬૪
પચાશત્ કોટી યોજન પૃથ્વી ત્યહા.
મધ્યે મેરૂ થકે સઘલે પચીસ જો,
ઉત્તર દક્ષિણપૂર્વાપર ઉચે અધો;
અર્ધે લોકાલોકચલ ચહો દીશજો, મન. ૬૫

---

૧ પૃથ્વી

મેરૂ શીખરથી ઉર્દ્ધ સત્તાવી લક્ષમા,
સ્વર્ગ લોક ત્યંહા વસેં જયંહાશીશુમાર જો,
તે ઉપર ધ્રુવલોક તેરલક્ષેં વસેં,
અચલ આપથી ને સહુનો આધાર જો, મન ૬૬
તે ઉપર નવ લક્ષ તણો અવકાશ છે
ત્યંહા ઢાંકયું છે અવની દલ જયમ છત્ર છજો;
ચોહો દીશ પનર કોટીયે મેરૂ થકે.
બે મલીઆં ત્યહા અવની દલ એકત્ર જો મન. ૬૭
સાઢા ચોદ કોડી યોજન તે દલ કહ્યું
ત્યંહાથી ભૂઆવરણ કહ્યુ દશ કોટી જો,
ત્હાં ચ્યારે ઉપરા ઉપરી વશીયાં મહજર્ન
તપ સત્ય સંપદોજયેહેની મોટી જો, મન ૬૮
મેરૂ શીખરથી નીચે ભૂથી ઉપરે,
અતરીક્ષએ લોક વસે છે. ત્યાહાં જો,
ચોરાશી હજાર તણા અવકાશમા,
તે નીચે ભૂલોક એક શતમાહ જો, મન ૬૯
સાઢાબાર કોટી યોજન મેરૂ થકે,
ચોહો દીશ ફરતો લોકાલોકાચલ જો,
તેથી આગલ મર્વ દીશે અઢી કોટીમા;
પ્રકૃતીના પ્રાવર્ણ તણુ છે બલજો મન ૭૦
મેરૂથી ચોહોદીશ પચાસ હજારમા,
જબુદ્વીપ વસે જયહા ઝાઝો લાભ જો
નવ ખડોમા મેરૂથી દક્ષીણ દીશા,
છેહેલો નવ હજાર યોજન અજનાભ જો. મન. ૭૧
પનર કોટી યોજન પડ પૃથ્વી તણૂં
તે નીચે આવરણ કહ્યુ દશ કોટી જોં.
તેહેમા ઉત્તર દિશિયે સપ્ત [1]વિવર વસે
[2]શીડીના રીત્યે જયહા રચના મોટી જો. મ. ૭૨

---

1 ખાડા જેને પાતાલ કહે છે. 2 નીસરણી.

અતલ વીતલ મહાતલને સુતલ તલાતલ,
વલી રસાતલને નીચે પાતાલ જો.
દેવ ભુવનથી ભારચે ભોગ ભલા જયંહાં,
બ્રહ્માને શત વર્ષે જેહેનો કાલ જો. મ. ૭૩
આવર્ણે દક્ષીણ દીશીયે મહા નરક છે,
અઠાવીસ સહસ્ત્ર છે જેમની ગણતીજો.
મહા પાપી ભોગે જ્યાહાં યમની યાતના.
હરી વીમુખોથી તજવી કદી ન બણતી જો. મ. ૭૪
એ આવરણ પ્રથમ પૃથ્વી કેરૂં કહ્યું,
તેહેને પાછલ શત કોટી છે જલનું જો.
તેહેમા રસના ભોગ વસે છે નવા નવા
તે પાછલ છે હજાર કોટી [1]અનલજો. મન. ૭૫
અગ્ન્યાવર્ણે રૂપ ભોગ રૂડા વસે,
તે પાછલ છે અયુત કોટી પવનનું જો.
સ્પર્શ રૂપીઆ ભોગ જયહા સોહામણા,
પછી અંબરનું લક્ષ કોટી યોજનનુ જો. મન. ૭૬
શબ્દ ભોગ તે આકાશાવર્ણે વસે,
તે પાછલ દશ લક્ષ કોટી અહંકાર જો.
દ્રવ્ય કીયાને જ્ઞાન ભોગ જેહેમા વસે,
ભોંગ્યે ગણતે જયેહેનો કદી ન પારજો મન. ૭૭
તેહેને પાછલ કોટી કોટી યોજન તણૂં,
મહત્તત્ત્વનું સપ્તમ છે આવરણજો.
સ્વભાવ કર્મ તણી જયહા સુંદરતા વસે,
એમ એક બ્રહ્માડ તણૂ આચરણ જો. મન. ૭૮
પુરૂષોત્તમ અંગેથી ગર્ભોદક થયુ,
તેહ વીષે કઈ વર્ષ રહ્યુ બ્રહ્માડ જો;
પુરૂષોત્તમના અગ વીષે કઈ રોમમા,
એહેવાં અનત વશી રહ્યાં છે [2]અંડ જો, મન. ૭૯

૧ અગ્નિ. ૨ બ્રહ્માડ

જડ અંડોને ચેતન કરવા કારણે,
પૂરૂષોત્તમ વૈરાજ થયા તેહમાહ જો,
સહસ્ર શીર્શા કહી જયહેને શ્રુતિ વરણવે,
સરવ તત્વનો અંગીકાર છે જયાહ જો. મન. ૮૦
ચ્યાર પાંચને સોલ કહી જયે શકતીયો,
શરીર ધરીયું સઘલીનો કરી સચજો,
પ્રકૃતી પુરૂષ મહદહકાર એ ચ્યાર છે,
શબ્દ સ્પર્શ રસ રૂપ ગધ એ પચ જો. મન. ૮૧
પંચભૂતને મન વલી જયે દશ ઇંદ્રિયો,
સોલ કહી એ કલારૂપીણી ધારી જો,
કાલકરમને સ્વભાવ દ્રવ્ય ક્રીયા વલીરે,
જ્ઞાન શ્રીગુણ સહીતા એ આજ્ઞાકારી જો મન. ૮૨
પ્રથમ પુરૂષ એ નારાયણ રૂપે કહ્યારે,
જલા વરણમાં અહી અંગે જયે પોહોડે જો,
લોક સકલ રહે જયેહેના અગોઅંગમારે,
જયેહ પરસ્પર સહુ શકતીને જોડે જો મન. ૮૩
સપ્ત લોક પાતાલ વસે જેહેને પગેરે,
બસ્તીને ઠેકાણે ભૂમીલોક જો,
અંતરીક્ષ નાભીમા સ્વર્ગ રૂદે વસે,
ધ્રુવમડલ ઉર મધ્ય નહીં જયહા શોક જો. મન. ૮૪
વક્ષસ્થલમા લોક મહર્જન [1]ગ્રીવમાંરે,
તપોલોકનો લલાટ દેશે વાસ જો,
સત્ય [2]શીર્શમા બાહુમા સર્વ દેવતા,
સપ્ત સીધુનો કુક્ષી મધ્ય વીલાસ જો. મન. ૮૫
બારે મેઘ વસે જયેહેના શીર કેશમાંરે,
સ્મશ્રુ મધ્યે વીદ્યુતનો છે મેલ જો;
અસ્થીમાં પર્વત માયા તે હાસમા
નરકલોક ગુદમા જયહા ઝાઝો મેલ જો, મન ૮૬

1 ડોક 2 મસ્તક માસામસોક

ભ્રકુટી માહે કાલ કટાક્ષે કર્મ છે.
બે [1]પલકોમા દીવારાત્રીયો રેહે છે જો;
લોભ અધરમાં મોહ ઉપરના ઓષ્ટમા,
દષ્ટ્રાયે યમ ધર્મ હૃદયમાં કેહે છે જો, મન. ૮૭
સ્નેહ કલાતે દત વીષે' વસોવસે,
ઘ્રાણુ ઇંદ્રિયે વસે અશ્વની કુમાર જો;
દીશાઓ કરણે લોચન માહે રહે રવી,
પદકર નખમા સર્વ મણી શીરદાર જો, મન. ૮૮
અધર્મ પૃષ્ટે ચંદ્ર વસે મનને વીશે
અગ્ની [2]આસ્યે જયે મધ્યે [3]હવિ હોમે જો,
અહંકારમા ચંદ્ર [4]વીરચી બુદ્ધિયે,
વનસ્પતીની વસ્તી વિધવિધ રોમે જો; મન. ૮૯
રસનાયે તે વરૂણ વક્ષમા શ્રી વસે;
ગંધર્વા સૂસ્વરમા કરે નીવાસજો.
જંઘા દેશે રાક્ષસ અસુરવસે સદા
શ્રોણીમાં પશુ ચિત્રે પક્ષીવાસજો. મન ૯૦
બ્રહ્મ કર્મ તે મુખે વેદ તે વાણીયે,
બાહુ મધ્યે રક્ષા ક્ષત્રીય કર્મજો.
વૈશ્ય કર્મ વ્યાપાર વસે ઉરૂને વિષે
ચરણે શુદ્ર તણો રેહે સેવા ધર્મ જો. મ. ૯૧
એહેવા વીશ્વરૂપ એ વીશ્વેશ્વર કહ્યા,
નારાયણજયે આદીરૂપ કેહેવાય જો.
સૂક્ષ્મ કરી રચના તે જેણે સેહેજ્યમા,
એહેના ઉરથી પ્રગટ થયા બ્રહ્માયજો. મ. ૯૨
એ બ્રહ્માયે સ્થૂલ રચી રચના ઘણી,
એક સમે વ્યવધાન પડયુ વીસ્મરણ જો
કમલાસન ઉપર બેઠા તેહેણે સમે,
નાદ સાંભલ્યો તપતપ બન્હે વર્ણ જો. મ. ૯૩

૧ પાપણો ૨ મુખમા ૩ ખોરાક. ૪ બ્રહ્મદેવ.

તેં તપતપ સાંભળીને કરી ઉપાસના,
ચીત્તમાં દીઠો પુરૂષોત્તમનો વેશજો.
ચતુર્ભુજ જે ચીદાનંદ તેણે કર્યો.
ચતુઃશ્લોકી જે ભાગવતનો ઉપદેશ જો. મ. ૯૪

ચીદાનદ ચતુર્ભુજ જાણ્યા વીરંચીયે,
નીર્ગુણ જે છે પૂરૂષોત્તમ પવીત્રજો.
તેહેનુ ચીંતન સદા કરે છે ચીત્તમાં.
મનમાન્યા શીષ્યોને કેહેતે મીત્ર જો. મ. ૯૫

યથા પૂર્વ રચીશુ તે જગદ્વિરંચિયે
એમ કરતા વર્ષ થયાં પંચાસ જો;
છેહેલે વરસે એક દીવસ બાકી રહ્યો,
તેહેની પહેલી રાત્રીએ થયો. હ્રાસ જો, મ. ૯૬

ભુર્ભુવર્ને સ્વર્ગ તણો તે લય થયો,
દૈનદિન જયે પ્રલય તણુ છે નામ જો,
ત્યાહારે બ્રહ્મા નારાયણનાસાથકે,
પેશી ઉદરે સૂતા થઇ વીશ્રામ જો મ. ૯૭

સૂતા સહસ્ત્ર ચોકડીની રાત્રી લગી,
વલતી નારાયણ નાભીને દ્વાર જો.
પદ્મ થયુ નારાયણની ઇછા થકે,
તે દ્વારા બ્રહ્મા નીકલીયા બાહારચ જો મ. ૯૮

પદ્મ કલ્પ તે કહેવાયો તેણે કદી,
બ્રહ્મ કલ્પ કેહેવાતો પેહેલા જ્યેહ જો,
પદ્મ ઉપર બેઠે બ્રહ્માને ઉપજયો,
હું તે કોથી પ્રગટયો એ સદેહ જો મ. ૯૯

ચ્યાર દીશા જોવા મુખ ચ્યારે થયા તદા,
તો પણ જલમા દીઠુ નહી જન કોય જો;
ત્યાહારે પદ્મનાલથી પેઠા પદ્મમાં,
માંનવનાં શત વર્ષ લગી ત્યહા જોય જો. મ. ૧૦૦

અન્ય ન દીઠું પાછા ત્યહાંથી નીસરયા,
કમલ ઉપર બેસી તપ કીધું રૂડું જો;
ત્યાહારે રૂદયે ભાસ્યુ રૂપ [1]અભીનવુ,
પરમેશ્વર નારાયણનું તે [2]પ્રૌઢું જો. મ. ૧૦૧
કઇક હજારો મુખ હસ્તાદિક જેહને,
તેમની સ્તુતી કીધી બ્રહ્માયે જાણીજો,
પ્રસન્ન થઇ વરદાન આપીયુ વીરચીને,
વીશ્વ રચે પણ વીવેક જાયન હાણી જો મ ૧૦૨
ત્યારે બ્રહ્મા પ્રલય વાયુને પી ગયા,
પ્રલય પયોધી જલનું કીધુ પાન જો,
તેહ કમલને મધ્યે રચ્યા ત્રીલોકના,
ભૂર્ભુવર્ને સ્વર્ગ તણા સ્થાન જો મ. ૧૦૩
એમ કરતા છેહેલા દીનની રાત્રીગે,
પ્રલય થયાને પુનરપી થયો પ્રભાત જો,
એકાવનમા વર્ષ તણે પહેલે દીને,
જયે જયમ તે ત્યય રચવાને સાક્ષાત જો મ. ૧૦૪
એક સમે સૃષ્ટી રચવાનુ મન કરી,
બેઠાતા બ્રહ્મા સભાલી સર્વ જો,
તો પણ એક અચાનક સર્ગજ નીકલ્યો,
એહ અવીદ્યા જયેહેના પચજ પર્વ જો મ. ૧૦૫
પેહેલુ તે આવર્ણ પર્વ તેણે કરી,
જીવ વીસરે સ્વસ્વરૂપની શુદ્ધિ જો,
બીજુ તે તો પર્વ અસ્મીતા જયે થકે,
દેહાદીકમાં થાય અહં મમબુદ્ધિ જો. મ. ૧૦૬
ત્રીજુ તે તો રાગપર્વ તેથી બને,
દેહાદીકની વૃદ્ધિ થવાની પ્રીતી જો;
ચોથું તેતો દ્વેશપરવ જેણે કરે,
રાગભંગ કરનારા ઉપર ભીતી જો મ. ૧૦૭

---

૧ સુંદર ૨ મોહોટું,

પંચમપરવ અભીનીવેશ તેથી લહે,
અન્ય મરણુથી આપ મરયો એમ શોક જો,
એ પાંચે પર્વણી પ્રગટી અજ્ઞાનની,
ત્યારપછી વીધીયે રચીયા ત્રણ્ય લોક જો. મ. ૧૦૮
પૂર્વકાલમાં પંચપર્વ આપે હતા,
વરાહ કલ્પે બ્રહ્માથી નીકલીયા જો,
જબર થયા તે સ્થલ જાલ્યમ પામી હવે,
માટે ફંદ કરીને સઘલે ફલીયાં જો. મ. ૧૦૯
એ માધવ માયાની મોટી મોહીની,
છલ પાડે છે એ તો છઠો સર્ગ જો,
કૃષ્ણુરામ કહે કૃષ્ણુકથા કરણે ધરયે,
અનુભવ થાતા આપે હોય અપવર્ગ જો,
મનન થવાને માનવ મનમા ધારજ્યોરે. મ. ૧૧૦

વી. ૧૮ ૫ ૧૬

ઇતિપ્ર સર્ગસ્વરૂપા લોચનમ્.

સંવત્ ૧૮૭૩ ફાલ્ગુન શુદિ ૧ ચંદ્રે લી. ભટ કૃષ્ણુરામ ભક્તિરામ
શ્રી કૃષ્ણ: પ્રીયતામ્

---

## કીર્તન ૬૮ મુ

અથ જ્ઞાનસાધન શિક્ષાભક્તિ જણવનારા દ્વિશ્રૃંખલ ( દ્વિદ્વિતુંકેકકેકા )

કકા કરામત છેક, જો આ બ્રહ્મ તણી,
એ જયહાં દેખો ત્યહા એક, પરતુ વિભાતિ ઘણી. ૧
કરે કોટિ કોટિ રચનાય, વિધ વિધ નામ ધરે;
એ ઉપજે આપ ઇછાય, કો કહે કરમ કરે. ૨
ખખા ખાંત્યે ખોળ્ય, એ ખોટી કે ખરિ,
ઝાગા ઝોલાઝોલ્ય, તે જયમ થાય પાહ્ડી. ૩
ખાત્યે તત્વ જયે પચ, તેથી પચીસે,
કીધો એહેવો સંચ, સહુમા તે દીસે. ૪
ગગ્ગ ગતિ બિન ગર્વ, કરવો તેહ વ્રથા,
ત્રિગુણાત્મક વપુ છે સર્વ, ઓળખ્ય મૂકય વ્યથા. ૫

ગાઢા બાંધ્યા બંધ, માયા વિસ્તારી,
ઓળખાવિ અંધા ધંધ, ભય મૂકયો ભારી. ૬
ઘઘા ઘટમાં ઘેંન, માયાથી કીધુ,
જે જ્ઞાન રૂપિયું [1]નેન, ત્યહા તાલૂ દીધૂ. ૭
ઘણું નજરબંધીનો ખેલ, જ્યમ [2]ગારૂડિ કેરો,
ત્યમ એની માયાને ફેલ: જગત બધો ઘેર્યો. ૮
નન્યા નિત્યાનિત્ય, ને કયાથી આવી,
નિજ જયગ જોયાની પ્રીત્ય, મુકયૃ ભરમાવી. ૯
નહિ તે કયાંથી હોય, કરમ એ કુણ કરે,
જોતાં નહિ બીજું કોય, ઘટ મઠ ઠામ ઠરે. ૧૦
ચચ્યા ચ્યારે ખાણ્ય યોનિ લક્ષચોરાશી,
એ એથી ઉપજી જાણ્ય, અવલ બી અવિનાશી. ૧૧
ચરણુ એ સપ્ત પાતાલ, કટિ પર્યંત કહો,
બિચ્યમર્ત્ય લોકનો માલ, શિર તે સ્વર્ગ લહો. ૧૨
છછા છબ એ છેક, વિરાટ સ્વરૂપ તણી,
તેમા જતુ તેકીટ અનેક, વિધ વિધ ભાતિ બણી. ૧૩
છળથી છળીયા લોક, ઉપજ્ય આપ કરી,
તેને શાંને હર્ષ કે શોક, માનો ચિત્ત ધરી. ૧૪
જજા જળ જ્યમબીજ, સૃષ્ટી સર્વ તણું;
ત્યારેશાને રીઝકે ખીજ, શૂ આપણુ, ૧૫
જાતિ જાતિના જીવ ભૂતાત્માહોય,
તે સઘલાં જાણો શીવ, બીજુ નહિ કોય, ૧૬
ઝઝાઝંખના જયમ, સ્વપ્ને દ્રષ્ટચઢે,
જાગી જોતાં. કયમ, તેહ વિસાર પડે, ૧૭
ઝાઝિઝંખના જયેહ, એ અવિનાશી તણી,
આ ઉપજય તેની ત્યેહ, આવી આપ બણી, ૧૮
ટટા મૂકી ટેક. છોડય અહંપદવી;
એ સરવા વાસી એક, વિભાતી વિશેષ હવી; ૧૯

---

૧ નેત્ર. ૨ મદારી.

ટીખલ ટટા વાર્ય, [1] જોને એક ગતી;
બિંબદીસે બહુ જલમોઝાર, રવી કોય અન્ય નથી, ૨૦
ઠઠાઠામે ઠામ, જળ સ્થળ જયંગમમા,
એમર્વાવાસ વિશ્રાંમ, સહુકો સગમમા ૨૧
ઠડી ઠિક ઠક રાત્ય, બેઠો અલગો થઇ,
જુવે જગતનાના જાત્ય, સરવા વાસ રહી, ૨૨
ડટા ડગ મગ ચીત્ત કયમ કરે વ્રથા.
જયે છે એહેનું નિરમીત, તેનો હે અન્યથા, ૨૩
ડાહાપણે કરિજો વિવેક, એ સહુએથી થયુ,
એ વ્યાપો જગતમા એક, જગત એ માહિ રહ્યું, ૨૪
ઢઢા ઢાકી વાત, તેને કુણુ જાણે,
જયમ [2]વર્ષાયે વરસાત, આવિ રહેટાણે, ૨૫
ઢળે શિયાળે શીત, ઉન્હાળે ઊષ્ણ વાહાયે,
જયેસમયે જયે નિરમીત, એની મેહ્યે થાયે, ૨૬
ણુણા નરાદિ લોક, હર્ષ ઈછે દયાહાડી,
આવે બિન બોલાવ્યો શોક, કુણ મૂકે કાહાડી, ૨૭
કાહાડવા ઇછે સહુકોય, પણ નવ્ય થાય પહો;
ત્યારે જયેનિર્મત તે હોય. શાને શોચિમરો, ૨૮
તતાતપ [3]આચર્ણ, કરિને એધારો,
થયો નિજ વસ્તુને શર્ણ, સફળ હોય જન્મારો, ૨૯
તપ તે ત્રિભુવન પૂજ્ય બાકી સહુ ખોટું,
જેથિ થાય વસ્તુની સુજ્ય તેથી શૂ મોટુ, ૩૦
થથાસ્થિર મન રક્ષ. સ્વયંએ સિદ્ધ થવા,
કેભેદ હઝારોલક્ષ. શોધે છે શીદનવા; ૩૧
શોધામાહે સમસ્ત, ખોળીલ્યે ખાત્યે,
ઓળખાવ્યા કેડ્ય નિજ વસ્ત, પછી ન ભુલે આત્યે; ૩૨
દદાદભ વિશેષથી જુઠું સાચુ,
જયેબોલે બીન ઉપદેશ, તે સરવે કાચું, ૩૩

---

[1] માહી [2] ચોમાસામા [3] આચરી

દીર્ઘરોગ સંસાર. નેરોગે ભ્રરિયો;
કુપથ્થ અપારાવાર, કરતાં નવ્ય ડરિયો, ૩૪
ધધાધર્મા ધર્મ. કીધા વિધ વિધ,
તેમાં સંકલ્પાદિ કર્મ, રાખિ રહ્યોશીદ, ૩૫
ધિક પડોએ બુધ્ય, મદમત્સર ધરતા,
સમજી જોને શુધ્ય, એછે કુણ કરતા, ૩૬
નન્યાએ નહિ તુજનામ; હું પદ શુ કેહે છે,
એ સરવા વાસી રામ. વશ એહેને વેહે છે, ૩૭
નભથી જળ આવે જ્યેહ સાગર સર્વભળે;
ત્યમ કર્મ ધર્મ છે તેહ, જેના તેમા મળે, ૩૮
પપાપૂત્ર પરિવાર, માત પિતા બધુ,
તેહમા કુણ તાહારો આધાર, તારવા ભવસિંધુ, ૩૯
પાપપૂણ્યથી પીંડ, બધાયા સરવ,
તેમા કો રક કો પ્રચડ, શો ધરવો ગર્વ, ૪૦
ફફા ફળ ઇછાય, ફોકટ શીદ કરે,
નિર્મિત નવિન ન થાય શાને શોચ ધરે, ૪૧
ફાસૂનિ ફરમાશ, મૂકી દયો મમતા,
બધાઇ આશાપાશ, શીદ હીંડો ભમતા. ૪૨
બબા બોલે વેદ, જગ એ હરી જાણો,
નહિ જગત હરીમા ભેદ, રહસ્ય હૃદે આણો. ૪૩
બુદ [1]બુદ જળમા જ્યમ, નવિન દિસે બહુધા,
તે તેમાં સમાયે ત્યમ, શિદ જાણો જુદા. ૪૪
ભભા ભૂ આકાશ, જળ વાયુ તેજ,
તે ચિદા ભાસથી વિલાસ, કરી ઉઠે સેહેજ ૪૫
ભય નિદ્રાને આહાર, મૈથુન સમેતા,
એ પ્રાણિ માત્રમા ચ્યાર, વ્યાપક થઇ રેહેતા. ૪૬
મમા માયા હોય, કનક અને કામા,
એબે જોઇને મોહ, સહુકો જન પામ્યા ૪૭

---

૧ છાટા ત્યા પરપોટા

મમતા બેની બેહ, [1]શિશ્નોદર માટે;
પુનરપિ તેની તેહ, આવિ રહે ઘાટે. ૪૮
યયા યુક્તિ એક કહું તુજને સાચી,
માંની લ્યે મનમાં છેક, રખે જાણે કાચી. ૪૯
યે દિન માયા માત, ઉદર ઉપનાં બિંબ;
તે દિન સહુ સઘાત, કર્યો છે અવલબ. ૫૦
રેરા રચી રચનાય, કરામત્ય આગમથી,
અધિક ન્યૂન નહિ થાય, તે તમથી અમથી ૫૧
રહે ધરી મન ધીર કે અથવા રઝલ્યે,
પણ થનાર થાયે સ્થીર, ટાળેથી ન ટળે. ૫૨
લલા લેખુ એક, કોય પ્રકાર ગણો,
ત્યારે શાને મૂકો ટેક, શ્રમ કરો [2]બિમણો. ૫૩
લઘસ એ મિથ્યા માન્ય, જે મન સ્થીર ઠરે;
ધર્મ ચિદાનદનુ ધ્યાન, સહુ વસ્તુ સુધરે. ૫૪
વવા [3]વ્યંગ અનેક, માયાથી [4]વળગા,
એમા સાચુ નહિ એક, સમજ્યે કરચ અળગા ૫૫
વિશ્વંભર વિધ વિધ, ઘટ ઘટનો વાસી,
તેણે સર્વ કર્યુ છે સીદ્ધ, શીદ હોય ઉદાસી ૫૬
શશા શરણે જઈશ, શોધ્ય વિચ્યારીને,
તો તૂ તન્મય થઇશ, હૂપદ હારીને. ૫૭
શરણાગત વિશ્રામ, જેનું બિરદ મોટું;
તે આપે આપણૂ નામ, કયમ કરશે ખોટુ. ૫૮
ષષા ષોડષ દલ, હ્રદય કમળ માંહિ,
દિવ્ય મૂર્ત્તિ જળહળ, તેહ વસે ત્યાહિ. ૫૯
ષટ્ ચક્રાને અત, નિર્ગુણ છે ન્યારો,
વસે વિશ્વરૂપી અનત, તે સહુથી સારો. ૬૦
સસા સરવ જે ધર્મ, તજી થાતે શરણ,
છૂટીશ તૂ સઘળા કર્મ, ફરિ ન જનમ મરણ. ૬૧

૧ સ્ત્રી સુખ ૨ બમણો ૩ ઉપાધી ૪ વળગ્યા

સંસાર સરોવર મહાય રહિશ કમલ જ્યેરયે;
બંધન કાંઇ ન થાય, પછી તુને કોણ ઘેરે. ૬૨
હહા હઈયું હાથ, રાખી દ્રઢ રહેવું;
નહિ સકલ ભવનના નાથ, ને કાંઇ પડે કેહેવું. ૬૩
હરષે યોગ ક્ષેમ, એ તાહારો કરશે,
જેણે જ્યે બાંધ્યો છે નેમ, તે કયમ વિસરશે ૬૪
અઆ [1]અચા બિન કોય, પૂરણ અક્ષર નહિ,
ત્યમ જ્ઞાન વિના નવ્ય હોય, પૂરણ પાત્ર કહીં. ૬૫
એહેવો સમજી ભાવ, જ્ઞાન હૃદય આંણો,
આ પુનરપિ આહાવો દાવ, નહિ આવે જાણો. ૬૬
કૃષ્ણરામ કહે જયંમ, દીપ વિના ધામ,
સહુ વસ્તૂ જથમનિ ત્યમ, પણ નાવે કામ ૬૭
ત્યમ જ્ઞાન વિનાનૂં મન, સર્વ કાલ શૂન્ય;
સદ્દગુરૂ [2]વચથી પ્રસન્ન, થયે નર હે ન્યૂન. ૬૮

દોહરો.

અડસઠ તૂકો એ થઇ, કકા કેરી શ્રેષ્ટ,
કૃષ્ણરામ તે ધારતા, થશે કૃષ્ણનો [3]પ્રેષ્ટ. ૬૯
સંવત્ અઢાર ચ્યુમોત્યરે, વદ્ય અષ્ટમિ રવિવાર,
ફાલ્ગુનમા કકો લિખ્યો, શોધી પૂરણ પ્રકાર ૭૦

ની ૨૫ ૫ ૧૪

## કીર્તન ૬૯ મુ.

શાંને તુ સામળિયા બિન કોયરે,
માને છે બિજો વિધ વિધ ફલ દાતારે શાં. ૧
અચિંત્ય શક્તિ જ્યે એક છે એ ઈશ્વર,
નિજની માયાયે ભાસે દોયરે,
શક્તિ ગણેશ રવિ હરીશ ધાતારે. શા. ૨
વિશ્વ સકલ જેના વશમા વસે છે,
એ વિના ન અન્ય શકય હોયરે;
મામા [1]પિતૃવ્ય ભ્રાત પિતા માતારે. શા. ૩

૧ અ આ વીગેરે સ્વર વીના ૨ વચન ૩ શ્રેષ્ટ.

અનિમિષ રૂપે એ સહુને આકરસે,
વર્ષા રૂપે વરસે એ તોયરે,
તારક ગુરૂને રૂપે એ છે ત્રાતારે શા. ૪
અનુભવ રૂપે એ [1]અમત જણાવે,
વાયુને રૂપે એ વિષય ધોયરે;
જ્ઞાનીને રૂપે એ એહેનો જ્ઞાતારે, શા. ૫
અનન્ય ભક્તિયે એ કૃષ્ણ ઉપાશ્યા વિના,
વેષધારિ વેશ કા વગોયરે,
જાણે ન કા તું વ્યર્થ દિવસ જાતારે. શા. ૬
કૃષ્ણરામ ઇછે તે કૃષ્ણનિ કૃપાને,
વાટચ વર્ષા ચાતકશિ જોયરે,
પ્રતીતિ પામ્યે સકળ થશે શાતારે. શા. ૭

વી. ૨ ૫. ૨૩

## કીર્તન ૭૦ મુ.

એક મયય આવીએ ગોકળમાહે [2]ઊલુકેકા
ગ્રામો ગ્રામે કરતિ બહુ બાળક નિ ઘાત,
આનદ અવલોકીને નદરાયને આંગણે;
માંન્યો કંશ રિપુ પ્રગટયો છે અહા સાક્ષાત, એ. ૧
એહેને અણુ પ્રીછયે મારૂ હુ એમ વિચ્યારિને,
કપટે [3] કમળા સરખો કીધો [4] કમનિયવેશ,
[5]મેંનમૃદુલમાં જયમ [6]કરવાલ [7]કરાલ રહે છુપિ;
એ રીત્યે બાહ્યર સુંદરને અંતર દ્વેષ એ. ૨
અલક કપોલ અડયા તે કુંડળ તેજે શોભતા.
કેસર કુંકુમ આડય ઉપરિ ઝબક મોડ
ચોખા ચાહલિયે ચોડયા તે ઉપર દામણિ.
નાકે [8]નથનિ તેમા ઝળકે મુક્તા જોડય, એ. ૩

---

૧ અભેદ. ૨ પૂતના. ૩ લક્ષ્મી ૪. સુંદર. ૫ મ્યાન. ૬ તરવાર. ૭ ભયકર. ૮ વાળી

ગડ હનુમાં ત્રાજુ નીંલમ સરખા શોભતા;
ઊર ઉપર મુક્તા માળાને ચંદનહાર,
બાંહે બાજુબંધ જડાવ તણા તે બાંધિયા,
રત્ન ખચિત [1]પાણિ [2]બલયોનાં તેજ અપાર. એ. ૪
કંઠે મંગળસૂત્ર ધર્યું ને કટિએ કિંકિણિ,
કનક કલશશ્યા કુંચ કંચુકિયે બાંધ્યા બંધ;
લંબા ઉદર કસળી સાલુ કુસુમ રંગિયો,
દીસે હસતાં દંતે અધરારૂણ સબંધ. એ. ૫
કુસુમ ભરેલિ વેણિ કટિથિ નીચે લુમતિ,
કરમાં કમળ કુસુમ ખેલાવે કરતી ખેલ,
વનિતાને જોવાને વ્રજવાસિ નરનારિયો,
બે તરફાં ઊભા છે ગોકુલ કેરી [3]ગેલ એ ૬
ગજગતિયે ચાલ્યેથિ ધમકે નૂપુર પાગના,
મનોહરણને કરતિ મંદ મંદ [4]મુસ્કયાન;
વિલોકનેથિ વિસ્મિત વ્રજવાસિ સઘલા થયા,
સકે હશે એ કમળા એમ કરતા અનુમાન. એ. ૭
કોથિ પૂછિ સકાયું નહિ જ્યે કયાહાથિ આવિયા,
કોહોની તનયા પત્નિ કોણ તમે શિ જાતિ,
કો કારણ આવ્યા કયહા જાવુ કોહોના પ્રેરિયા,
એહેના હૃદય તણી કો કલી શકયુ નહિ કાંતિ. એ ૮
એહેવું મોહન રૂપ ધરીને આવિ નંદને,
[5]નિકેતને પેઠી જયહાં બેઠા છે બે માત,
તેમણે અભ્યુત્યાન કરીને આવોજી કહ્યુ,
પણ વિસ્મયથી બીજી પૂછિ ન સકયા વાત. એ ૯
જાણ્યુ નંદ તણા ઓળખીતા એ કોય, આવિયા,
મોટાનિ માંનનિ શું કયમ અમથિ બોલાય,
પૂત્ર નંદને પ્રગટયો શુણિને એ પ્રેમે કરિ,
આવ્યા રમાડવા કયમ આપણાથી ઓળખાય. એ ૧૦
કેવા કમળારાણિ આવ્યાં એ કોય કારણે,
[6]સબળો નંદકુંઅરના ઉપર કરવા સ્નેહ;

---

૧ હાથ. ૨ કંકણ. ૩ ગલીયોમાં ૪ મલપતુ મુખ. ૫ ઘર પ્રત્યે. ૬ જબરો.

નહિતર [૧]અબુજ પત્ર સરીખા લોચન અન્યનાં,
કયાંહાંથિ [૨]કમળકરે હોય માટે એ તે એહ. એ. ૧૧
[૩]ગોપપતી તો [૪]ભોજપતીને મળવાને ગયા,
આપણુ અણુજાણ્યા શુ સમજી સકિયે કાંઇ,
કૃષ્ણુરામ તે કૃષ્ણુ કપટ જાણે છે સર્વનુ,
[૫]માહામાયી પોહોડ્યાં છે જ્યેહ [૬]મંચકી માંહિ. એ. ૧૨

વી. ૩૩ પ. ૨

---

## કીર્તન ૭૧ મું.

કોયેક ભાવે કૃષ્ણુ ઉપાશ્યે કૃષ્ણુ ગતી મળે,
પણુ જીવોને જોરે પ્રભુજી નવ્ય જીતાય,
કૃષ્ણુસ્મરણુ કીર્ત્તન પૂજન વા શ્રવણુ હશે જયહાં,
યાતુધાનિયે ત્યહાં કાંઈ પીડા કરિ ન સકાય. કો. ૧
[૧]બકિયે બાળરૂપ મંચકિમા દીઠા કૃષ્ણુને,
જેનુ પદ પંકજ છે શ્રેય સકળનું ક્ષેત્ર,
કૃષ્ણે પણુ નયનેથિ નિશાચરીને ન્યાહાલીને,
પ્રભુતા રખે પરખતિ એમ લહિ [૭] મૂધ્યા નેત્ર. કો ૨
પેખ્યા પદકર પલ્લવ ન્યાહાંનકડાશા નાથના,
નવ ઘન છબિ મન્મથનિ મનોમથન કરણુાર;
અંધારે અજુવાળા સરખુ મુખ આ લોકિને,
સમજી એ હરિ પ્રગટયો કંસ હસ હરણુાર. કો. ૩
અતકર્યશક્તિ ઇશ હશે તો એ મુજને હણે,
તો હું કસ કાજય મરતે પામુ કલ્યાણુ,
માટે મુગ્ધપણુામા મારૂં તો વેગે મરે,
પ્રાૈઢપણૂં પામે તો ખીચે અરિના પ્રાણુ. કો. ૪
એમ વિચ્યારિ મુખ મુસ્કયાન કરંતિ એ વદે,
મંચકિયેથિ લઇને અંકે શ્રી માહારાજ;

---

૧ કમળ. ૨ કમલ જેવાં. ૩ નંદજી. ૪ કંસ. ૫ કૃષ્ણુ. ૬ પલંગ. ૭ મીચ્યા.

નંદ યશોદાનુ મહા ભાગ્ય વિખાણી કો સકે,
પૂર્વ પૂણ્ય પ્રગટયુ આ પૂત્ર રૂપથિ આજ. કો. ૫
જયમ કોય બાળક રજ્જુબુદ્ધિયે પકડે સર્પને,
એમ અંકે લઈ કપટે દેખાડે છે વાહાલ,
પયપાનો ચઢિયો તે હું ધવરાવુ બાળને,
નિત્ય કરો સુખ નિજ સંબંધિને નદલાલ કો. ૬
શુણિને પ્રસન્ન થયા યશોદાજીને રોહિણી,
કપટ કળાયુ નહિ જયે સ્તને ચોપડયું ઝેર
બકિયે નંદકુઅરના મુખમા આપિ બીટડી,
વિશ્વનાથ વળગ્યા ત્યહા સમજી એહેનુ વેર. કે. ૭
વળી વિચ્ચારે વાહાલો મુજ માટે કઈ બાળની,
હાંણ્ય કરી આવી છે હવણા મારે પાશ;
તે સહુના સહિતા એહનું હુ ક્ષેમ કરૂં હવે,
બિરૂદ માહ્યરૂ જોઇને કરૂ એહેની બિરૂદાશ કો. ૮
સ્તન એક મુખથિ દાબ્યો બીજો કરથી મર્દિયો,
અતરિક્ષ્ય ઊઠાડ્યે આવિ અચાનક બાહાર,
વ્યથા ન સેહેવાઇ તે [1]નિશાચરિ વેશે થઇ,
મુચ મુચ એમ કરતિ મુખથી મહા પુકાર. કો. ૯
છબિ [2]છ કોસ તણી કીધિ પણ ગાત્ર ગળી ગયાં,
લોચન બાહાર્ય નીકળ્યા પસર્યા કરપદ કેશ,
બુમ બકીની શુણિને બહુધા બે શુદ્ધિ થયા,
મુર્છિત થઈ મહિમા પડિયા વ્રજવાસિ અશેષ કો. ૧૦
કાળજડા કપ્યા ને કાઈ સૂઝ્ય પડી નહિ,
વ્રજથી બાહાર્ય બકીને નાંખિ કરિને કળ;
પીધુ પ્રાણ સહિત પયને [3]નિજનુ પદ આપિયુ,
પડતા વૃક્ષ દબાયા ષટ કોશના સકળ. કો. ૧૧
અસુર અશન કરવા અવતાર ધર્યો તે ઇશ્વરે,
પ્રાગ્રાહુતીમા એગ્રશી પૂતના પેહેલ,
વૈરે ભજતા પણ વિકટાને માતૃગતી હવી,
કૃષ્ણરામ સહુ કરવુ કૃષ્ણચદ્રને સેહેલ. કો. ૧૨

વી. ૩૩ પ. ૩

૧ રાક્ષસ ૨ છગાઉ ૩ મોક્ષ

## કીર્તન ૭૨ મું.

મન માહાર કહ્યું માન્ય, બેશ્ય નહી બેહોશથી, જીરેજી
ગા ગિરધરધારિનું ગાન, દૂર રહીને દોષથી. જીરેજી. ૧
જેણે જીતાંડ્યો આ દાવ, કરિને નિરીક્ષણ નરર્તનુ. જીરેજી.
તે તુને કરશે સહાય, બાનુ નિભાવિને બિરદનુ. જીરેજી ૨
ઢીલો ન થા ધરચ ધીર, ગાડી એ કાહાડશે ઘાંચથી. જીરેજી.
રક તણી શુણિ [1]રીર, એહ ઉગારશે આચથી. જીરેજી. ૩
એ છે ઇશનો ઇશ, દેવ તણે શિર દેવ છે. જીરેજી.
હ્રદય ન રાખે રીશ, તરત તારયાની ટેવ છે. જીરેજી. ૪
કાળ તણે શિર કાળ, સરવ વરદથી શ્રેષ્ટ છે. જીરેજી.
તે તુંને કરશે નિહાલ, પ્રાણ તણો જે પ્રેષ્ટ છે. જીરેજી. ૫
[2]પ્રીત્યે કરીને પ્રવેશ, અજળિમા [3]અપ્રમત્તને. જીરેજી.
સુદર [4]શફરિને વેશ, શિષ્ય કર્યો [5]સત્યવ્રતને. જીરેજી. ૬
કપિલ થઈ કર્યુ પ્રેય, તરત તારયા જેણે [6]તાતને. જીરેજી.
સાખ્યે સધાવીને શ્રેય, મુક્ત કરી જેણે [7]માતને. જીરેજી ૭
પ્રીત્યે પસારિયો [8]પ્રષ્ટ, કમઠ[9] તણે રૂપે કરી. જીરેજી
કાપ્યા દેવના કષ્ટ, મથ્યો સમુદ્ર [10]મદરધરી જીરેજી. ૮
અસુર તણૂ અભિમાન, હાવભાવથી હરાવિયું જીરેજી.
સુરને સુધાનુ પાન, મોહિનિ રૂપે કરાવિયુ જીરેજી. ૯
કરિને કરૂણા કટાક્ષ, દષ્ટ્રાવડે [11]ઈલા ઊદ્ધરિ. જીરેજી.
હઠથી હણ્યો હિરણ્યાક્ષ, યજ્ઞવરાહ રૂપે કરિ. જીરેજી. ૧૦
સાચવ્યુ સ્વાયંભૂનુ ધ્યાન, યજ્ઞરૂપે [12]દૈત્યદારિને; જીરેજી.
આપ્યુ અચલ પદદાન, ધ્રુવને હરીરૂપ ધારિને જીરેજી, ૧૧
[13]નિર્દ્દલન કરિનક્ર, કરૂણા કીધિ કરીશને,[14] જીરેજી.
આપનુ આપીને ચક્ર, રૂવિથિ ગખ્યો અંબરીષને, જીરેજી. ૧૨

---

૧ બકોર ૨ હવેની દરેક આપનારનુ સક્ષેપથી વરણન છે ૩ મદ રહીત ૪ મચ્છ ૫ રાજા ૬ કર્દમ મુની ૭ દેવહુતી ૮ બયડો ૯ કાચબો ૧૦ મદરાચલ ૧૧ પૃથ્વી. ૧૨ મારીને ૧૩ મારી ૧૪ ગજેન્દ્ર

નિકળીયા કરિનાદ, રતભથિ થઇ [1]નરકેસરી; જીરેજી.
પ્રીત્યેંથિ પાળ્યો પ્રહલાદ, હિરણ્યકશિપુને સંહરિજી; જીરેજી. ૧૩

નરનારાયણનું રૂપ, ધારિબતાવે જયે ધ્યેયને, જીરેજી.
ઓળખાવિ આપે અનૂપ, માયા શ્રી માર્કંડેયને જીરેજી. ૧૪

હયગ્રીવતણું વર્ણ, પેચમા આણ્યો પ્રપંચિને; જીરેજી
મધુને પમાડયો મર્ણ શ્રુતિયો સમર્પિ [2]વિરંચિને; જીરેજી, ૧૫

[3]દત્તાથઈદાંન, [4]અત્રિને ભાશ્યા અભિન્નથી, જીરેજી,
[5]યદ્દુને જણાવ્યું જ્ઞાન, ચોવિસ [6]ચિંતનના ચિન્હથી, જીરેજી, ૧૬

સૂપ્યું સુરેશને સ્વર્ગ, દાંન લેઈ જેણે દાસથી, જીરેજી.
બળિને આપ્યું અપ વર્ગ; વામન વેશ વિલાસથી જીરેજી ૧૭

રૂષભ દેવ તણે વેશ, ઘોખો મિટાવ્યો દ્વસનો, જીરેજી.
કરિને નિજ ઉપદેશ, પથ પેખાવ્યો પરમહંસનો જીરેજી. ૧૮

એક વિંશતિવાર. ક્ષત્રી સમૂહ સહારિને, જીરેજી.
જેણે ઊતારયો ભૂભાર, પરશુરામ વપુ ધારિને, જીરેજી. ૧૯

પ્રગટ થઇ પ્રથુરાય. અવનિ દુહાવિ સમગ્રથીરે: જીરેજી,
[7]વિષમ હતી વસુધાય, સામ્ય કરી ધનુષાગ્રથી, જીરેજી, ૨૦

રોગ કરાવાને ત્યાગ, વૈદય વિદ્યાનો વિધી કરી જીરેજી.
જેણે યજ્ઞમાં ભાગ. લીધો થઈ ધન્વતરિ, જીરેજી ૨૧

યુક્તિયે જણાવ્યો યોગ, હસ થઇ કહ્યુ સારને, જીરેજી
ચિત્ત વિષયનો વિયોગ, શીખવ્યો સનત કુમારને, જીરેજી, ૨૨

રઘુકુળ થઇ જે રામ, [8]વૃદ્ધ વચનથી વન ગયા, જીરેજી.
કીધું અહિલ્યાનું કામ [9]ગ્રધ્ર ઊદ્ધારયો કરી દયા, જીરેજી. ૨૩

શબરીને કીધિ સહાય, સખ્ય કરયૂ સુગ્રિવથી, જીરેજી.
[10]પયોનિધિ નમિયો પાય, જેણે જીવાડયો જીવથી. જીરેજી. ૨૪

---

૧ નરસિંહ. ૨ બ્રહ્મા ૩ દત્તાત્રેય ૪ અત્રીમુની ૫ યાદવો. ૬ ચોવીસ ગુરૂથી બોધ લીધો તે દત્તાત્રીએ કહી છે ૭ ટેકરા વાળી હતી. ૮ દશરથના ૯ જટાયુ. ૧૦ સમુદ્ર

હાર્દ જણાવાને હેતુ, ભક્તના ભયને ભજાડવા. જીરેજી.
સિંધુ શિરે રચ્યો સેતુ, દેશમાં ડૂંડી વજાડવા. જીરેજી ૨૫
ભક્ત વિભીષણુને રાજ્ય, આપીયુ રાવણુ મારિને, જીરેજી.
કઈ જનનાં કરયાં કાજ, પૂષ્પક સૂપ્યું [1]ભંડારિને. જીરેજી. ૨૬
પાળિ પ્રજા ધરિ હેત, વિવિધના ધર્મ વધારયા. જીરેજી.
પુરના પ્રાંણિ સમેત, પોતે, સ્વધામ [2]સધારિયા. જીરેજી. ૨૭
દેખિ ધરમનો હ્રાસ, વેદની શાખાઓ પ્રથમ કરિ જીરેજી.
વિપ્ર કુલે થઇ, પુરાણ ગાયા વળિ વિસ્તરી જીરેજી ૨૮
વસુદેવ દેવકીને ધાંમ, રામકૃષ્ણરૂપે હુવા જીરેજી
ગયા ગોપને ગામ, વાકય વિરંચિનુ સિદ્ધ થવા જીરેજી. ૨૯
પીધા પૂતનાના પ્રાંણ, [3]અનથી અસુર વછોડિયો જીરેજી
યશોદાને કરવા જાંણ, ત્રણાવર્ત્તને તોડિયો. જીરેજી. ૩૦
મુખમા દેખાડયા લોક, માતને મૃત્તિકા ભક્ષિને જીરેજી.
સુરનો શમાવા શોક, બાધ કર્યો બક પક્ષિને.જી જીરેજી ૩૧
[4]મંથનિ મોડી હરયુ હરયુ ગવ્ય, નાઠા વદન બિહામણે. જીરેજી.
ભય વર્જિત જયે ભવ્ય, દાસથિ બધાણા દામણે જીરેજી. ૩૨
વછ અઘાસુર મારી, શાતિ કરી સરવ સાથિને. જીરેજી.
વિષ વર્જિત કર્યુ વારિ, નાગ કાલીયને નાથિને જીરેજી ૩૩
પ્રેમીની કરવા પક્ષ અવની તલે જયે અવતરયા. જીરેજી.
દેવ કરયા બે વ્રક્ષ, નારદ શ્યાપથી ઉદ્ધરયા જીરેજી. ૩૪
જાણિ વિરંચિની વાત, ગોપવછ વપુને ધરિ જીરેજી.
ગોગોપીને કરી માત, પય પીધા પ્રેમે કરિ. જીરેજી. ૩૫
દાવાનળ કર્યું પાન, અગિકૃતોને ઉગારિને. જીરેજી.
મોડયુ [5]મઘવાન્ માન, ગોવર્દ્ધન કર ધારિને જીરેજી. ૩૬
[6]બ્રાહ્મણિયોના ભાવ, જાંણી યાચી લિધુ અન્નને જીરેજી
પાંમિયા દ્વિજ પ્રસ્તાવ, જાણ્યા ન જગજ્જીવનને. જીરેજી. ૩૭

---

૧ કુબેર ૨ પધારયા ૩ શકટાસુર ૪ દહી વલોવાંની ગોલી ભાગી.
૫ ઇંદ્ર ૬ યજ્ઞપત્નિયો

વરૂણ તણે વિશ્રામ, જઇને મુકાવ્યા નંદને. જીરેજી.
ગોપને દેખાડયું નિજ ધામ, ફરિને પમાડયા ફંદને. જીરેજી. ૩૮
ધેનુક કેશી અરીષ્ટ, મારિને સંકટ શમાવિયા. જીરેજી.
ગોપિયોન કરિ ઇષ્ટ, રંગભર રાસ રમાવિયા. જીરેજી. ૩૯
મધુર મુરલીને ગાન, ભોળવિયા જેણે [1]ભૂરને. જીરેજી.
આપ્યું અભયપદ દાંન, ઓળખાવીને અક્રૂરને. જીરેજી. ૪૦
મિશે દેખાડયો મહિમાય, [2]રંગકારને રોળિને જીરેજી.
કાંતા કરી કુબ્જાય, ચિતવ્યું ચંદન ચોળિને. જીરેજી. ૪૧
માળાકાર કરયો લગ્ન ભાગિ [3]વાયકની ભીડને જીરેજી.
ભારિ ધનુષ કરયુ ભગ્ન, કચરયો [4]કુવલયાપીડને. જીરેજી. ૪૨
નવરસમય નિજરૂપ, દક્ષ જનોને દેખાડીને, જીરેજી.
ભયાભીત કરયો ભૂપ, પેહેલવાણોને પછાડિને. જીરેજી. ૪૩
હેલાથિ હરિયો હંસ, રમરણે સંચિત મુકાવિયા. જીરેજી.
[5]અવનિ [6]આછિટિને કંસ, માતપિતાને મુકાવિયો. જીરેજી. ૪૪
રગડયો [7]મગધ રાજાંન, ફેલાવ્યો પછિ ફંદને. જીરેજી.
બાળ્યો યવન બળવાન, મેહેર કરી મુચકુંદને. જીરેજી. ૪૫
ઉદ્ધવ મોકલિને આપ, જ્ઞાન શિખાવિયું ગોપિને. જીરેજી.
જે જપતી નિત્ય જાપ, લોક લાજને લોપિને. જીરેજી. ૪૬
રચિયો દ્વારિકા ઠાઠ, સિંધુથિ બેટ વછોડિને. જીરેજી.
સોલ સહસ્ત્રશત આઠ, પરણ્યા કઇક નૃપ મોડીને. જીરેજી. ૪૭
બળતા રાખ્યા [8]પંચવીર, [9]અનળ આચથી ઉવેખતા, જીરેજી.
પૂરયા પંચાળીને ચીર, દૂષ્ટ સભા મધ્યે દેખતાં. જીરેજી. ૪૮
સહજ [10]શમાવ્યો શિશુપાળ, યુક્તિયે જીત્યો જરાસંધને. જીરેજી.
મુક્ત કર્યા મહિપાળ, બહુ તપતાતા જયે બંધને. જીરેજી. ૪૯
[11]ભક્તથી હણાવ્યા ભૂપ. [12]સ્તોત્રવેત્ર કર સાહિને. જીરેજી.
સખાને દેખાડયું વિશ્વરૂપ, ગીતા સુણાવી ગાઇને. જીરેજી. ૫૦

૧. આતુરને ૨ મુષ્ટીક વંગેરે મલ્લીને ૩ દરજી. ૪ હાથીનું નામ છે. ૫ પૃથ્વી. ૬ પાડીને ૭ જરાસંધ ૮ પાંડવો. ૯ લાક્ષાગૃહથી. ૧૦ મારયો. ૧૧ અર્જુન. ૧૨ ઘોડાની લગામ.

મુક્ત કર્યાં કંઈ જંન પૂર્વે રૂપીના સ્થાપિયા. જીરેજી
[1]ગુરૂ માતુ દ્વિજતંન, મૃતક જીવાડીને આપિયા. જીરેજી. ૫૧
કાપ્યુ કૃપા કરી કષ્ટ, જાણિ શ્રીદામાનિ સેવને. જીરેજી.
સ્વત કરી સુધા દષ્ટ, તારયા [2]જનક શ્રુતદેવને. જીરેજી. ૫૨
આપ્યું ઉદ્ધવને જ્ઞાન, દાસ જેણે દિલ ધારિને. જીરેજી.
સુખેથી પધારયા સ્વસ્થાન, ભાર ભૂમીનો ઉતારીને. જીરેજી. ૫૩
બૌદ્ધ થઈ કરયો મોહ, દાનવ ડાહાડચ શમાવવા જીરેજી.
વેદથી કીધા વિછોહ, ભયં કરોને ભમાવવા જીરેજી. ૫૪
કલ્કિ તણો ધરિ દેહ, મ્લેચ્છ મહીપને મારશે. જીરેજી.
કળિયુગ અંતે જેહ, વંશ માનવનો વધારશે. જીરેજી. ૫૫
અનંત એહેવા ધરી વેશ. ઉદ્ધારયા જેણે અનેકને. જીરેજી
મન તું સ્થિર થઇ બેશ, તે હરિ રાખશે ટેકને. જીરેજી ૫૬
તે તાહારિ પૂરશે હામ, જ્યેહ જીવાડે છે જગતને. જીરેજી.
કહે કિંકર કૃષ્ણરામ, ભેટજ્યો ભૂધર ભક્તને. જીરેજી. ૫૭

સોરઠા.

બાવન સત્તાવંન, તૂંકે બે ગરબા લિખ્યા,
માધવ ધરજ્યો મંન, કૃષ્ણરામની વીનતી ૫૮
સંવત શત અઢાર, ચુમોત્યર ફાલ્ગુન વદિ,
એકાદશિ બુધવાર, ગરબા બે પૂરણ લિખ્યા.

વી ૨૭ પ. ૧૩

---

## ભક્તશ્રી દયારામભાઇ પ્રત્યે અભેદવર્ણન.

### કીર્તન ૭૩ મું.

આહાવો નિલજ ન થાનેરે હો. સામળિયાજી૦
ચોરી કરવા ન જાનેંરે હો • સામળિયાજી૦
એહેવિ ભ્રાંતિ તૂં ભજ મા રે હો યશોદાજી૦
વાહાલે વિલખુંહું વ્રજમારે હો યશોદાજી. ધ ૧

૧ સાંદિપિનીત તથા દેવકી માતા અને બ્રાહ્મણના મરેલાપુત્ર આણી આપ્યા ૨ જનકરાજા અને સુતદેવ બ્રાહ્મણ.

વાહાલા-કોની વસ્તુ હરે કોય હાથે,
ચઢે તાહારે માથેરે હો. સાંમળિયાજી૦
માતા જેનિ વસ્તુ છુપે [1]અનવધાને,
કાં મજ શિરે માનેરે હો. યશોદાજી૦ ૨
વાહાલા-વત્સગૌઓનાં છોડે કાં [2]અકાલે,
[3]પાયાથી જયે પાળેરે હો. સામળિયાજી૦
માતા-ભૂમિ [4]દંશદફ્યે દુઃખ દોડું,
હું સુખ થાવા છોડુંરે હો. યશોદાજી૦ ૩
વાહાલા-શાને ગોપી ગ્રહે [5]ગવ્ય ખાધાં,
સુને ધામે [6]લાધારે હો સામળિયાજી૦
માતા-પેશિ મર્કટે માટ ઉઘાડયાં,
હાકીને મે કાહાડયાંરે હો યશોદાજી૦ ૪
વાહાલા-શાને ગોપ સખા સગે લીધા,
[7]કિતવ તેહેને કીધારે હો સામળિયાજી૦
માતા-સુને ધામ જતા ડરૂ ડરથી
ગયો [8]સાનુચરથીરે હો. યશોદાજી૦ ૫
વાહાલા-શાને [9]ભાડ ભાગ્યા ગવ્ય ભરિયા,
એકાંતે જયે ધરિયારે હો. સામળિયાજી૦
માતા-ચઢિ દીઠિ [10]પિપિલિકા ઝેરી,
જાણિ નાંખ્યા વેરિરે સો. યશોદાજી૦ ૬
વાહાલા-શાને [11]ઊલુખ અધો [12]મુખે કરિયો,
ઉપરિ અન્ય [13]ધરિયોરે હો. સામળિયાજી૦
માતા-[14]વિછુ [15]ઊલુખ રઘ [16]આલોકી;
[17]અધો રાખ્યો રોકીરે હો. યશોદાજી૦ ૭
વાહાલા-શાંને શીકેથી ગવ્ય ભીતાયા,
કાં[18] મર્કોને [19]ચાચારે હો સાંમલિયાજી૦

૧ અનાયાસે ૨ સમય વગર ૩ દુધ પાઇને ૪ જુવા કરડવાથી ૫ દહીંદુધ ૬ ગયા ૭ સોબતી ૮ ગોવાળીયાની સોબતથી ૯ વાસણ ૧૦ કીડીયો ૧૧ ખાણીયો ૧૨ ઉંધો પાડયો ૧૩ એક ઉપર બીજો ખાણીયો મુક્યો ૧૪ વીછી ૧૫ ખાણીયો ૧૬ જોઇ ૧૭ નીચે રોકી ગખ્યો. ૧૮ માંકડા ૧૯ પાયા

માતા-દેખ્યાં [1]પલિલ પેઠેથી છુવાયાં,
પશુને તે પાયાંરે હો. યશોદાજી૦ ૮

વાહાલા-શાંને તોક [2]ક્રોશીને જગાડયા,
હતાં જયે [3]ઉંઘાડયારે હો. સામળિયાજી૦

માતા-દીઠા [4]કર્ણખજુરા મેં જાતે,
ઉડાડયા તે પધાતેરે હો યશોદાજી૦ ૯

વાહાલા શાંને [6]કપાટ જોરેથી વાસ્યાં,
હતા જયે [7]વિકાસ્યારે હો સામલિયાજી૦

માતા-ગાયો [8]વ્રષ ભયે દોડી હિંસોરે,
મેં દ્વારિડયા જોરેરે હો. યશોદાજી૦ ૧૦

વાહાલા-શાને [9]વાસ્તુ મળે કર્યા મેલાં,
હતાં જે રંગેલારે હો. સામલિયાજી૦

માતા-ગ્વાલ [10]મર્કોને ગોપિયે તાડયાં,
તેણે તે બીગાડયારે હો. યશોદાજી૦ ૧૧

વાહાલા-શાને ગોપિકા કઠનો હાર,
તોડયો તેણિવારરે હો. સામલિયાજી૦

માતા-લેતા [11]મુકુટ ઉરથિ ન છુટયો,
તેણે હાર ત્રુટયોરે હો યશોદાજી૦ ૧૨

વાહાલા-શાંને [12]મંથની-સ્ફોટન કીધું,
કાં [13]નવનિત લીધુંરે હો. સામળિયાજી૦

માતા [14]અહિગરલ પડયું માટે ભાગ્યું,
[15]મહિમંહી ત્યાગ્યુંરે હો યશોદાજી૦ ૧૩

૧ ગીલોડી પેઠી તેથી અપવીત્ર થવાથી માકડાને પાઇ દીધા. ૨ લાકડી ૩ સુતેલા ૪ કાનખજુરા ૫ ઘાતનીથી. ૬ બારણા ૭ ઉઘાડા હતા તે ૮ આખલાથી ગાયો પેસતી હતી ૯ વસ્ત્ર મેલાં કેમ કર્યા ? ૧૦ ગોવાળીયા અને માકડાંને ગોપીયે મર્યા તેથી તેમણે બગાડયા છે ૧૧ મકોટ યાતીયેથી છુટયો નહી તેથી ખેંચવાથી તુટયો ૧૨ વલોવવાનું માટલુ કેમ ફોડયું ? ૧૩ માખણ ૧૪ સાપનો ગળ. ૧૫ દહી કાઢી નાખ્યું.

વાહાલા કીયાં મૌક્તિક ૧કચ્છથી કાહાડયાં,
ગોપીને દેખાડયારે હો. સાંમળિયાજી૦
માતા-માર્ગ જાતા જડી જોડય મોતી,
૨આપ્યે ગોપી જોતીરે હો યશોદાજી૦ ૧૪
વાહાલા-કોણે ૩અંતરર્ધાન કર્યા છે,
કે તેં કયાહા ધર્યા છેરે હો. સાંમળિયાજી૦
માતા-મુને ૪છુટવા મોતિ દેખાડયા,
તે તેણિયે સંતાડયારે હો યશોદાજી૦ ૧૫
વાહાલા-તુને ચોર ઠરાવે કાં આવિ,
૫ઓલંભા તે લ્યાવિરે હો. સામળિયાજી૦
માતા—માહારા મોતીને ઉલટાં દબાવે,
ઓળંભાને આવેરે હો. યશોદાજી૦ ૧૬
વાહાલા—ત્યારે પરઘર તું શીદ પેસે,
કાં બાહાર ન બેસેરે હો. સાંમળિયાજી૦
માતા—મુંને જોઇને ગોપી કરિ સાંનો,
બોલાવી૬ લ્યે છાંનોરે હો યશોદાજી૦ ૧૭
વાહાલા—શિરે આળ ધરે ત્યહાં ન જઇયે,
૭તેડે તો ના કહિરે હો. સામળિયાજી૦
માતા—ના કહુ તો દોડી આવે ગોપી,
૮હરે માહારી ટોપીરે હો. યશોદાજી૦ ૧૮
વાહાલા—ત્યારે ૯કિતવ કહે કા તુજને,
ન કાં કહે મુજનેરે હો. સામળિયજી૦
માતા—જેથિ ચાલે તેનો કર ઝાલે,
ન ૧૦મોટાથી ચાલેરે હો, યશોદાજી૦ ૧૯
વાહાલા—ત્યારે કા કહે ચોરી તજાવો,
પછી સુખે આવોરે હો. સામળિયાજી૦

૧ કેડમાંથી ૨ પોતાનો મેળે ૩ સતાડયા ૪ મને બાહાર કાડી મુકવા મોતી દેખાડીને ગોપીયે સતાડયાં છે. ૫ ફરીયાદ ૬ બોલાવે ૭ લેઈ જાય ૮ ચોર ૯ ગરીબ જાણીને પકડે ૧૦ મોટાથી ડરે

માતા—ચોરચુ હોય મે તો [1]જ્યાન એ જાણે,
તો કાં પ્રીતી આંણેરે હો. યશોદાજી૦ ૨૦
વાહાલા—તુને કા કહે ધૂર્ત્ત અતીશે,
આંહા [2]રસાધુ ર્યો દીસેરે હો. સાંમળિયાજી૦
માતા—મુને [3]ધૂર્ત્ત લહેતો એ પાને,
આકુળ કા અજોતરે હો. યશોદાજી૦ ૨૧
વાહાલા—કાં કહે એ જે આપ્યું ન લે છે,
સ્વહસ્તે ગ્રહે છેરે હો સાંમળિયાજી૦
માતા—પરન જ્યે નઇછે તે પૂરો,
ઇછે તો અધુરોરે હો યશોદાજી૦ ૨૨
વાહાલા—સુત વાકય શુણિ અંકે ગ્રેહેતિ,
ઓવારણા લેતિરે હો. સાંમળિયાજી૦
વાહાલા—કહે જવાપ લાવ્યો કયાંધિ અહેવા,
જેને જોઇયે તેહેવારે હો. સામળીયાજી૦ ૨૩
વાહાલા—તાહારિ અકળ કળા કુણ [4]પ્રીછિ,
શુ કરવુ એ ઇચ્છેરે હો. સામળિયાજી૦
વાહાલા—એ સવાદ [5]અઘૌઘાત્પુનાતુ,
[6]વોનશ્ચાલંપાતુરે હો સામળિયાજી૦ ૨૪
વાહાલા—શ્રોતૃવકતૃ [7]જનાનાંમુદેડસ્તુ,
[8]અંતર્ઝામયેડસ્તુરે હો. સામળિયાજી૦
વાહાલા—કૃષ્ણરામનિ કળને ઉઘાડો,
અતરપટ કાહાડોરે હો સાંમળિયાજી૦ ૨૫

દોહરો.

છબિલો જયે છવિસમા, તત્યો પચીસે પુર્ણ,
કૃષ્ણરામના કૃષ્ણ એ તાપ નિવારો તૂર્ણ. ૧

વી ૨૦ ૫. ૧

---

૧ નુકસાન સમજે તો મારાપર પ્રીતી કેમ રાખે? ૨ મારી પાસે સાન દેખાય છે ૩ ચાડીયો ગણતા હોય તો મને ન દેખવાથી આકુળ કેમ થાય છે? ૪ જાણે ૫ કૃષ્ણ યશોદાનો સવાદ અતીશે પાંપથી રક્ષણ કરો ૬ અમારૂ ને તમારૂ પરીપુર્ણ રક્ષણ કરો ૭ શ્રોતાવક્તાને આનદ આપો. ૮ અન્તર્યામી આનંદ આપો.

## થાળવીષે. કીર્તન ૭૪ મું.

અહાં લગિ ઓરા આવોરે હો. સાંમળિયાજી૦
મન માહારૂં મનાવોરે હો. સાંમળિયાજી૦
વાહાલા—મેંતો સરસ સામગ્રિ સમારિ,
બની છે તૈયારિરે હો. સામળિયાજી૦
વાહાલા—દુધપાક પુરિ ગળિ શેવો,
મિઠા [1]બિજો મેવોરે હો. સામળિયાજી૦
વાહાલા—કર્ણશાઇ જલેબીને ખાજા,
તમ્યો જમ્યો તાજાંરે હો. સામળિયાજી૦ ૨
વાહાલા—ઘણા [2]ઘીને સાકરમાં ઝબોલી,
કસાર ને પોળીરે હો. સામળિયાજી૦
વાહાલા—ઠોર [1]પૂર્ણપોળીને કચોરી,
પ્રિભુ મોરિ મોરીરે હો. સામળિયાજી૦ ૩
વાહાલા—માલપૂડા ઘેબર દલલાડુ,
હું હાથે જયમાડુરે. સાંમળિયાજી૦
વાહાલા—કઢયાં દુધ [3]સાકરીના ગળેલાં,
[3]મિશ્રીયે મળેલારે હો. સામળિયાજી૦ ૪
વાહાધા—દાળ, ભાત, કઢિ, સ્વરુપ ઉન્હા,
શાકાદિ [4]સલુનાંરે હો. સામળિયાજી૦
વાહાલા—મુખ પ્રક્ષાલિને લ્યો આ બીડું.
આવો ઉરે [5]બીડુંરે હો. સાંમળિયાજી૦ ૫
વાહાલા—તમે નટવર નદના લાલા,
મુને ઘણા વહાલારે હો સાંમળિયાજી૦
વાહાલા—એક વાત કહું તે લ્યો માનિ,
છે [6]છાનિથી છાનિરે હો સાંમળિયાજી૦ ૬
વાહાલા—નિત્ય રસિક છબી નિરખાવો.
[7]નદરસ દરાવોરે હો. સામળિયાજી૦
વાહાલા—કૃષ્ણરામ સુકીર્તિયે ગાય,
પ્રસાદિ તે વ્યહાયરે હો. સામળિયાજી૦ ૭

—•— ॥ ૨૦૫૨.

૧ વેઢમી. ૨ ગાય. ૩ સાકર ૪ માટા હીંગે મનાલાવાસા ૫ બીડું
૬ છાનામાનાની ૭ છબીથી દુર ન થાશો

# કીર્તન ૭૫ મું.

છાનો રહે માહારા બાપુરે હો. સાંમળિયાજી૦
આ હ્યે ધ્રૂત્રરો આપુંરે હો. સાંમળિયાજી૦

વાહાલા—આજ આડો લીધો છે તે શું છે,
તાહારો [૧]જાણુ તું છેરે હો. સા૦ ૧
વાહાલા—કહેતો હળુવે હાલરડાં હું ગાઊં,
કહેંતો [૨]સ્તન્ય પાંઊરે હો. સા૦
વહાલા—[૩]પંખનિ દોરી હું ઝાલું. [૪]ધુમરણિયો ઘાલુરે હો. સા૦ ૨
વાહાલા—ફૂલ ફૂમતા કહેતો ઝલાવુ,
હ્યે હાલ્યા હલાવુંરે હો. સાં૦
વાહાલા—રૂચિ તાહારિ શકું જો હું જાણી,
કહું કહેંતો [૫]કાહાંણિરે હો. સા૦ ૩
વાહાલા—કહેતો [૬]મર્ક આવ્યા હાકિ કાહાડું,
ઉપરણો ઓઢાડુરે હો. સા૦
વાહાલા—કહે તો [૭]દાઊને ભેગો સુવાવું,
કે [૮]ગીતી ગવાવુંરે હો. સાં૦ ૪
વાહાલા—કેહેતો બાઊ આપું તુજ કરમાં;
કે પ્રંખલેઊઘહરમારે હો. સા૦
વાહાલા—તુજ માટે હું વાગો કરૂ છું,
જોબુટા ભરૂં છુંરે હો. સા૦ ૫
વાહાલા—કદિ ઉર ઝળકયુ હોય તાહારૂ,
તો લુણ ઉતારૂં હો. સા૦

---

૧ તમારી વાતના જાણનાર તમો છો ૨ ધવડાવવું ૩ પારણાની ૪ પારણું ભૃગ ફલાવવુ તે. ૫ વાતો અથવા કહેવતો કહું. ૬ માકડા ૭ બલરામ ૮ ગીત.

વાહાલા—કેહે તો પ્રંખને વસ્ત્ર ઓછાડું,
કે ઘૂઘુ વજાડુ રે હો. સાં૦ ૬
વાહાલા—કહે તો દૂધ સાકર મુખે રેડું,
કે અંકમા તેડુ રે હો. સા૦
વાહાલા—કહે તો વિપ્ર જમાડવા માંનું
કે બાધા હુ બાનુ રે હો. સા૦ ૭
વાહાલા—કાઇ કીધે રહે નહિ રોતો,
ઉઠે દિશા જોતોરે હો. સા૦
વાહાલા—કૃષ્ણરામ ત્યાં રહે છાનો,
મળ્યે મન માહાંનોરે હો સા૦ ૮
વી. ૨૦ ૫ ૨

---

## કીર્તન ૭૬ મુ.

કયા લગિ તુનેં વારૂરે હો. સામળીયાજી.
કેહને હાદે તિહારૂરે હો, સાં
વાહાલા-ત્યારે કીધિ કચાવર્ત્તિ છાનિ,
જટીનિ નીશાનિગે હો, યશોદાજી. ૧
વાહાલા-એહેવે આવ્યા બની શીવયોગી,
જેઅહેના ઊદયોગીરે હો, સા.
વાહાલા—જોઇયોગિ ઊઠીને મા આવ્યા,
કુઅરને ત્યહા લાવ્યારે હો. સા. ૨
વાહાલા—યશોદા નમિ સુતને નમાવ્યો,
તે ભવને મન ભાવ્યોરે હો, સા.
વાહાલા—પછિ શ્રીકઠ કેહે શ્રીપતિથી,
મલીને મતીથીરે હો, સા. ૩
વાહાલા—પરમાત્મને તુભ્ય નમોસ્તુ,
માતુ બાંશ્રેયો ડસ્તુરે હો, ય.
વાહાલા—કહેં માત યોગી લાગો મીઠા,
અદયાપૂર્વ દીઠારે હો. જટાલુજી. ૪

વાહાલા—કહે હર મુંને વ્રજપતિ જાણે
આવ્યા ઓળખાણેરે, યશોદાજી.
માતા—હું તો ઈતર ઉદાસિક્ષુ આખે,
તાહારા પુત્ર પાખેરેહો, યશોદાજી. ૫
વાહાલા—પછિ કામારિયે સુત જોયો.
પૂછે એકાં રોયોરે હો યશોદાજી.
વાહાલા—કહે માત યોગી તમે જાણો.
કૃપાકાઈ આણોરે હો, જટાલુજી, ૬
વાહાલા—કહેશંભુ હવે છાનો રાખું,
ઉચ્ચોજણી નાખુંરે હો. યશોદાજી.
વહાલા—એમ કહિ ભૂતિ ભાલે અડાડી,
શિખીપરે ઝાડીરે હો. સાંમળીયાજી. ૭
વાહાલા—પછી સદય રહ્યો સુત છાનો,
હસ્યો કરી સાંનોરે હો, સામળીયાજી
વાહાલા—એ બે આત્મા પરસ્પર આપે.
એકેકાને જાપેરે હો. સામળીયાજી ૮
વાહાલા—પછી તુષ્ટ થઇ ગોપીબોલે
નકો તુમ તોલેરેહો, જટાલુજી.
વાહાલા—સ્વયંશંકર તમને લેહેવા.
કરૂં શી હું શેવારે હો. જટાલુજી. ૯
પછી તિરોહીત થયા-ત્ર્યબક પોતે
યશોદાને જો તે રેહો, સાંમળિયાજી.
વાહાલા—કૃષ્ણરામ ઉરે કૃષ્ણ વ્યાપો.
એહેવું સુખ આપોરે હો. સામળિયાજી. ૧૦

વી° ૨૦ પ. ૩

---

## કીર્તન ૭૭ મું.

ત્યહાં લગિ દુઃખ તેહેનેરે, ગુણુવતાજી.
ભિન્ન દ્રષ્ટિ છે જેહેનેરે, હો ગુણુવંતાજી.
વાહાલા[1] ઉપદેષ્ટા તે અજ્ઞજ ઠરિયો,
[2]વિષમતા જયે વરિયો. હો ગુણુવતાજી. ૧
વાહાલા વેદ વસ્તુ અભેદ વિખાણે,
અંતર તેમા આણેરે. ગુણુવંતાજી.
વાહાલા—થવી વૈષ્ણુવતા મન કામે
ન શિવને શીરનામેરે. ગુણુવંતાજી ૨
વાહાલા—જ્યારે ગરજ પડે તે જનને,
તો નમે તે યવનનેરે ગુણુવતાજી.
વાહાલા—જ્યારે કો શીવશીવ કહી ગાજે,
તે શુણિ દિલ દાઝેરે. ગુણુવતાજી ૩
વાહાલા—જેણે બોધ ન શોધિયો સાચો,
તો ગુરૂ તેનો કાચોરે. . ગુણુવતાજી
વાહાલા—અજી જાડયતા જો રહિ જામિ,
તો જન તે હરામિરે. ગુણુવંતાજી ૪
વાહાલા—ભેદ ગાતા કહેવાય જે ડાહ્યો.
માયાયે તે વાહ્યોરે ગુણુવતાજી.
વાહાલા—જેણે હરિહરને ભિન્ન જાણ્યા,
તે તૃષ્ણાયે તાણ્યારે. ગુણુવંતાજી. ૫
વાહાલા—જેને શિવ [3]શિવકારી ન ભાવ્યા,
તે છે [4]તાપે તાવ્યારે ગુણુવતાજી.
વાહાલા—[5]ગૌર હરિ શિવ શ્યામળ વેશે,
છે ગુણુને ઉદ્દેશેરે ગુણુવતાજી ૬

---

૧. ભિન્નદષ્ટિવાલા. ૨. ભિન્નતા

૩ કલ્યાણકારી ૪ ત્રીવીધતાપથી ૫ સત્વગુણી હરિ તે ગોરાને તમો ગુણી શિવ તે શામ જોઇએ પણ આગલ લખે છે કે હરિમા શિવ ધ્યાન ને શિવમા વિષ્ણુનુ ધ્યાન છે તેથી તમોગુણના ધ્યાનને લીધે. વીષ્ણ કાળા ને વિષ્ણુના ધ્યાનને લીધે શિવ ગોરા છે.

વાહાલા—હરિમાં શિવ, હરિ શિવમા છે,
જો ભેદ તે કયા છે રે. ગુણવંતાજી.
વાહાલા—જેણે એમ અભેદ ન માન્યા,
તે વૈષ્ણવ શાનારે ગુણવંતાજી. ૭
વાહાલા—શિવ નિંદાયે [1]શિવ [2]ગોપાશે,
[3]અશિવ તેને થાશેરે. ગુણવંતાજી.
વાહાલા—કૃષ્ણરામ ઉરે કૃષ્ણ વ્યાપો,
ન એ બુદ્ધિ આપોરે. ગુણવંતાજી. ૮
ની ૨૦ ૫ ૩

---

## કીર્તન ૭૮ મુ

વિજ્ઞ પુરૂષ વિજ્ઞપ્તિ વાચજયોરે.
વરણચતસ્ત્ર તણો જે વિવેક,
[4]તારકનાથે તમને આપિયો.
અવલોથવાન દેશોએક. વિ૦ ૧
દ-આવ્યો તે દરદ [5]દુરાવવા.
યા-આપ્યો થાવા [6]નિજયપાદ,
રા-રાધાવર હૃદયે રાખવા,
મ-વરજાવવા મતનો માદ વિ૦ ૨
દ-આવ્યો [7]દર્શોને ઉપાસવા,
યા-[8]મથવાયા [9]અયાત યામ,
રા-રાગે થાવા અનુરાગને,
મ-[10]મધુહામા થવા મુકામ વિ૦ ૩
દ-આપ્યો દમ દેહેને સાધવા,
યા-યાત્રા કરવાને સર્વ,

---

૧. કલ્યાણ ૨ નાશ થશે. ૩ અકલ્યાણ
૪ ઇશ્વરે ૫ દુર કરવા ૬ આત્મ સ્વરૂપ ૭ મત ૮ મથન કરવા
૯ અખ ૧૦ મધુસુદન

રા-[1]રાકેશ તિલકથી રાચવા,
મ-મદહીન થવા મન અર્વ. વિ૦ ૪
દ-દગ્ધાદિ વરણુ દાલન થવા,
યા-યાદવપતિ [2]કળવા કાજ,
રા-રાહાભક્તિ તણે રાજી થવા,
મ-મહાજનનો થવા સમાજ. વિ૦ ૫
ચતુરક્ષરે કરિ ચેતાંમણી,
દયારામનીયે દયારામ,
મદન કદન મધુસુદન એક છે,
જન માટે એ જુદા નામ વિ૦ ૬
જુદા જાણે નડશે [3]જવનિકા,
દાસ થયે [4]પરદો રહે દુર,
કૃષ્ણરામ એમ અનન્ય કૃષ્ણને,
ભજજ્યો દયારામ ભરપૂર વિ૦ ૭

• ની ૨૦ પ. ૪

---

## કીર્તન ૭૯ મુ.

થાને વહેલો, અલબેલા સમજ આણિ.
તુંને શુ કહી ભણાવુ, તુંને શ્યા ગુણ ગણાવુ,
તુને તારો પ્રિય જણાવુ,
પ્રીતિ થવા પ્રાણી ૨ થાને વહેલો અલબેલા સમજ આણી ૧
ઉદય અસ્ત થાતો આખે [5]અર્ક જાય
એણે જાય [6]આયું, [7]સરનૂ જયમ તોય,
શાને ત અજાણ્યે [8]ક્ષેમ થવુ ખોય.
જોને નિત્યે ૩ આ કાયનો [9]વિલાપ

---

૧ ચંદ્ર તિલકમા એવા શંકરથી ૨ જાણવા ૩. માયા ૪ માનુ આવર્ણ. ૫ સૂર્ય ૬. આયષ્ય. ૭. તળાવનુ પાણી સુકાય તેમ ૮. કલ્યાણ ૯ વીલાસ

આયુર્દાય—જાણ્યો જાય-તો કાંચ્યહાય.
તૂં અપાય—એ ૧ બલાય-તજી ધાય,
કે નિધાય—ગુરૂપાય—શરણુ થાય.
તે ઉપાય—થીસધાય—યદુરાય.ચક્રપાણિ. ૨ થા૦ ૨

જેને વેદ શાસ્ત્રભેદ રહિત વરણે,
એહેવા વિધિ હરિહરનો તું જાણ્ય નિરણે.
એહેમા ભેદ રખે રાખે અતઃકરણે,
જેને જ્ઞાને એ ૨અભંગ છે, અસંગ.
વિવિધ અંગ--ધરે રંગથી અનંગ
નો વિભંગ થવા સ્વંગ-ગ્રહેઅંગ,
છે અલિંગ-રખે વ્યંગ-વિના ઢંગ.
થઇ દંગ—માને શ્રંગ-શશકાગ.
ઇવ વંઠય થવા વાણિ. ૨ થા૦ ૩

જેનુ લક્ષ્ય થયે માયા રહે દૂરી,
જેને સ્મરણે બળે પૂર્વ ૩શમલ ૪ભૂરિ.
જયે ઉપાશ્યેથિ જન વસે હજુરી,
જેની શક્તિ ૩ છે અપાર
આ સંસાર—ના આકાર-સરજનાર.
તે દુસ્તાર-તણો પાર-કરણાર
જે આધાર—કરે પ્યાર—થિ ઉદ્ધાર.
તેનેં સાર—માનિ ધારય-થૈ તઇયાર
તૂ આવાર—સમજય૫ છાણિ ૨ થા૦ ૪

---

૧ મમાર સુઆે. ૨ એ ઇશ્વર આખંડને સંગ રહીત છે છતા અનેક પ્રકારના રૂપ વરે છે તેથીજ અનંગ એટલે જેને શરીરજ નથી. પણ જીવપણુ નાશ થવા અંગ જેશરીર ધારણ કરે છે તો અરૂપ છે તો વગર જ્ઞાને આશ્ચર્ય પામી સસલાના શીગડાની પેઠે અસત્ય ન બોલવુ ૩. સચિત ૪ ઘણા ૫ વિચારી વિચારીને

જેણે મનુજતનું દિવ્ય તુંને આપિ,
ચોરાશીનિ ભ્રમણુ દુર્ગતિ ઉત્થાપી.
વિશદ વાણિને વિકારિ જેણે વ્યાપી,
તે પ્રભૂ છિ ૩ સુખધામ ગુણગ્રામ.
અન્ય કામ—નોવિરામ—થવા હામ,
ધરી દામ-ને હરામ-લહીનામ.
આઠેયામ ઘનશ્યામ ગાને આમ.
પણુ વામ—કરી ઠામ—ઠામરામ—કૃષ્ણરામ.
કૃષ્ણ જાણિ—૨ થા ૫

વી. ૨૦ ૫ ૫

---

## કીર્તન ૮૦ મુ.

કીર્ત્તિ ગાને ગોવિંદ કીર્ત્તિ ગાને.
જેથી નિષ્ઠુરતા નાસે, જેથી ૧અઘઓઘ ત્રાસે.
તાહારિ ૨ધી વિકાસે, તેનુ ચિંતન ૩ચાહાને ૨ કીર્ત્તિ. ૧
સંતસંગે વિમળ કૃષ્ણ કથા મળશે.
તે શુણ્યેથી જડધીનુ જાડય ટળશે,
વિશદ બુદ્ધિ થઇ કૃષ્ણ ભણિ વળશે
જે આ ભાસે ૩ તે છે મોઘ-ને અધોગ.
તેદરોગ-ભવભોગ-માનિરોગ.
ને વિયોગ—ના સંયોગ-નો ઉદ્યોગ
જે અમોઘ-છે પ્રયોગ-તેનો યોગ,
થવા સંત—સંગે જાને ૨. કીર્ત્તિ ૨
ગુનેગાર અજી કાં રહે હરીનો,
તેણે યોગ જો આપ્યો તુંને ૩તરીનો.
તોહ્યે કાં ન તજે સંગ તે અરીનો,

૧. પાપના ઢગલા. ૨ બુદ્ધિ. ૩ તરવાનો.

જે નડે છે ૩ કામાદિ—તુ અનાદિ.
ને પ્રમાદિ કરેંવાદિ—એમર્યાદિ.
તેની યાદિ—ધર્યમાદિ-તુ શમાદિ.
ને પ્રસાદિ—લહીઆદિ-નો અલ્હાદિ.
થવા ધણિને-ભણિધાનેં.—૨ કીર્ત્તિ. ૩

કૃષ્ણ કીર્ત્તિ શુણ્યે પુનિત થયા પાપી,
માન મૂકેય હવા મોટાના મેળાપી.
તેમ્ને નાથે પણ નિજનિ ગતિ આપી,
તુ પણ ભજને—૩ ગોપાળ-પ્રણતપાળ.
ટાળે આળ—જન્મજાળ-મર્ણગાળ
વિષય ૧વ્યાળ-તણી જ્વાળ-ને તત્કાળ
વેવીશાળ—તેરસ'લ-ભક્તિ ગ્રહેવા
શરણ થાને—૨ કીર્ત્તિ. ૪

દેવહીન શરણ પામે ભજે દુખને,
જાણપણુ તે ન જાગે બહિર્મુખને
શરણ થયેથી લહે સ્વરૂપ સુખને,
તે પ્રભૂનો—૩ થા દાસ-અન્યકયાસ.
ના અધ્યાસ—થી ઉદાસ-થઈ ત્રાસ.
ગર્ભવાસ-મર્ણહાસ-નો નિરાસ.
થવા વ્યાસ-ના અભ્યાસ-નાવિ,
શ્વાસ-થિ આરાધ્ય.
કૃષ્ણરામ ૨કેશિહાને –૨ કીર્ત્તિ. ૫

ડી. ૨૦ ૫. ૫.

---

૧ સર્પ. ૨. કેશી ગજાસુરને હણનાર-કૃષ્ણને.

# કીર્તન ૮૧ મું.

ચાલ્ય વેહેલો—૩ બળરામ સહિત પ્યારા.
તુંને વ્રજરાજ બોલાવે—તુને માહારાજ બોલાવે.
તુંને તુજ કાજ બોલાવે સત્વર મુંજ દ્વારા ૨ ચાલ્ય ધ. ૧
જોને તુજ તાત મધુપુરી જઇને આવ્યા,
ત્યાથિ તુંજ, કાજ મધુરમેવા રસિક લાવ્યા.
તેને મેં સમારી મશાલે મેળાવ્યા,
તું આરોગે, ૩ જોઇશ સદુદેશ.
ને પ્રિયેશ-રૂષીકેશ-ભુવનેશ,
પછિ શેષ-લેશલેશ-જવાકલેશ.
તે અશેષ-પામેં તાહારા. ૨ ચાલ્ય ૨
આજ છે છબીલા જન્મ રૂક્ષ તાહારૂં,
આવ્યને નવ્હાવિ તુજને શ્રૃંગારૂ.
આજ કરવુ ઘટે કર્મ તુંને સારૂ,
જો તેડાવ્યા ૩ તત્પેલ-ભૂમિદેવ
નેમુંદેવ-આવિસેવ—એ પુરેવ-તુજટેવ,
અધુનેવ-સવત્સ્યેવ-સુરભ્યેવ
સુખાયેવ-સ્વયમેવ-લ્ય સહારા ૨ ચાલ્ય ૩
આશ્ચોરમત્યનો અલ્હાદ આવે તુજને,
હું બોલાવુ પણ જવાપ ન દે મુજને,
એમ કહિનેં ધરચા ઉભયતણા ભુજને.
કાહાડયા હાકી ૩ તત્કાળ થૈ રિસાલ.
દેઈ ગાળ ધરિ આળ ને ગોવાળ,
તણા બાળ રમતિયાળ પછિપાળ.
ને પ્રિયાળ લ્યાવ્યાં સ્વાલ ચેતેવારા. ૨ ચાલ્ય. ૪
પછી નવ્હરાવિ શ્રૃંગારિ તિલક કીધાં.
તેમણે વિપ્રને પૂજીને દાન દીધાં,
કરી ભોજનને પયોપાન પીધા.

સ્વચ્છ શોભે ૩ સુખધામ ગૌર શ્યામ.
પુર્ણ કામ ગુણ ગ્રામ શુદ્ધનામ,
છો વિશ્રામ લ્યો પ્રણામ પુરોહામ.
આઠેયામ રખેવામ કૃષ્ણરામ.
થિ રહો ન્યારા. ૨ ચાલ્ય. ૫
વી ૨૦ ૫. ૬

---

## કીર્તન ૮૨ મું.

નંદસદને તે કુંવર કૃષ્ણ ક્રીડે,
જેનિ કળના ન થાય-જેના ગુણ સર્વ ગાય.
જેમા શ્રુતિયો સમાય-પખી જ્યમ નીડ. ૨ નદ. ધ. ૧
વિશદ ઝૂલડી બુટી ભરેલિ પેહેરી,
પાગ ઘુઘરિયો ગાજતિ ઘણેરી.
રિગ તે જુવે છે તેને વદન ફેરિ,
એ શુ બોલે ૩ ખણખણ તે ચરણ.
ભણિક્ષણ નિરિક્ષણ કરે પણ,
ન કો જણ નાઈક્ષણ થીસરણ ભી.
ઉલ્વણથિ તત્ક્ષણ આવિ માને ઉર ભીડે ૨ નંદ. ૨
પુછે માત કાં વિકંપતો તુ આવ્યો,
વ્રજે રિગતાં કિયે તુને ડરાવ્યો.
ત્યારે સાને સાહામા વિહગને બતાવ્યો.
હશી માતા ૩ ઉત્સંગ ધરિ અગ,
હૃદયસંગ ચાપે દગ થેશ્રિરંગ નેવિહગ
રગ નાના રંગ ચિત્રિતાગ તેના
સ્વંગ ને વિભગ માટે મીડે ૨ નંદ. ૩
પછિ પ્રસન્ન રિંગણે વ્રજ ખેલે,
ગયા ગૌનિવાસ ખિરક તણી ગેલે.
રગિ ઝૂલડી ગોમૂત્ર રજોમેલે,
માહા કોટે ૩ તોઅત્રાશી અવિનાશિ પૂર્ણ આશી.

વ્રજવાશિ આવેનાશિ રજોદ્દાસિ,
માને પાશિ દોવિકાશિ ભીડેખાસિ.
બાથહાશિ થિનવ્રીડે ૨ નંદ ૪
એક સમે ઇદુ દેખિને આકાશેં,
લીધો કેડો એ મા આણો મુજ પાસે.
માહારા રમણ પાત્રમા ધરો સમાશે,
એમ કહિનેં ૩ પુષ્કુળ કરિ બળ
રૂવે ચપળ ત્યારે જળ પચપળ,
પાત્રતલ ભરયે કળ થી અમલ જળહળ
માની ફળ કૃષ્ણુરામ કૃષ્ણુમાને ન પીડે. ૨ નંદ ૫
ની ૨૦ ૫ ૮

---

## કીર્તન ૮૩ મું.

માતા યશોદા વારોને કુંવર કૃષ્ણુને,
એહેને ચોર ચરિત્રે ચિત્ત ચઢાવ્યું ચાક.
અતી થઇ છે ત્યાહારે આવિ ઓળભા કહું,
હઠય મૂકાવા એહેને દેખાડો કાંઈહાક. માતા. ૧
આહાતો સાધુ સરખો ઉભોછે કરજોડીને,
નીચે નેત્રે ન્યાહાળે પણ નિર્લજ શિરદાર.
આખું વ્રજ આકુળ કીધૂ છે એણે એકલે,
કામિનિયોનિવૃત્તિ કરી છે કૃષ્ણુાકાર માતા. ૨
ઓ આવ્યો એમ આઠે યામ અમે આલોકિયે,
એણે ઉદ્યમ અન્ય તણો ન પડે ઉકેલ.
મર્કટ મંડળિયોને ગ્વાલ સખાને એ રચી,
ફંદી નાના વિધના શીખાવે છે ફેલ. માતા. ૩
અવસર પાખે ગોવત્સોનાં છોડે ગાળિયાં.
તેહેને સાચવંતા એ ઘરમાં વેગે જાય,
ચોરી ગવ્ય ચરાવે ગુપ્ત રહીનેં ગ્વાલને.
ખવરાવિ મર્કટનેં ખુશ થાને એ ખાય. માતા. ૪

કહિયે જો કયમ આવ્યો કાંઈ જોઈયેતો માંગિલ્યે.
તોએ ખસતો હસતો કહે માહારેશી ખોટય
મુખ માખણ ભરીયુ જોઇને જો જઇયે ઝાલવા.
દોડી જાયતો સખાસહિત એ દેતો દોટય માતા ૫

ખવરાવ્યે ખાતે જે શેષ રહ્યુ તે ગવ્યને
ભૂમીતળમા પટકે ભાંડ ભર્યા સમવેત.
કોય સમે કાઇ ન મળેનો ક્રોસાવે તોકને,
મુત્રાદિ છટાવી અશુચિ કરે નિકેત, માતા ૬

ઊચેશીકે મૂકયે ઊલુખલ ઊંધો પાડીને
તે ઉપર ચઢિ કર ગેડીથિ મોડેપાત્ર,
નીચે ગવ્યસ્ત્રવેતે ભાડભરીલ્યે તે વડે,
સંતરપેએગ્વાલ બાલને મર્કટમાત્ર માત ૭

કરિયે ક્રોધઅમેતો એ સાહામો રહિને હસે
ચોરકહુ તો ઊલટો અમને એ કહેચોર,
તાહારીમાને કહિશુ તો કેહે ગુખથી કહો
જાતાકપાટ ભટકાવેએ કરિનેજોર, માતા, ૮
હાથ્યે આપિયે તો હઠયે ન લ્યે એ હાથમાં,
તસ્કર વિદયાએ લેવું તે એહેનેપ્રીય,
અધારે ધરિયું તે પણ એ આલોકી સકે,
જ્યોતિર્મય છે એહેના ભૂષણ અગસ્વકીય. માતા. ૯

કદીક પકડયો ત્યારે એણે માહારા કઠનો,
હઇએ શૂ છે એમ કહિ તોડયો મુક્તાહાર
મોતી વેણુ હુ એટલામા એ નાશીગયો,
ધાતો ગુપ્ત થઇ પાછોપેઠો મુજદવાર, માતા, ૧૦

મથની ફોડી લીધુ સમેટી નવનીતને,
દોડયો આવી તે દેખાડયું મુજને દ્રષ્ટ,
કહેઇ માહારે પાસે જે જોઇએ તે તે મળે
પળનો જોઇ પકડયો એ કરથિ જઇમે પૃષ્ટ, માતા ૧૧

મુજને કેહે મૂકોતો કાંઇ હૂં નવીન દાખવું
એટલામાં મળીયો ત્યહાં ગોપીજનનો સાથ.
સહુ કહે શૂં દેખાડિશ કેહેતો તાહારો મૂકિયે.
મુક્તા, જોડી શુણિને મૂકયો એકજ હાથ. માતા. ૧૨

કહેતાં કટિ કછંથિ કહાડી મુક્તા જોડીનેં.
અભિનવ આલોકી સહું અબળાં જોવાધાય.
મોતિ અતર્ધાન કરિ નાઠો કરમોડીનેં
એહવાં ચરિત્ર એહેના કયમ અમથી ઓળખાય. માતા ૧૩

કોહોના સરખો આતે કુઅર થયો છે કહાનુડો,
તસ્કરવાનિ આતે કયહાથી શીખ્યો ટેવ,
તોપણ પ્રિય લાગે છે એતો અમને પ્રાણથી,
જયમ વૈષ્ણવને વિષ્ણુ શૈવોને માહાદેવ. માતા. ૧૪

એહેને દેખ્યેથી આનદ અમને ઉપજે,
કદિ જો દેખુ નહિ તો કાંઈ પડે નહિ કળ,
ચોર ચરિત્ર કહ્યાં અહેના જો જુઠા માંનશો,
કદાપિ જોશો ત્યારે સમજાશે સકળ, માતા. ૧૫

માહારા સમ જો એહેને એકે સોટી મારતા,
પાગ પધારે એહેના તે ઘહરમા રસરેલ્ય,
એકે વાતે ઓપ્યમ એહેનાથી અમને નથી,
એહેને એટલુ કોહો જે ચોરિ કરવુ મેહેલ્ય. માતા. ૧૬

એહેવા કુઅરચરીત્ર શુણિ હસતી મા પૂછશે,
કહો બાપા એ ગોપીજન કેહે છે તે સત્ય.
કૃષ્ણં શિખવશે માને જો કોઇ કેહે તે માનશો,
ત્યારે તમને રહસ્ય કળવાનિ શિ ગત્ય. માતા. ૧૭

સાધુ નંદતણો સતાન ન અવગું આદરે,
કદિયે મેં નથિ કીધું કુટિલ સરીખું કર્મ,
એતો આવ્યા અબળા ઓલભા કેહેવા મિશે,
ધારી જોવા કાજે ધાત્રિધીનો ધર્મ. માતા. ૧૮

માંનો નહિ તો મા પૂછો મહારા સહવાસિને,
બોધ વિચારયેથી હું ન કરૂં કાઇ બિગાડ;
વલ્લભ વ્રજપુર વાસિ વિશેષે મુજને સર્વથિ,
લક્ષ ધરીને સર્વ લડાવે મુજને લાડ. માતા. ૧૯
એમનુ જયમ સારૂં થાય ત્યમ હું કરિને દાખવું,
વાક નથી કાંઈ માહારો માનો સાચિ વાત,
કૃષ્ણુરામ એ ૧કલવાકયેથિ મા રાજી થશે,
અક ગ્રહી ઉર ભીડી લેશે ભાંમણા માત. માતા. ૨૦
વી ૨૦ ૫. ૭

---

## કીર્તન ૮૪ મું.

કામાતુજ ન થશો કોય વાકયથીરે,
સુજ્ઞ પુરૂષને સવળુ સર્વ,
એ ત્રય એક વસ્તુનાં રૂપ છે,
શતધૃતિને શ્રીપતિ શર્વ કા૦ ૧
અનુસૂયાયેં અત્રિયે ૨અત્રિને,
અનુભવિયા એ ઉરમા એક,
૩દક્ષે ૪દક્ષ થયે દિલ દાખિયા
મ્રકંડ પૂત્રે લહ્યો વિવેક કા૦ ૨
સેવ્ય સેવક છે જેએ ૫પરસ્પરે,
એમની લીલાયે તે એહ,
સ્વપદાશ્રિતને પ્રિય કરવા ગ્રહ્યા,
દૈવત એકે એ ત્રય દેહ કા૦ ૩
અક્ષય ઇશ્વરતા છે એમનેરે,
અભગ જ્ઞાન અકુઠાનદ,
લક્ષાવે મોહાદિક લીલયા.
૬નિઃકિલ્વિષ છે એ નિજ છદ. કા૦ ૪

૧ બાળકવચન ૨ એ ત્રણ્યને ૩ દક્ષ પ્રજાધતિ ૪ જ્ઞાની ૫ શકર ને વિષ્ણુ ૬ પાપ રહિત

પુરૂશોત્તમ જ્યે કૃષ્ણ કૃપાનિધી,
નિગુર્ણ તે ગુણ રાખિ અધીન,
કિંકરને કળ ઓળખાવા કરેરે,
જગદુત્પત્તિ પાલન લીન. કા૦ ૫

અન્ય વસ્ત્ર ધરિ પોતાનો પતિ,
આવે ઓળખે ડાહ્યા દાસ,
પ્રીત્યે પદ પંકજને તે નમે,
પ્રજ્ઞા રહિત ન આવે પાસ. કા૦ ૬

માર્કંડેય મનોમાં મળ્યું હતુ રે,
સ્વરૂપ નારાયણનું ધ્યેય,
સ્વાતહિત કરિ શિવે સ્વ દાખવ્યુ,
ત્યહાં શુ ન નમ્યા માર્કંડેય કા૦ ૭

આપે અન્ય બણિએ આપના,
ઓળખાવે મહિમાને આપ,
અજ્ઞજનોને ઉપજાવા રતિ,
જણવે [1]સેવ્ય શમાવા તાપ. કા૦ ૮
ભ્રમથી ભૂલ્યાને ભક્તિ થવા,
વિષય વિકૃતિનો થવા વિરાગ,
નિરાકરણ થાવા નિંદા તણુ,
આપે નમે આપને પાગ. કા૦ ૯
જ્યમ ગોવર્દ્ધનગિરિથી દાખવ્યું,
કૃષ્ણે અન્ય આપનૃ રૂપ;
વળિ માહાકાળપુરે કૌંતેયનેં,
અષ્ટભુજા દેખાડ્યું અનૂપ. કા૦ ૧૦
તે બે આપ રૂપને કૃષ્ણજી,
નમિયા વ્રજજન વિજય સમેત,
એમ એ અખિલ રૂપ હરી એક છે,

---
૧ સેવવા ગોગ્ય જે ઇશ્વર.

સત મુખે શુણિયો સંકેત. કા૦ ૧૧
કોય એકને ભજતાં કલ્યાણુ છે,
નિષ્કામીને નિજ સુખ થાય,
સકામિને તો અન્ય સ્વરૂપથી,
એ હરિ કામ ટાળવા જાય. કા૦ ૧૨
કામ હરામ સંગથી ભક્તનોરે,
ભાસે ભ્રમથી હરામ દેહ,
દેહને હરિ હરિલ્યે હેલા થકેરે,
રામ રહ્યેથી રામનો તેહ. કા૦ ૧૩
[1]હૈહયે દત્ત ઉપાસ્યા કામથીરે,
ભાસ્યો ભૂંડો ભક્ત સુજાણુ,
પરશુરામ વેશે પીડા હરીરે,
કિંકરનું કીધું કલ્યાણુ. કા૦ ૧૪
[2]એ નહિ જીવ અવિદ્યા આવર્યારે,
[3]ઇશ કોટિને પણુ ન અધીન,
વિદ્યા અવિદ્યાદિ વશ એમને,
સગુણુ છતાંએ ત્રિગુણુ વિહીન. કા૦ ૧૫
એ સ્ત્રી એ પુમાન એ ષંઢ છેરે,
પર દેવતા ઇશ ને બ્રહ્મ,
એ ગણુપતિ રવિ એ છે અંબિકારે,
[4]મિથોન ઉલ્લંઘે એ મરમ. કા૦ ૧૬
એ આરાધ્યા અફળ બને નહિરે,
સકામથી અથવા નિષ્કામ,
આશ્રિતના અભિમતને એ કરેરે,
શરણાગતના એ વિશ્રામ. કા૦ ૧૭
અનન્યતા જનની ઓળખાવવારે,
અવયશ અચ્યુત લ્યે નિજ શીશ,
નિજ જન દ્વારા મહિમા દાસનોરે,
આપે જણુવે યૈને અનીશ. કા૦ ૧૮

૧ સહસ્ત્રાર્જુન ૨ પરશુરામ ૩ દેવલોકને. ૪ પરસ્પર

ભક્ત સમુંકોય પ્રિય ભગવંતનેરે,
અન્યનથિ એમ વરણેં વ્યાસ,
કોયરૂપીને કોય પ્રકારથીરે,
દંભ રહિત ભજશે તે દાસ, કા૦ ૧૯
કામેદ્વેષે સખ્યે[1] વા ભયેંરે.
સ્નેહેં ભક્તિ ભાવથી કૃષ્ણ,
ભજશે તે [2]બડભાગી ઉદ્ધ[?],
શંકાશી જયે પૂછુ પ્રશ્ન, કા૦ ૨૦
તથાપિ દ્વેષેં ભયે ઉપાસનારેં.
કરતા પ્રથમ ઉપજેકષ્ટ.
સમર્થ પ્રાણ સમર્પે તે [3]કરેંરે,
ઉપાસના સ્વરૂપનિ સ્પષ્ટ, કા. ૨૧
પ્રભુપણ સમક્ષ તેમનેં થાય છે,
એમને માટે લ્યે અવતાર,
નિજના દાસતણી જે દુષ્ટતારે,
નિંદકને આપે [4]નિરધાર. કા૦ ૨૨
ગુણ કીર્ત્તિ પ્રગટે હરી જેહતે
વ્યાસાદિકને મુખે ગવાય,
તે દવારા બીજાજન ઉદ્ધરે,
પણ નવ્ય તેમના તુલ્ય થવાય, કા, ૨૩
એ હરિની વા હરિના જનતણીરો.
નિંદા કરે જયે ધરિ આમષ
શુણિ શકાય નહિ શ્રવણે મુને.
હ્રદયવાલા કદિ પામો હર્ષ,, કા ૨૪
પછિતો જયે જેમના મનમા વસે,
તે ત્યમવેહેજ્યો તેમની લીક,
હુ શહુના પદ રજનો દાસછુરે,
નથિકોય માહરે ન્યુનાધિક કા. ૨૫

---

૧ મીત્રતા–૨ મોટાભાગ્યમાન-૩ હાથે ૪ નિશ્ચે.

કૃષ્ણ કરેજે જનનું ચિંતવ્યું રે,
ભીષ્મ જનક શ્રુતદેવ સમાન,
૧વાફલ્કી વ્રજ કૃષ્ણતણું રે
તેમના અભિમત સરખું દાન, કા, ૨૬
આ કળિમા પણ તુલસી નૃસિંહને,
પ્રભુયે જયમ પેખાવ્યો પ્રસાદ,
એમ દેખેતો દાસખરો ઠરે રે
અન્ય વદે તે વિતડવાદ, કા. ૨૭
અબળાને૧ તો નમે અષ્ટાગથી રે
રજનીમા રમતા રતિરંગ,
મ્લેચ્છ યવન ખસ ૨ધીવરનિષાદને રે,
નમેંનામધે કર પ્રસંગ, કા, ૨૮
એહેવાંનેએ ટેકન કામનો રે,
નમવુ નહિ જે શિવ કહિમાની
એ ન નમ્યેથી શુ શિવજીતણી રે,
ઇશ્વરતાનિ થાશે હાની, કા ૨૯
ખળની નિંદા તેશૂ ખાળશે,
વિધિશકર કેરો મહિમાય,
મરીચિસુત પટ દક્ષતણિગતિ રે,
તરત થઇ તે તેમને થાય, કા, ૩૦
ભક્તભણેતે ભેદનકોલહે રે.
આરાધે એ સઘળે એક,
અનન્ય ઉપાસના આેળખી હરી રે.
તેમનો રાખે તે થઇટેક. કા, ૩૧
શ્રી કૃષ્ણે ઉદ્ધવને શીખવ્યુ રે.
ભક્તિ થવુ ૩એકાદશમાંહિ,
૪આશ્વપચાત સકળમાં જોઇમુ ને રે.
નમજ્યો ભેદન જોશ્યો કયાહિ કા. ૩૨

---

૧ સ્ત્રીને. ૨ નાસ્તિક. ૩ ભાગવતના એકાદશસ્કંધમા
૪ નીચ પર્યંત

ત્યહાંશુ વિધિ શંકર વરજયા હશેરે,
નવ્ય નમવાનું કરીનિદાન,
પોતાને કલ્પે જો પ્રભૂ મળેરે,
તો કાં [1]હુશી હોય હેરાન   કા. ૩૩
નિડર રહે તેને દુઃખ ઉપજે.
ડરમાંને તેહનો ડર જાય,
ગોપી શંખચુડ દ્રષ્ટાંતથીરે,
એક છુટેને અન્ય મરાય,   કા. ૩૪
કો કહે શ્રી ગુસાઇનો કાનમારે
શ્રી કૃષ્ણ શરણંમમ મંત્ર,
લેઈ અવળો ચાલે અણુ [2]સાધતારે,
તો પણ નોહ્યે યમનો [3]પરતંત્ર,   કા. ૩૫
તે નિર્ણય ત્યાહારે મન માનિયેરે,
જો [4]અત્યશને નોહ્યં અજીર્ણ,
જો જાળવણી બિન થાયે નહિરે,
ધુસા, દુસાલ, ઊરણા. [5]શીર્ણ.   કા૦ ૩૬
એમ હોય તો તે કા શ્રી ગુસાઇજીરે,
સેવા સાધે આઠે પોહોર.
નિષિદ્ધ વરજી [6]વિધિને આદરેરે,
ચિતન વિમુખ રહે તે ચોર   કા૦ ૩૭
વૈષ્ણવતા થાવિ શીખાવવારે,
વલ્લભ પ્રગટયા વલ્લભરાય.
અનભિમાનિ તે એમને અનુસરે,
સર્વ સમર્પિ અધીન થાય.   કા૦ ૩૮
તો તેમની કરૂણાયેં જીવ તેરે,
સત્ય વસ્તુનો લાભે શોધ.

૧ જીજ્ઞાસુ ૨ જપતા ૩ યમપામે નજાય ૪ ઘણું જમનાર ૫ વિશેષ ખાનાર તે ૬. શાસ્ત્ર વીધી

બહિર્મુખી તે બાહ્યરચ રહ્યા બકેરે,
બુદ્ધિ બિગાડ થવાનો બોધ. કા૦ ૩૯
અચિંત્ય અપ્રેમય તે કૃષ્ણુનેરે,
ગુરૂ કરૂણા બિન સમજે કયમ.
યથા સાધવું ત્યમ સાધ્યા વિના રે,
અવળાં પડશે અખિલો ધંમ. કા૦ ૪૦
સેવ્યા બિન જો હરિ સેવા વળેરે,
કલ્પિતથી જો હોય કલ્યાણ.
ભેદ બુદ્ધિયે જો ભક્તી બનેરે,
તો શિદ જોઇએ વેદ પુરાણ. કા૦ ૪૧
સમર્પણી તો તે જે નાથનેરે,
સહુનુ મૂળ સમરપે મન
શાનો સમર્પણી બીજો ઠરેરે,
અર્પ્યા બીન જયે કરે અશંન કા૦ ૪૨
ટેક ભક્તિતો તેહેની જાણીયેરે,
ટકયૂ રહે મન જેનુ નીત્ય
વિષયરૂપ વાયુના વેગથીરે,
ન ચળે તો ત્યહા પરખું પ્રીત્ય. કા૦ ૪૩
તે પ્રેમીનો પેમ લહે હરીરે,
નામરૂપ ધારે તે કાજ
ગુણ તેણે ગાયા તે પ્રિય ગણીરે,
માહાલે તે આગળ [1]માહારાજ. કા૦ ૪૪
ગરીબનિવાજ એ ગોવિંદ છે રે,
નથી હરામીને હલનાર
નિજનુ વાકય નિભાવે નાથજીરે,
માહિલો મર્મ લહે છે [2]મુરાર. કા૦ ૪૫
એ આપે અંતર નથી બોલતારે,
વિધિ હરિહર માહે અણુ માત્ર,

૧ શ્રીકૃષ્ણ ૨. શ્રીકૃષ્ણ

મત કલ્પે શી મોટાઈ થશેરે.
પ્રભુજી પરખે સઘળાં પાત્ર. કા. ૪૬
ઇશ ભજન અવલંબન એક છે રે,
સંસારાર્ણવ તરવા માટય.
કોઈ પ્રકારે ભજતાં કૃષ્ણને,
ઉઘડશે આવરણ કપાટ. કા૦ ૪૭
[1]ઘૃતને સર્પિષ કહિકહિ આજ્યવારે,
એવે તેનું વાધે નૂર
અપર નામથી એમ હરિ એ લહીરે,
દક્ષ હશે તે ન રહે દૂર કા૦ ૪૮
અકળિત કળા એ શ્રી કૃષ્ણનીરે,
સદગુરૂ પાખે કયમ સમજાય.
ગુરૂને હરિ લહિને જયે સેવશેરે,
એહેવાં પુરૂષ થકી ઓળખાય કા૦ ૪૯
સદગુરૂ વચન [2]સ્વાદરે સેવતારે,
કૃષ્ણ કૃપા કરશે ત્યહા [3]તૂર્ણ
સખ્યપણુ તો શ્રીધરથી થશેરે,
અન્ય કલ્પતા થશે અપૂર્ણ. કા૦ ૫૦
મતે શિખવ્યું એ સિદ્ધાંતનેરે,
કરૂણાથી ભરિયા મુજ કાન
હુ મજથી ઉત્તમ સહુને લહુરે,
મજ નિષ્ઠુરનું એહ નિદાન કા૦ ૫૧
પીડિત છૂ હું [4]પ્રેષ્ઠ વિયોગથી,
બિજાની શી કરૂ બિરૂદાશ.
કળ સઘળાનિ કૃષ્ણ કરે વસેરે,
એ ઇશ્વરની મુજને આશ કા૦ ૫૨
પક્ષ હીન હુ પ્રભુ પદરે પડયોરે,
સાધનની મુજને નહિ સાન

૧ ઘીને કોઇ સર્પિષ ને આજ્ય કહે એ ઘીનાજ નામ છે.
૨. પ્રેમથી. ૩ જલદી. ૪ પ્રેષ્ટ જે શ્રીકૃષ્ણના.

શી સામર્થ્યે ટેક ધરી સકુરે,
ભલુ કરો સહુનૂં ભગવાન. કા૦ ૫૩
લક્ષ્મીપતિ નિજ લાજ નિભાવવારે,
પ્રણુતપાળ કરશે મુજ પક્ષ.
કૃષ્ણુરામને કળ પડશે તદારે,
શ્રીધર જ્યાહારે થશે સમક્ષ કા૦ ૫૪

ની ૨૦૫

---

## કીર્તન ૮૫ મું.

ભક્તિ હીન ભવ્ય કર્મ કોન માનિયેજો,
બહિર્દષ્ટિના જેવુ ન બાનુ બાનિયે જો ભ૦
રાજવેશ ધરએ નટવો શુ નૃપ ઠરેજો,
તેની હાકિથી શું દુર્જન તસ્કર ડરે જો. ભ૦ ૧
રાવળ ભિક્ષાચરે ભગવા વસ્ત્રધારિને જો,
તે શું તુલ્ય ઠરે ન્યાસિ બ્રહ્મચારિને જો. ભ૦
ધરિ ૧રૂચક ગેહે સલજ્જ ૨કુલટા બણિ જો,
તે શુ તુલ્યતા પામે પતીવૃત્તા તણી જો ભ૦ ૨
વિષ્ણુ શિવ દેવિને શ્રૃ ગારે ૩તપોધમા જો,
તેને કોણ ગણે શ્રોત કે સ્માર્ત્તક સમાજો. ભ૦
અખિલ આસનાદિ ૪બરૂડ કરી દાખવે જો,
તેને યોગીને સમાન શુ કવીકવે જો ભ૦ ૩
વરણુ આશ્રમનો નિયમ તજીને વહેજો,
એહેવા ૫ખસને શુ આત્મદરશી કહેજો. ભ૦
ગાળિ દીન સહે પણ ન વદે વાણિયે જો,
તેને શુ અભિન્ન દ્રષ્ટિ સમા જાણિયેજો. ભ૦ ૪

૧ પડદો ૨ વેસ્યા ૩ જેને તપોધન કહે છે તે.
૪. ખેલ કરનાર. ૫ નાસ્તિક

પૂત્રપરણાવિ અલેખે ધન વાવરેજો
તેશું દિવ્યદાતારોનિ તુલનાઠરેજો. ભ૦
હરિહરાદિની ચીતારા છબી ચીતરેજો,
કૃષ્ણાકાર સમા તે શુ કૃષ્ણને વરે જો. ભ૦ ૫
[1]ગરો જનોઈ ધરે છે કંધ સત્રની જો,
તેને સેવ્યે શુ ગતી મળે [2]અમૂત્રની જો. ભ૦
દેવ દેવળે [3]નિષાદ [4]અવીને નડેજો.
તે શું યાજ્ઞિકોની રીત્યે વિમાને ચઢે જો. ભ૦ ૬
શોક પાળે તે તે વિષય સેવા ત્યાગતા જો,
તેના ચિત્તમાં શું ઉપજે વિરાગતા જો. ભ૦
કરચે કર્મ ધરચે વેશે રાચે જો હરી જો
તો એ જે ગણાવ્યા તે સકે આપે તરી જો. ભ૦ ૭
એણિ રીત્યે ધરે તિલકમાળા નવનવી જો.
કેવળ એટલે ન દિક્ષા ઠરે વૈષ્ણવી જો ભ૦
વિભૂતી ધરે ત્રિપુંડ્રને રૂદ્રાક્ષને જો,
ભજન હીન શુ સુતુષ્ટ કરે [5]અક્ષને જો. ભ૦ ૮
તે તે વેષ ધરીને કરે પ્રતારણા જો,
ધણી તો જુવે છે કિંકરની ધારણા જો. ભ૦
એહેવા વેશ ધરિ કર્મ કરી હું વહ્યા જો,
તેણે પ્રિય પતીના વિરહ વન્હિયે દહ્યા જો ભ૦ ૯
હવે શરણ આવ્યો વ્યાસ વચન સાંભળિ જો,
અજી પ્રકૃતિયેં પીડયો હું નથિ કળ વળી જો. ભ૦
પતિત પાવન નામે શુ પછી ગાજશો જો,
કૃષ્ણરામને ન તારચે કૃષ્ણ લાજશો જો. ભ. ૧૦

॥ ૨૦ ૫. ૧૩

---

૧. ગરોડો. ૨. પરલોક ૩. ભીલ કોળી વિગેરે ૪. બકરાં મારે જે તે. ૫ ત્રણ નેત્ર વાળા શંકર.

## કીર્તન ૮૬ મુ

કૃષ્ણુ કીર્તન સમુ ન અમૃતાન્ય છે જો,
અન્ય સ્થાનકે કહ્યા જે તે અમાન્ય છે જો. કૃ૦
૧ક્ષપાનાથ છે સુધાયે ક્ષયરોગિયો જો,
૨સુનીતી સુનૂ છે ૩અક્ષયનો ભોગિયો જો. કૃ૦ ૧
૪અશુ અમૃતે ૫વિલોમતા ન વામિયો જો,
૬કયાધુકુમાર વૈષ્ણવતા પામિયો જો. કૃ૦
આ૦યે અમૃતે ૭અંભોનિધિ ૮અપેય છે જો,
નામ લેખે તર્યા ૯દૃશદએ તે પ્રેય છે જો. કૃ૦ ૨
૧૦સુધાભોગ તે ન ૧૧ભોગિયોનું ૧૨ગર ગયું જો,
પિધુ ગરલ તે પણ મીરાને સુધા થયુ જો કૃ૦
વધુ વદન સુધા ચ્યુત્યે ન ૧૩મારિ ટળ્યા જો,
રૂપી મૃકંડના ૧૪પૂત્ર અમરતા મળ્યા જો. કૃ૦ ૩
સુધા સ્વર્ગમા છતે છે ભય ૧૫પાતનો જો,
શુણો મહિમા ૧૬નાભાગ તણા જાતનો જો કૃ૦
૧૭સુરાધીશ છે ૧૮સુધાશિ તોહ્યે ભગ થયા જો,
કાક ભુષંડિના કીર્ત્તને કલ્મષ ગયા જો. કૃ૦ ૪
કૃષ્ણુ કીર્તિ કથન બુટિ છે સંજીવની જો.
એહેને સેવે ત્યહા અશકયતા અમીવની જો કૃ૦
ભક્તિ જ્ઞાન વિરાગાદિનિ એ ખાણ્ય છે જો,
હરી કીર્ત્તિહીનને સદૈવ હાણ્ય છે જો કૃ૦ ૫
કૃષ્ણુ કીર્ત્તને સુધા સમૂદ્ર ઘેર છે જો,
વિના કીર્ત્તને સુધા મળે તે ઝેર છે જો. કૃ૦

---

૧ ચંદ્ર ૨ સુનીતીના પુત્ર ધ્રુવજી ૩ અક્ષય જે ધ્રુવપદ ૪ રાહુ ૫ બે ભાગ થયા તે અજાનતા ન ગયા ૬ પ્રહ્લાદને એક ઘા ન લાગ્યો ૭ સમુદ્ર ૮ ખાગે ૯ પથ્થર ૧૦ નાગલોક જેવા અમૃતજ પાન કરે તે ૧૧ નાગ લોકનુ ૧૨ વીષ ૧૩ સ્ત્રીના મુખથી અમૃત પીતા છતા મરણુ ન ટળ્યુ ૧૪ માર્કંડેય ૧૫ પુણ્ય થઇ રહયે પૃથ્વીમા પડવાનો ૧૬ નાભાગનો પુત્ર અંબરીષ રાજા ૧૭ ઇંદ્ર ૧૮ અમૃત પીયે છે,

કૃષ્ણ કીર્ત્તિ સુધા સેવ્યે ૧આત્તરેયનું જો,
અનાયાસે કાર્ય સાધ્યું ૨સર્વ શ્રેયનું જો. કૃ૦ ૬
કૃષ્ણ કિર્ત્તિ કર્ણ પીયુષન જો વર્યા જો,
તો તે માનવા મનુષ્ય જીવતે મરયા જો. કૃ૦ ૭
એમણે આપની વિઘાત કરી આપથી જો,
કૃષ્ણ કીર્તિ સુધાપીવાઈ ન પાપથી જો. કૃ૦ ૭
કૃષ્ણ કીર્ત્તનામૃતે ૨કૃતાંત વ્યાલથી જો,
સહજ ઉગરે જે તપતા બહુ કાળથી જો. કૃ૦
માગું એટલું તે કૃષ્ણ સફળ કીજીયે જો,
કૃષ્ણ કીર્ત્તિ કૃષ્ણરામ મુખે દીજીયે જો. કૃ૦ ૮

---

## કીર્તન ૮૭ મું.

એહેવી વાસળી વજાડી નંદનદને જો,
શુણિ અઘટ ઘટન થયું સર્વ ૩વ્રદને જો એ૦
હતા સ્થાવર તે જંગમતા પામિયા જો,
તજી ચંચળતા જગમ વિરામિયા જો. એ૦ ૧
અંઘ્રિપાયે અશ્રુપાતઈવારભિયા જો,
કાલિંદી આદિ નદીના જળ સ્તંભિયા જો. એ૦
નવાપર્ણ થયા શુષ્ક તરૂને ઉરે જો,
અંતર્યામિતા જણાવે ૪ઈલા અંકુરે જો એ૦ ૨
ધેનુ વત્સ મુખે તૃણ પયો ન ઉતરયા જો,
પશ્રવણ ઊત્તભીને નાદ શુણવા ઠર્યા જો એ૦
૬વિહગ ૭વિટપ અગ્ર બેઠા તજી ૮કેલિને જો,
નાદ સ્વાદ ગ્રહે નયન યુગલ મેલિને જો. એ૦ ૩
મલયવાયુ મંદશીત સુગંધી વહેજો,
શ્રીનિવાસ અંગસંગ સુગંધી ગ્રહેજો, એ૦

---

૧ પરીક્ષીત ૨ યમદુત ૩પી સર્પ. ૩ મંડલીને ૪ પૃથ્વી ૫ કાન ઉંચા કરી. ૬ પક્ષીગો ૭ વૃક્ષની ટોચે ૮ વીષય સુખ.

દેવસંગે શુણે યાનો ચઢી દેવિયોજો,
કામેંવ્યથિત તેહેની છુટિ કબરિ રનિવિયોજો. એ૦ ૪
ગોપિ ગલિયેમલિ કાર્યને ઊવેખિનેંજો,
લોક લાજતજી ગાતિ ગતિ દેખિનેજો, એ૦
ચઢયો મેઘકુસમ ૩ઈવાબુને આવતો જો.
સ્વવપુયે છત્રસખાને ધરાવતો જો. એ૦ ૫
હરિણુ હરિણિયો સમેત કરણુમાડિને જો,
સાહામા રહિને શુણે ગીતિ ભીતિ છાડિનેજો, એ૦
કલામાડિને ગાજંતા ૪બર્હિં નાચતાજો,
અકળ તાને શુણિવિધિ ૫બ્રવાદિ રાચતા જો. એ૦ ૬
અતુલ વ્રજ વનૌકસોનુ ભાગ્ય શુ ૬કહુ જો,
નિત્યે કૃષ્ણુ વેણુ તાન સુણે નવનવુ જો એ૦
મહાભાગ્ય અપ્રમેયતણા મિત્રના જો,
દિવ્ય દરશણ પામે છે વિવિધ ચીત્રના જો. એ૦ ૭
અકળ કળા તે કળાય કયમ કૃષ્ણુની જો,
ઇચ્છે સખ્યતા જે ભક્તિના સતૃષ્ણુની જો. એ૦
જેણે નાદે છુટયા અન્ય વિષય કામને જો,
કૃષ્ણુ નાદ તે શુણાવો કૃષ્ણુરામને જો એ૦ ૮
તા. ૨૦ પ. ૧૪

---

## કીર્તન ૮૮ મુ.

કૃપા નેત્રથી નિહાળ્ય કુવર નદના જો
તોડી નાખ્ય તુ જયે પાશ ફલ્યા ફદના જો. કૃ.
ગુણ ગમ્યથી ગવરાવ્ય તું ગોવિદના જો,
આલોકાવ્ય અખિલ દિવસ તું આનંદના જો. કૃ ૧
તાહારી માયાનિ જે ભૂરિ ભૂરકી નડે જો
તેણે કો ઉપાય કરેયથી ન કલ પડે જો. કૃ.

---

૧ વિમાન. ૨ કમરે બાંધેલી ગાંઠ-૩ પુષ્પ વૃષ્ટીની માફક જરા જરા છાંટા નાખે તે-૪ મયુર-૫ શકર વીગેરે ૬ વર્ણન કરવુ.

એણિયે સર્વદા ઘાલ્યો છે મુને સાંગડેજો.
તૂં વિચારય શું બની શકે ન નાંગડે જો. ફૂ. ૨
શકે શુ ખસેડિ એહેને નિયમાયમાં જો,
દીન પડે અહેના આગે સર્વ દેહે ન્માજો. ફૂ૦
તાહારિ માયા છે તિહારે વશ ત્રિકમા જો.
મજ રંકથી ખશેડય કરીને ક્ષમાજો ફૂ૦ ૩
પેલું પતિત પાવન બિરૂદને પેખાડયને જો.
કામ કિચે કલ્યા કિંકરને કાહાડયને જો. ફૂ૦
આધી તૂં ખશેડય આવરણુની આડયને જો,
દિવ્ય દ્રષ્ટિ આપી દિવ્યતા દેખાડયને જો. ફૂ૦ ૪
તાહારે હાથ્થ સકળબાજી અહેનિ માધવા જો,
તું સંતુષ્ટ થયે નાવે પછિ બાંધવા જો ફૂ૦
તાહારે શીખવ્યે હૃશીબિ સકુ સાધવા જો,
અખિલ રૂપે તુંને એકને આરાધવા જો ફૂ૦ ૫
તાહારી કરૂણાથી દ્રુહિણ હરી શર્વમાં જો,
ભેદ ભાસે નહિ તુ.સેવાય સર્વમાં જો ફૂ૦
મેહેર તાહારિ યે ન મનમળે કો ગર્વમા જો,
પ્રીતિ ઉપજ્યે ન પડે પંચ પર્વમા જો ફૂ૦ ૬
જે જે રૂપનેં સેવુ ત્યહાતુને માનીનેં જો,
પતિત પાવન તે બિરૂદ તાહારૂં બાનિને જો ફૂ૦
હરિહરાદિ ભિન્ન જો તે ભજે હાનિનેં જો.
ઐક્ય બુદ્ધિયેં ભજાવ્ય અભય દાનિનેં જો ફૂ૦ ૭
એ છે સર્વરૂપ નામેં લિલા તાહ્યરિ જો,
વ્યાસં વાલ્મિકાદિ વરણું જેને જાહ્યરી જો ફૂ૦
બોધહીન કલ્પનાઓ તે તે બાહ્યરી જો.
માહારા નાથ ત્યહાં ન મતિ મિલાવ્ય માહ્યરીજો, ફૂ૦ ૮
શકય તું છે અજીકાં રહે સંતાઇને જો.
ધીર્ય આપવા ધણી તું આવ્ય ધાઇને જો ફૂ,
પ્રણુતપાળ શ્રી ગોપાળ તું કહેવાય ને જો.

રહેવું ન ઘટે મુજ રંકથી રિશાઈને જો. કૃ. ૨૯
હું તો પૂર્ણ થવા માહારા મનો કામને, જો.
શરણ આવ્યો તુને શરણ વિશ્રામને જો. કૃ.
વિરહવન્હિ દહે તે થવા વિરામને જો.
આવ્ય આવ્ય આગે કૃષ્ણ કૃષ્ણ રામને જો. કૃ.

વી ૨૦ પ. ૧૪

---

## કીર્તન ૮૯ મું.

હરિતુંને કરૂણાતે કયમ આણે
સર્વજ્ઞ એ સઘળું જાણે હ હ૦
જો વેદ પુરાણ શાસ્ત્ર જે વરણે
વિધિહરિ હરને અભેદે
તૃકલ્પિત મતથી જુદાકહિ
આદિ વચન ઊછેદે, હ૦ ૧

ગુરૂને શરણ થઈ હરિભાવે,
નિજનુ હિત ન વિચારે
વિરૂદ્ધ વાકય વદનથી બોલ્યે
કયમ તરે કયમ તારે. હ૦ ૨

મતનો મદમૂકી માધવને
શરણ બને નહિ સાચે
નિર્મળનું બાનુ ધરિ નિર્લજ,
નાણામાટે નાચે. હ૦ ૩

શાહાણો કહેવાઈ શિષ્યોને,
બોધહીન પણ બોધે;
દુકાનદારિ કરે દંભેથી,
સારાસાર ન શોધે. હ૦ ૪

ગહન કળા ગોવિંદ તણી તે,
સહજ સકે કયમ જાણી;

૧તુલસી ૨નૃસિંહની કયમ તુલના,
તું કરિ સકીશ પ્રાણિ. હ૦ ૫
સ્વાભિમાન કરનારાથી એ,
દામોદર રહે દૂરી,
વશ્યમાય તુજ વશ્ય બને જો,
પ્રિતી લહે તુજ પૂરી. હ૦ ૬
સર્વાત્મા સર્વેશ્વર શ્રીધર,
સર્વ રૂપ સુખ રાશિ,
૩આર્ત્તિ નિવારક આશ્રિતના એ,
વિચિત્ર વેશ વિલાશિ. હ૦ ૭
કૃષ્ણ કૃપાળ કૃપણ જન વત્સલ,
પ્રણતપાળ પ્રભુ પોતે,
કૃષ્ણરામ કિંકરને કરૂણા,
કરશો અભિન્ન જો તે હ૦ ૮

તા ૨૦ ૫ ૧૯

---

## કીર્તન ૯૦ મું.

એ છબિલાથી શુ રહે છાનું,
તાહારૂં કપટે કળે મન માહાનું. એ૦ ધૃ૦
જો કસતણી પ્રેરી કપટે વ્રજ,
૪ઉલુકિકાચટ આવિ.
કમનિય વેશ કર્યો પણ કૃષ્ણે,
પ્રાણ હરયા પય ધાવી એ૦ ૧
વછતણેરૂપે વછાસુર,
આવિ વછમાં અટકયો
કૃષ્ણે કર લઈ કપીચ્છ ઉપર,
પગ પકડીને પટકયો. એ૦ ૨

---

૧ તુલસીદાસ ૨ નૃસિંહમેહેતા. ૩ પીડા. ૪ પૂતના.

વૃંદાવન સમ છબી વિતર્કિ,
[1]અઘવદને વત્સાદિ.
ગયાં તોહ્યે તેમને જીવાડયાં,
મરઘો બે મર્યાદિ. એ. ૩
સૂર્પણખા સુંદર તનુ ધરિને,
આવિ કરામત્ય કળવા
તેના કર્ણ નાસિકા કાપ્યા,
તેહેનુ તેહેને ફળવા. ઓ૦ ૪
માટે કપટ તજી માધવને,
અનન્ય લહિ આરાધો.
કૃષ્ણરામ એ કૃષ્ણ કૃપાથી
સમય સફળતા સાધો ઓ૦ ૫

---

## કીર્તન ૯૧ મુ.

હરિ તુંને પ્રસન્ન તે કયમ થાય,
તાહારા અતર કપટ કળાય હ ધ.
વૈષ્ણવ વેષ ધરિને વપુયે
કનક તણો હોય કામી.
નારિ [2]નિરય ગર્ત્તને ઇચ્છે,
હ્રદયે રહે હરામી હ ૧
કૃષ્ણ કથામા રૂચી કરે નહિ,
કરણ સુધા સમજાણિ
લોકતણી લવલવથી લવતો,
વિષય વિનોદ વિખાણિ. હા ૨
[3]શિષ્નોદરની સેવા સાધે,
અષ્ટ પ્રહર અથડાતો

---

૧. અઘાસુરનુ મુખ વૃંદાવન જેવુ દેખી ગોવાલ પેઠેલા. ૨. નર્કના ખાડરૂપ ૩. વીષય માટે.

કળિ મળહારિણિ કૃષ્ણ કીર્ત્તને,
ઘડી ઠરી નવ્ય ગાતો. હ૦ ૩
સત્પાત્રોને સન્મુખ ન રહે,
સદવસ્તુ નવ્ય અરપે.
ધર્મ બહિર્મુખ રળિ તે ધનથી,
તૂ તાહારાને તરપે હ૦ ૪
પ્રભુ પ્રીત્યર્થ ન પઇસો ખરચે,
મુમત્ત માંને મોટો,
હરિ વિમોખોથિ હેત કરી તૂં,
ખેલે ખેલતે ખોટો હ૦ ૫
તુ તાહારે કલ્પે મત ચાલે,
વેદ વચન ન વિચ્ચારે
કરૂણા સિંધુ કૃષ્ણચંદ્રને,
કુટિલ ભજીશ તું કયાહારે. હ૦ ૬
સર્વ તણું સિદ્ધાત એટલુ,
કૃષ્ણ આશરે તરવુ.
કૃષ્ણરામ કહે કૃષ્ણ વિમુખને,
જીવ્યાથી ભલું મરવું. હ૦ ૭
ll ૨૦૫ ૧૬.

---

## કીર્તન ૯૨ મુ.

કરય હરિ કીર્ત્તનને, કીર્ત્તનને,
જો શુદ્ધ થવુ ચ્યાહે મનને, ગા હરી કીર્ત્તનને. ધૃ.
જે ફળ પામે નહિ તીર્થોમા,
ત્રિકાળ નિત્યે નાહાતા
તે ફળ તુજને તરત મળે,
ઘર બેઠાં હરિગુણ ગાતા. ગા૦ ૧
હય મેધાદિ યજ્ઞ કરેથિ,
જે ફળ ન મળે કામે,

તે હરિ કીર્ત્તન શુણી તે ગાતે,
સદ્ય અભયતા પામે ગા૦ ૨
જે ફળ ન મળે સુવર્ણ હીરા,
ગો હય [1]કરિ ભૂદાને,
તે ફળ તુજને તરત મળે જો,
ગાતે હરિ ગુણ ગાને. ગા૦ ૩
તપો આચરચે તાપ સહ્ય જે,
ફળ નવ્ય પામે વેગે;
તે ફળ તુંને સહજમાં મળશે,
સદ્ય વિના ઉદ્યોગે. ગા૦ ૪
કૃષ્ણ કીર્ત્તિમા મન મેલ્યેથિ
પાપ પ્રચંડ પળાશે,
કૃષ્ણરામ કહે કૃષ્ણ કીર્ત્તને,
સન્મુખ [2]સુર સહુ થાશે. ગા૦ ૫

॥ ૨૦૫ ॥

---

# શિક્ષાના કીર્તનો.

## કીર્તન ૯૩ મુ.

ઇશ ઇચ્છાયે આવે સુખદુઃખ,
ઇશ ઇચ્છાયે આવે,
નિમત્ત માત્ર ઉદ્યમ તે સઘલા,
ન્યૂનાધિક ન બનાવે. સુખ ૧
સગરને[3] ગર્ભ વિષે ત્યહા દીધુ,
અપરમાતાયેં ઝેર.
ઉદ્યમ બિનતે ઉદરે પચિયુ,
માધવજીની એ મહેર. સુખ. ૨

---

૧ હાથી ૨ દેવ ૩ સગર રાજાને.

સાઠહજાર તે સગર તણા સુત,
હય શોધવાને નિકલિયા;
એકે કાલે તે ઈશ ઇછાયે,
વગર વન્હીયે બલીયા. સુખ. ૩
લાક્ષાગ્રહથી પાંડવ નીકળ્યા,
અગ્નિની નાવી આંચ,
પંથીજન તે માહે પ્રજલીયા,
માત સહિત સુત પાંચ. સુખ. ૪
બ્રહ્મ અસ્રથી પરિક્ષિત ન બલ્યો,
કલિ જેના વશમાં વશિયો,
સહજમાં વિપ્ર પૂત્રને શ્યાપે,
દેહે તેનો તક્ષકે દશિયો, સુખ. ૫
જન્મેજયે જ્યારે તક્ષ્યક હણવા,
સર્પ સત્ર તે કીધો,
ઈશ ઇછાયે બીજા બલિ ગયા,
એહેને ઉગારી લીધો. સુખ. ૬
બલીષ્ટમાની યે ઇશ ઇચ્છાને,
યત્ન તણું શુ જોર;
કૃષ્ણરામ કહે કૃષ્ણના કરમા,
દેહી માત્રના દોર. સુખ. ૭
વી ૫ ૫ ૧૫

---

## કીર્તન ૯૪ મુ.

પોતાને ક્રોધે બલશે પ્રાણી,
પોતાના ક્રોધે બલશે,
વિષમ દ્રષ્ટિયે વૈર કરે તે,
જેહેવું તેહેને ફલશે. પ્રા૦ ૧
ધ્રુવ ઉપર સુરૂચિયે કીધી,
દાવેથી દ્રષ્ટિ કરાલ,

તે ધ્રુવ રાજ્યને ધ્રુવપદ પામ્યો,
સુરૂચી[1] મરિ સહુબાલ. પ્રા૦ ૨

દુર્યોધને દ્રૌપદીને [2]દૂભ્યા,
પાંડવને પણ પીડયા;
અર્દ્ધાઇ એકાદશ અક્ષોહિણી,
સો ભાઇ સાથ્યે હીડયાં. પ્રા૦ ૩

[3]દ્રષ્ટબુદ્ધિયે ચંદ્રહાસને,
મારા મુકયા સ્થલ નૂધી;
ચંદ્રહાસ મલ્યો રાજ્ય ને કન્યા,
સસુત મરયો દ્રષ્ટબુદ્ધિ પ્રા૦ ૪

વાલિયે સુગ્રિવને સંતાપ્યો,
દારા હરી તેની દાજ્યે,
મારયો ગયો વાલી મહા બલીયો,
સુગ્રીવ બેઠયો રાજ્યે. પ્રા૦ ૫

[4]માગધે વીસહજાર આઠસે હે,
રૂંધ્યા ગિરિ મધ્યે રાજા,
જોરાવર જરાસંઘ મરાંયો,
મહીગો તણી રહી માઝા. પ્રા૦ ૬

એહેવુ જાણીને ઇરષા ન કીજે,
સમદ્રષ્ટે અવલોકી,
કૃષ્ણરામ કહે કૃષ્ણ સદા છે,
ચિંતકને શિરે ચોકી. પ્રા૦ ૭

વી. ૨૫ ૫ ૧૫

---

૧ ધ્રુવની ઓરમાન મા અને તેના ઉત્તમ નામે પુત્ર સાથે ૨ દુઃખી કરયા ૩ દ્રષ્ટબુદ્ધિ નામનો દીવાન હતો તેણે ૪ જરાસંઘ રાજાયે.

## કીર્તન ૯૫ મું.

સંકટને સુખ લેહે છે વિરલા,
સંકટને સુખ લહે છે;
ઇશ્વરનો ઉપકાર માંનિને,
વિષ્ણુથી સન્મુખ વહે છે. વિ૦ ૧
કુતીયે કુંતી કુઅરે ભોગ્યા,
કષ્ટ માગ્યા વલી કષ્ટ;
કષ્ટમા કૃષ્ણ સભારયા તેમને,
દેવે કરી દયા દ્રષ્ટ વિ૦ ૨
શ્રીદામાયે માહા સકટ ભોગ્યા,
દરિદ્ર દુઃખ અપાર,
સર્વકાલ શ્રીનાથ સભારયા,
શ્રીધરે કીધી [1]સાર. વિ૦ ૩
અગરાયને [2]અંગજ ઉપજયો,
[3]વેન માહા વિપરિત.
[4]વિતૃષ્ણ થઇ વિષ્ણુ ભજ્યા વન જઇ,
પરમેશ્વરે કરિ પ્રીત્ય,
વિસહજાર આઠસેં હે રાજા,
માગધે બધને જકડ્યા,
ત્રિભૂવનનાથ ભજયા ત્યારે તેમના,
પુરુષોત્તમે કર પકડ્યા વિ૦ ૫
નરકાસુરે જ્યારે કીધિ નિરૂંધન,
સોલ સહસ્ર શત [5]બાલા;
કષ્ટમા કૃષ્ણ સંભારયા તેમના,
હરિ શુ મલ્યા હાથે [6]વાલા. વિ૦ ૬
એમણે ન અન્યનો અવગુણ આણ્યો,
ગુણ ગ્રહી લીધો જ્ઞાને.
કૃષ્ણરામ કહે કૃષ્ણ વિમુખ તે,
અન્યનો અવગુણ માંને વિ૦ ૭
વાં ૫ ૫. ૧૬

---

૧ સહાય. ૨ પુત્ર ૩ વેન નામે પુત્ર ૪ નિરાશ ૫ સ્ત્રીઓ ૬ કૃષ્ણ.

## કીર્તન ૯૬ મું.

કા ન ભરૂસો માને હરિનો,
કાં ન ભરૂશો માને,
હું કરતા લહિ સાહંકારે,
શઠ ભટકે છે શાંને. હરી૦ ૧

જઠરાનલથી જેણે ઉગાર્યો,
સાજ [1]સંમાર્યાં સારાં,
એશ કરી જેણે બાહાર્ય નીકાલ્યો,
અખિલ ઉઘાડયાં બારા. હરી૦ ૨

માતુ પયોધરે પય જેણે પ્રગટયું,
વઈરીમાં ઉદયું વાહાલ,
દેહ પુષ્ટ કરીને દ્રઢ કીધો,
જે તું હતો બેહાલ હરી૦ ૩

મન આદીની વૃત્તિયો ઉદયી,
વાંણી ઉઘાડી સ્પષ્ટ,
અન્નાબર આકલ્પે મેલવ્યા,
કાપ્યા જેણે સર્વ કષ્ટ. હરી૦ ૪

વ્યાપારોની વૃત્તિ જગાડી,
પેખાડી સરવ પરીક્ષા;
વેદશાસ્ત્રને પુરાણ પ્રગટયા,
ઉપજાવા [2]અન્વીક્ષા. હરી૦ ૫

સમયે સમયે સાચવી લીધો,
અંગ અનૂપમ આપી;
કૃતઘ્ન થઇ તૂં તે કેશવને.
કા આદરે ન અદ્યાપી હરી૦ ૬.

જો એહેમાનૂં તે શુ કીધું,
આ શુ ધરે અભિમાન,
કૃષ્ણરામ કહે કૃષ્ણ સંભાર્યે,
આપે અભયપદ દાન. હરી૦ ૭

વી. ૫ ૫. ૧૬

---

૧ શરીરના અવયવો-સાચવ્યા ૨ શાંતી.

## કીર્તન ૯૭ મું.

પુર્વ પૂણ્યે કોય સમજે અંતે,
જેહને કરૂણા કરી હોય સંતે. ધ૦ ૧
પુરૂરવા ઉર વશિનો કામિ,
[1]વપુ કેરી જેણે લજજા વામી;
સત્સંગે તેણે સાયુજય પામી પૂ૦ ૨
યયાતીને એહેવી કામના વ્યાપી,
જરા અકાલે સુતને આપી,
કૃષ્ણને મલીયો તે સત મેલાપી. પૂ૦ ૩
ચિત્રકેતુ સુતનો અધ્યાસી,
[2]અર્ભક માટે થતો તો ઉદાસી,
સત સગે થયો વૈકુંઠવાસી પૂ૦ ૪
પ્રાચીનબર્હિ કીચમાં કલિયો,
ગમ્ય વિના ગુણ માંહે ગલિયો,
સતસગે તે તો મોક્ષને મલિયો. પૂ૦ ૫
કદર્ય વિપ્ર ધનાર્થી આપે,
ધન જોડંતો રલીને પાપે,
સત કહેવાયો સંત પ્રતાપે. પૂ૦ ૬
સંત સમાગમે જે જન સજશે,
નિષ્ટુર તે પણ સત નિપજશે;
કૃષ્ણરામ જો કૃષ્ણને ભજશે પૂ૦ ૭

વી ૬ ૫ ૭

---

## કીર્તન ૯૮ મું.

સદ્ગુરૂ શિક્ષા માનવા લાયક,
નિશ્ચય કરયેથી તે નિર્ભયદાયક. સ૦ ધૃ૦ ૧
રહુગણે માની ભરતની શીક્ષા,

---

૧ શરીર ૨ પુત્ર

અનાયાસે ઉપજી અન્વીક્ષા,
દેવ રીઝે તેહેવી પામ્યો દીક્ષા. સ૦ ૨
દત્તની શીક્ષા યદુયે માની,
ગુણ કર્મોની મીટી ગઈ ગ્લાની,
દ્વંદ મિટયુ ગમ્યે થયા જ્ઞાની સ૦ ૩
કપિલદેવની શીક્ષા સારી,
દેવહુતિએ દિલમા ધારી,
નિર્ભય પામી વપુ થયું [1]વારી. સ૦ ૪
પાડવે માની ભીષ્મપીતાની,
જ્વાલ શમી ચિત્ત ચિંતા ચિતાની,
ગમ્ય ઉઘડી ઘટમા ગિતાની. સ૦ ૫
ધ્રુતરાષ્ટે તે માની વિદુરની,
અંતે મિટી ગઇ બુદ્ધિ અસુરની,
[2]અક્ષિયો ઉઘડી આપે ઉરની સ૦ ૬
માટે જયે સદગુરૂને શીર નામે,
શીક્ષા લહ્યેથી વેદના વામે,
કૃષ્ણરામ તે કૃષ્ણને પામે. સ૦ ૭

વી. ૬ ૫ ૭

---

## કીર્તન ૯૯ મુ.

પરને પીડે તે આપે પિડાશે,
સત પીડયેથી અમલા જાશે. પ૦ ધૃ૦ ૧
[3]ભરત વીપ્રને નિશાદોયે પકડયા.
કાલી સમીપે મારવા જકડયા,
કાલિયે કીધા તે કોલીના કકડા. પ૦ ૨
સહસ્ત્રાર્જુને જમદગ્નિનિ ધેનુ,
હઠયે હરી છે પ્રગટ બલ જેહેનુ,
સેના સહિત શીર ઉતરયું તેહેનુ પ૦ ૩

---

૧ જલ ૨. આખ્યો. ૩ જડભરત.

તેહેના અચુત સુતે તે કીધુ એહક;[1]
ભાર્ગવનું શીર કાપિયું જોઇ તક,
તે સઘળાના કપાયા મસ્તક. પ૦ ૪
કંસે દેવકીના સુત ષષ્ઠ,
ભૂમી પછાડયા કરયુ જો કષ્ટ,
આઠ અનુજ સહુતે થયો નષ્ટ. પ૦ પ
કાલયવનતણી મોટી ખ્યાત,
મુચકુંદને જયારે મારી લાત,
આપે બળીને તે થયોનિપાત પ૦ ૬
તે માટે પીડા ન કરીયે કોઇને,
ધોખો સ્વપરનો નાંખિયે ધોઈને,
કૃષ્ણરામ કૃષ્ણ સઘલે જોઇને. પ૦ ૭
ટી. ૬ ૫ ૫

## કીર્તન ૧૦૦ મું.

વિપ્રતણી ન અવજ્ઞા ચ્હાવી,
જયે ચ્યાહાશે તેહેનું ભલૂ ન ભાવી. વિ૦ ધ ૧
જયને વિજય હતા વૈકુંઠવાસી,
[2]વિપ્ર રોકયા તેમણે કરીને હાશી,
અસુર થયા તે તો જોજયો તપાસી વિ૦ ૨
વિપ્ર તણૂ જોવા પુરૂષાતન,
[3]સાબાદિકે છલ્યા [4]વિપ્ર સનાતન,
યાદવકુલ તેણેં થયું નીપાતન વિ૦ ૩
નલકૂંવર મણીગ્રીવ બે યક્ષ,
રહ્યા નિરંકુશ [5]વિપ્ર સમક્ષ,
તેથી થયા તે બે અર્જુન વ્રક્ષ વિ૦ ૪
[6]પ્રસાદ માલા ન રાખી ઠીક;

૧ જખરૂ. ૨. સનત્કુમાર. ૩ કૃષ્ણપુત્રો. ૪. રૂષીયો. ૫ નારદ. ૬ દુર્વાસાએ પુષ્પહાર આપેલો.

ઇંદ્ર વહ્યો આજ્ઞાથી ૧અલીક,
તેણે થયા સહુસુર ની શ્રીક. વિ૦ ૫
શીઘ્ર સ્વરગની રલવારિદ્ધિ,
નહુષે અવજ્ઞા વિપ્રની કીધી,
તેથી તેણે અજગર તનું લીધી. વિ૦ ૬
વિપ્ર તે માધવજીનુ મુખ છે,
માટે અવજ્ઞા કરતા દુઃખ છે,
કૃષ્ણુરામ કહે સેવ્યે સુખ છે. વિ૦ ૭
વી ૯ ૫ ૫

## કીર્તન ૧૦૧ મુ.

માહારા મન માંનજેરે,
સત્ય શાસ્ત્રની શિખામણુ મા૦ ૧
તું તો યુક્તિયે ધારી જોજેરે,
ખોળ્ય કરીને ખલતા ખોહોજેરે;
તાહારે મનને તું કલિમલ ધોજે. મા૦ ૨
તું તો ધીર્ય ધરી જોને ધારિરે,
વેદાંતના વાકય વિચ્ચારીરે,
તું લે તાહારા સ્વરૂપને તારિ. મા૦ ૩
જેને માહારૂ માને છે તે માયારે,
સુત સુંદરિ કનક ને કાયારે,
ઘટે ઘાલતા કઇક ઘલાયા, મા૦ ૪
માયા કાઇનુ કાઈ સમજાવેરે,
અવલી આશા ઉપજાવેરે,
વસ્તુ ભૂલાવી ભ્રાતી ભજાવે. મા૦ ૫
સુત રૂપનુ સાભલ્ય સૂત્રરે,
જે વિના ગતિ નહિ ૨ઇહા મુત્રરે,
તે તો પરખ્ય કિયો એ પૂત્ર. મા૦ ૬

૧ લકડો ૨ આલોક ને પરલોક.

પુનામ નરક સસારરે,
એ થકે જે કરે ઊદ્ધારરે,
પુત્ર પ્રેમ તે કૃષ્ણાકાર માο ૭
જેથી ઊઘડે આવર્ણ કપાટરે,
ત્રણ્ય રૂણુના મિટે ઉચાટરે,
ગાલી ઊતરે થાય ઘેઘાટ માο ૮
મેહેલ મનમાં વધે મંગલરે,
૧પળે ૨પાપપિત્રાઇનુ બળરે,
નવ્ય ચાલે કરમનાં કળ માο ૯
વાસના મુખે ૩વન્હિ દાનરે,
અત સમે ઉદય કરે જ્ઞાનરે,
પિંડ પ્રષ્ટે મુકાવે માન માο ૧૦
આ લોકનિ આચ મિટાડેરે,
પરલોક થકી નવ્ય પાડેરે.
પ્રભુપદ પર્યંત પોહોચાડે માο ૧૧
જેથી મીટે વાઝીયા ગાળરે,
ઊલટા ૪અધ્યાસની આળરે,
પૂત્રને તે કહ્યા પ્રતીપાલ. માο ૧૨
તેણે સહિત હશે સુત કોયરે,
જ્યમ ધૃત ભરીયો ઘટ હોયરે.
તે તો તાત તણૂ વિષ ધોય માο ૧૩
જેને અર્થે કહ્યા કથા યજ્ઞરે,
બાધા સઘળી પહ્રી કરે પ્રજ્ઞરે
તેને શાસ્ત્ર શુણી લહે તજ્ઞ. માο ૧૪
માયાયે કરયો મનમા મેલરે,
તેણે દાખવ્યો ફોકટ ફેલરે,
સુત સમજી સકાય ન સહેલ માο ૧૫

૧ જાય ૨ પાપ રૂપી પીત્રાઇ. ૩ વાસનાને બાલી નાખે. વાંઝીયા ગાળ રૂપી ઉલટા અધ્યાસ છે તે જાય

ભરંયા મેદ ચરમ મળમૂત્રરે,
પિંડ પંચભૂતનો પૂત્રરે,
તે તો કરે કૃતારથ [1]કુત્ર. મા૦ ૧૬
જે છે જીવ પૂર્વનો રૂણિયોરે,
તે તો બેટા રૂપે આજ બણિયોરે,
તેને અજ્ઞ જને સુત ગણિયો. મા૦ ૧૭
જેના મળમુત્ર નિત્યે ધોવાંરે,
વાધો પાડિ વાહાલાને વગોવારે,
રોગે રગડાતો દેખિ રોવા મા૦ ૧૮
સેહેવિ અન્ય તણી ઓશીયાળોરે,
વળિ ગુણહીણા તણી ગાળોરે,
એ તે પુત્ર કે પાપનો પાળો. મા૦ ૧૯
ખાય સદ્વસ્તુ ખુણે પેશિરે,
જાય જોવાને કાંધે બેશીરે,
રાગ ઉપજાવી નાખે રેહેશી. મા૦ ૨૦
[2]ઓલંભા અનેકના લાવેરે,
બડબડ બહુ વિધનિ બકાવેરે,
કદિ કૃષ્ણ ચિંતન ન કરાવે. મા૦ ૨૧
માને [3]શીગડી શીરે ધરે બળતિ રે,
વાસે ભુજ બંધાવે વળતીરે,
ભૂત સરખી કાહાડે કળકળતી મા૦ ૨૨
પાગ માતના તાતની દાહાડીરેઃ
રંગિ આડય કરાવે આડીરે,
કળે કરિને કનક લ્યે કાહાડિ મા૦ ૨૩
પછી ઘરડા કરીને થાપેરે,
બાહારય જમવા જવાય ન આપેરે,
કરે સંકટ નિત્ય સંતાપે. મા૦ ૨૪

---

૧ કયાથી ૨ ઠપકા ૩ બળીયાની બાધા. માથે સગ્ડી બળતી લઇ જવું વિગેરે.

૧આપે રહ્યો અધર્મે જ્યે દામરે,
તેનો ધણિ થઇ બેસે ધામરે,
ઘરડા તાતને કરે ગુલામ. મા૦ ૨૫
જીવતાં બહુ વિધથી બાળેરે,
ખરે મારગે જાતા ખાળેરે,
તે તો પુત્ર પછી શુ પાળે મા૦ ૨૬
કહ્યો પૂત્રોત્પન્ન પુરાણેરે,
તે શુ સ્વાધિન સુત થવો જાણેરે,
શાંને ૨અર્ભને પુત્ર પ્રમાણે મા૦ ૨૭
રૂણી હોય તો લેવા આવે ધામેરે,
કલેશ ઓળખી તું રખે કામેરે,
પુત્ર પ્રેમ કહયો કૃષ્ણરામે. મા૦ ૨૮
વી. ૧૭ ૫ ૧.

---

## કીર્તન ૧૦૨ મુ.

હવે સુદરીને કહું સૂધિરે,
કરિ નિર્ણય શાસ્ત્રમા નૂધિરે,
અજ્ઞ તૂ માને છે તે ઉધિ મા૦ ૧
પતિવ્રતા કહિ જ્યે પ્યારીરે,
તુંને તરત સકે જ્યે તારિરે,
ન્યાહાલી જોને તે કેઇ નારિ મા૦ ૨
આત્માને રહે અર્ધાગરે,
તે તો ૩શુદ્ધિબુદ્ધિ સર્વાગરે,
આળ ઉતારે કરી અપાંગ મા૦ ૩
કર શ્રીફળ ગ્રેહે શુણિ કરણુરે,
સાસરે ગયે ૪ગુરૂને શરણુરે,
તેહવિ પ્રેમંદાને તું પરણ્ય મા૦ ૪

૧ પોતે, ૨. એવા બાળકને ૩ શુદ્ધી બુદ્ધી એજ સ્ત્રી ખરી ૪ સાસરે જઈ પરણે તેવી રીતે નારીયેળ લેઇ ગુરૂને શર્ણ થઇ શુદ્ધીબુદ્ધીને પરણ્ય.

નમે ટેક રૂપિ ત્યહા નાંકરે,
કસાર મળે બિન શાકરે;
મિટે ધરમરાયની ધાક. મા૦ ૫
વસે અંત પુરમા અંવ્યક્તરે,
અન્ય વિષય પુરૂશથી વિરક્તરે,
નાથને ન્યાહાલે દિવા નક્ત મા૦ ૬
વસ્તુ સાચવે ઘટ ઘર માહાનિરે,
હરિ સ્મરણની હોય ન હાનિરે,
છલિ જાય ન કોથી છાનિ મા૦ ૭
જેહેનિ સંગે સાધે શુભ કરમરે,
પ્રેમ પૂત્ર જેથિ હોય પરમરે.
ચાલે નરથી નમતી નરમ મા૦ ૮
રામ રંગ સધાવે તે રામાર,
સહગમન કરે અંતે શામારે,
એ તે પત્નિ ને બીજી તે ભામા. મા૦ ૧૦
અહેવિ પરણુજ્યે [1]ધ્રુવની સાખ્યેરે,
અહેને રાખ્યો તું ને ત્યમ રાખેરે,
રઝલીશ કુઆરે એ પાખ મા૦ ૧૧
આતો નારિ નિરયની ખાણ્યરે,
જેથી હોય પદોપદે હાણ્યરે,
એ તો કામીજનો તણિ કાંણ્ય મા૦ ૧૧
બીજે તો ભૂંડો કહે ભર્ત્તરે.
રીઝી તો ચુથાવે ગર્ત્તરે;
નિત્યે નરને નચાવે [2]નર્ત્ત મા૦ ૧૨
દેખ્યે ડલકાવે ડાહાડચરે,
ખાંતિ ઘરચેથિ નાખે ખાડચરે.
ભોગ કરતા ભાગે હાડ. મા૦ ૧૩

---

૧ ધ્રુવજીની ગાલી એ તેમની પેરે [illegible] નૃત્ય,

જન્માતરનો હશે રિપુ જેહરે,
તાકતો આવિ તેનો તેહરે,
દારા રૂપ ધરી દમે દેહ. મા૦ ૧૪
અકલાવે ઊપાયી ૧અનંગરે,
વળગાડે વિધવિધ વ્યગરે,
ભજનાદિકને કરાવે ભંગ મા૦ ૧૫
જયે ચકે તે થાયે ચોરરે,
જણુજણનું ચાલે શિરે જોરરે.
ગળે પડે ઘણેરા ઘોર મા૦ ૧૬
ગમતા ઘરણા લે ઘેરિરે,
મરદી નાખે થઇ મેહેરિરે,
ઘણી જકડ કરાવે ઝેરિ. મા૦ ૧૭
બહુ મરડ બોલીને બાળેરે,
જીવતા જકડે જ જાળેર,
પાછલ વરસે આંસુ લીટ લાળે. મા૦ ૧૮
નોહ્યે નારિ એતો છે નરકરે.
ગંદાઈમા કરતી ગરકરે,
કાતા માન્યે વધશે કરક મા૦ ૧૯
૨કામધીવરે પસરિ એ જાલરે,
ધર્યું ઓષ્ટે માસ રસાલરે;
મત્તમર્ત્ય મત્સનો એ કાળ મા૦ ૨૦
જયેં મૃદરિ સરસ સ્વરૂપરે,
તે તો ૩તૃણાવરિત જયમ કપરે.
તેને અજ્ઞ તે માન્યે અનપ મા૦ ૨૧
માટે અહેની આસક્તિ તજીયેરે,
શાસ્ત્ર ગસ્કારે સદ્બુદ્ધિ ભજીયેરે,
કૃષ્ણરામ કેહે કૃષ્ણને યજીએ મા૦ ૨૨
ની ૧૯ ૫

---

૧ કામદેવ. ૨ કામદેવ રૂપી પારધી. ૩ ઘાસથી ઢકાયેલો કુવો.

## કીર્તન ૧૦૩ મું.

હવે કનકતણી કહું રીતિરે;
જેથી થાય અભય વળી ભીતિરે,
તેની ન્યારિ ઓલખવી નીતિ. મા૦ ૧
ધારચ ધર્મ એટલું ધંનરે,
જયેથિ જોખ્યમ વામે જનરે.
મેલું થાય ન જેથી મંન. મા૦ ૨
બાધ્યું નવગ્રહુ શીશે જણાયરે;
નમે સત પુરૂષને જે પાયરે,
કર્ણ કુંડળ કૃષ્ણ કથાય મા૦ ૩
કઠમણિ ગોવિંદનુ ગાન રે,
હૃદે હારશ્રી હરિનું ધ્યાનરે,
કરે કંકણ કરવુ જયે દાન. મા૦ ૪
દંત રેખોને સાચી વાણીરે,
પ્રભુ પુજાતે [૧]મુદ્રિયો પાણિરે,
પીડા ભંગતે પૂહુચ્યિયો જાણિ મા૦ ૫
કટિ કિંકિણિ સ્રીનિ ન તાણયરે,
બાજુબંધ ન કરવી હાણયરે,
પદ નૂપુર તીર્થ પ્રયાણ. મા૦ ૬
[૨]વક્ષ દુગદુગિ વિષય વિરક્તિરે,
હેમ સાકલિ ભગવદ ભક્તિરે,
મુક્તામાળા તે ઈશિ આશક્તિ. મા૦ ૭
કરે કડા કરે નમસ્કારરે,
ઉરપદક તે પરઉપકારરે,
ધનિના એ સોળે શણુગાર મા૦ ૮
કરે કૃષ્ણાર્પણ જે કરમરે,
માહુલો સમજીને મરમરે,
તેને ચિત્તે ન ચોટે ચરમ મા૦ ૯

---

૧. વીંટિયો વદ. ૨. હૃદયનો મોટો હાર.

કર્યાં પૂર્વ જન્મના જયે પાપરે,
તે તો પ્રારબ્ધ થઇ કરે તાપરે,
તેને એ અવલોકે આપ. મા૦ ૧૦
દુઃખ સુખ ભોગે જયે શરીરરં,
વલિ અન્ન વસ્રને નીરરે,
તેને પ્રારબ્ધ ધારે ધીર મા૦ ૧૧
ક્રિયમાંણુ થોડે મલે જયેહરે,
પુર્ણ્ પાપ પૂણ્ય ફળ તેહરે,
ભોગ્યે છુટયે એ નિ સ દેહ મા૦ ૧૨
મધ્યમથી મળે મધ્યમરે,
સ્વલ્પનુ મળે ત્યાહા અતી શ્રમરે.
મેઘ સરિત કુપોદક જયમ. મા૦ ૧૩
અતી આયાસેં જયે નોહ્યે લબ્ધરે,
જયમ ફળ વરજીત તરૂ સ્તબ્ધરે,
તેતો કેવળ શુષ્ક પ્રારબ્ધ મા૦ ૧૪
હોય સુખ દુઃખ વૃદ્ધિને હાનિરે,
જય પરાજય હર્શને ગ્લાનિરે,
એ તો ભોગવુ પ્રારબ્ધ માનિ. મા૦ ૧૫
આગંતુકે અધિક એ થાય રે.
પણ મુળ પ્રારબ્ધ ન જાય રે,
કૃષ્ણુ ભજને કળે ભોગાય. મા૦ ૧૬
ક્રિયમાણુ કહ્યા વેદે જયમરે,
જેના જયમ છે વરણાશ્રમરે,
તે તો કરતા ત્યમના ત્યમ. મા૦ ૧૭
તેણે આગતુક દુ ખ વામેરે,
પ્રારબ્ધને કેવળ પામેરે,
ક્રિયમાણુ લખાયે નામે. મા૦ ૧૮
તે તો કળથી કૃષ્ણુને અરપ્યરે,
તત્વાદિ તે અરથે તરપ્યરે,
નહિ તો યમરાયનો છે ડરપ મા૦ ૧૯

આશયને શુદ્ધિ કરવારે,
ક્રિયમાણ કહ્યા તે તરવા રે,
મધ્યે પ્રારબ્ધ તે પેટ ભરવા. મા૦ ૨૦
ફળ તૃષ્ણા વિના કર્મ્યા કરિયેરે,
ભોગિ પ્રારબ્ધ અતે તરિયેરે,
નહિતર પુણ્ય પાપને વરિયે. મા૦ ૨૧
હું કરતા કહેવુ અભિમાનેરે,
મૂકિ દીજીયે શાસ્ત્રની સાનેરે,
દાસ હરિના થઈયે જ્ઞાને મા૦ ૨૨
નિર્નિમિત્ત સુખ દુખ થાયરે,
જેનું કારણ કલ્યુ ન જાયરે,
તે તો મોટાની લેશ કૃપાય. મા૦ ૨૩
જે કાળે જેહ થનારૂ રે;
તેનુ બધકને નહિ બારૂ રે,
પણ સંતસગે થાય સારૂ મા૦ ૨૪
ખળસગે જે થાય ક્રિયમાણરે,
તેથિ હોય નવી નવી હાણ્યરે,
સંત સગે હોય કલ્યાણ મા૦ ૨૫
કળ કરમની વિધિયે રચેલીરે,
અજ્ઞ સુજ્ઞનિ મતિ કરે મેલિરે,
નાખે તે જન્મ જન્મમા ઠેલિ મા૦ ૨૬
તેથી અજ્ઞ તણાણા જાયરે,
પૂર્વ સ્મરણ સજ્ઞને થાયરે,
સુજ્ઞે સાધન શુદ્ધ સધાય. મા૦ ૨૭
સુજ્ઞ મૂક્ત થાય પછિ ત્યાથિરે,
અજ્ઞ આથડે આથિ આથિરે,
ભ્રમે નિકળે નહિ ભવમાથિ. મા૦ ૨૮
સંત સેવ્યે સ્વાગ બદલાયરે,
પણ પ્રારબ્ધ નવ્ય પલટાયરે,
કહિ કાલાંતરે પણ થાય. મા૦ ૨૯

પ્રારબ્ધ પ્રભૂ નવ્વ ટાળેરે,
પણ અશક્ય હોય તે આલેરે;
સંચિત તો સેવકના બાળે. મા૦ ૩૦
ક્રિયમાણ કુટીલને કાહાડેરે,
પ્રારબ્ધને સહજ પોહોચાડેરે,
હદિ રસિક પ્રેમને રમાડે. મા૦ ૩૧
હરિ કીર્ત્તન શુણતા ગાતારે,
શરણ સત્ય ભાવથી થાતારે,
પૂર્વ પાપ ખસે લાત ખાતા. મા૦ ૩૨
કૃષ્ણાર્પણ હોય ક્રિયમાણરે,
બળિ જાય સચિતનિ ખાંણયરે,
પ્રારબ્ધનુ ભોગે પ્રમાણ. મા૦ ૩૩
જન્માંતરે માનવ દેહરે,
ત્યહાં પાપ પુણ્ય કર્યા જેહરે,
અણભોગેલાં સંચિત તેહ મા૦ ૩૪
જે જે સુક્ષ્મ સ્વરૂપ બનેલાંરે,
ક્રિયમાંણે ત્યહાં જે જે કરેલારે,
થયાં સંચિત અણભોગેલાં. મા૦ ૩૫
કાહાડયાં તેટલા પ્રારબ્ધ ભોગાયારે,
કર્યા તે ક્રિયમાણ કેહેવાયાંરે,
શાસ્ત્ર સમજણે એ ઓળખાયા. મા૦ ૩૬
જેવા ઇંદ્રિ વ્યાપાર જણાયરે.
તેહેવિ ચિત્ત વૃત્તિ ઓળખાયરે,
તેહેવુ પ્રારબ્ધ કર્મ કળાય મા૦ ૩૭
જેવા સ્વપ્ન મનોરથ ચિત્તરે,
અવલોકાયે અઘટિતરે,
તેવુ સમજાયે સચીત. મા૦ ૩૮
જયહા ચિત્ત વસે હુંશિયારરે,
તરત શુણતાં હોય તૈયારરે,
તેણે સમઝાયે સંસ્કાર. મા૦ ૩૯

શુદ્ધ શાસ્ત્રને કેહે સમજાવિરે,
કે સમજે સુસગે આવિરે;
તેથી ભાસે ભલું જાયે ભાવિ. મા૦ ૪૦
હોય અઘટિતની ઘટનાયરે,
શ્રમ સ્વલ્પે સિદ્ધિ બહુ થાયરે;
તેથિ કૃષ્ણુનિ કરૂણા કળાય. મા૦ ૪૧
અણુચિંત્યું ઉદ્યમ વિના હોયરે,
સારે ભૂડું ભૂડે સારૂં કોયરે;
તેને ઇશ ઇચ્છા તું જોય. મા૦ ૪૨
જ્યમ થાતૂ ત્યમ ન થાયરે,
સારૂ ભૂડું તે બે બદલાયરે,
તે તો પુરૂશ પ્રયત્ન કહેવાય. મા૦ ૪૩
નિત્યાનિત્યનો થાય નિર્ધારરે,
હોય વૃક્તીયો કૃષ્ણાકારરે,
તેને માન્ય શાસ્ત્ર સંસ્કાર મા૦ ૪૪
ભલિ વાતે ન ઉપજે ભાવરે,
પ્રિછિ પણ ન કરે પ્રસ્તાવરે;
તેને માનજ્યે મલિન સ્વભાવ. મા૦ ૪૫
કરે દાન તીરથવ્રત દીવ્યરે,
ગાય ગમતા ગાયન [1]ગ્રીવરે,
તેણે સમજાય સ્વર્ગિ જીવ મા૦ ૪૬
મુખે [2]ભમો ચચ્ચો ભાખેરે,
રસ માંનિ [3]શ્યામ રસ ચાખેરે,
તેને પશુ પક્ષી તું [4]દાખ્યે. મા૦ ૪૭
જયે વિમળ જનોનો વેરિરે,
કષ્ટ પામે પમાડે કેહેરિરે,
તે જીવને જાણુ જયે ઝેરી. મા૦ ૪૮

૧. જીભ ૨. નઠારી ગાળો ૩. આભોગ. ૪ જો

માહારા માંની કરે દયા દાનરે,
ઉરમાં રાખે અભીમાંનરે;
તેને મનુષ જીવ તું માન. મા૦ ૪૯
પ્રેમિ પ્રભુનો મોટાનો મીત્રરે,
દીન દયાલ અળગો ઇત્રરે,
તે તો પ્રાણીને માન્ય પવિત્ર. મા૦ ૫૦

જેને કાંઈ નડે નહિ કષ્ટરે,
જેની વિશય ઉપર નહિ દ્રષ્ટરે,
તેને જાણજ્યે [1]યોગભ્રષ્ટ મા૦ ૫૧
જ્યે સમજાવ્યે થાય ન દક્ષરે,
જેહેનું દમનારા જ્યમે સમક્ષરે,
તેને જાણજ્યે વનનો વ્રક્ષ મા૦ ૫૨

છલનારાથી જાય ન રૂપીરે,
કહ્યું સમજે ન [1]કર્ણ કુલૂપીરે,
મોટય મમાને તે પર્વતરૂપી. મા૦ ૫૩
શુભાશુભનું ન જેહેને જ્ઞાનરે,
વૈર સહુથી અને સ્વાભિમાનરે;
શિશ્નોદર તરપે તે શ્વાન. મા૦ ૫૪

ઊર ઊઘડયાં ચક્ષુ અનંતરે.
જે છે અપાર કરૂણા વંતરે,
તેને જાણજ્યે સુંદર સંત મા૦ ૫૫
જેને કહ્યું ઉતરે કાંનરે,
સ્વલ્પ કહેતાં સમજે સાનરે,
તેને સત્સંગી ત માંન્ય. મા૦ ૫૬

જે કો સવલે અવળુ ધારેરે
મુખ મીઠું વદી ઘર મારેરે.
તેતો કુટિલ તરે નહિ કયાહારે મા૦ ૫૭

---

૧. પુર્વે અધુરો યોગ રહેલો.

બિનસ્વાદ કલેશેં વહે ભરરે,[1]
પ્રાહાર પાંમ્યે ન પ્રીછિ નરરે,
ભોગે કુભોગ તે પામર, મા૦ ૫૮
જયેઅખિલને જાણે [2]અરાતિરે.
છેક છલની ભરેલી છાતિરે.
ઇશવિમુખ છે તે આત્મઘાતિ. મા૦ ૫૯
જયેસમજે શિખામણ સારીરે,
જુવે આપેં આપ વિચ્યારિરે,
તોહે તૃષ્ણા તજાય ન ભારિ, મા૦ ૬૦
તેને પ્રારબ્ધ બળિયુ બાકીરેં
ભોગવવા રહ્યો છે તાકીરે,
તેને પ્રીતિ પ્રભૂની પાકિ મા૦ ૬૧
જેને વાધિયો વિમળ વિવેકરે,
ઊરેં આશા ન ઉપજે એકેર
તેતો તારશે પ્રાણી અનેક. મા૦ ૬૨
જે પરણીનેં કરે પ્રાહારરે,
વલીભોગવે વિષય વેહેવારરે,
તેતો જન્માતર નો જાર, મા૦ ૬૩
જેને ગોબ્રાહ્મણથી ગેષરે,
તેનેં દિન દિન વાધે દોષરે
તેનું મન કર્યું માયાયે [3]મોષ મા૦ ૬૪
જેનેમાત ઉપર નહી મેહેરરે,
તેતો જન્માતરે કરે ઝેહેરરે,
વનીતા થઇ વાળે વેર મા૦ ૬૫
જેને રામા ઉપર ઘણો રંગરે,
ભગતૃષ્ણા કરે તેને [4]ભગરે,
તે તો અવતરે તેહને અગ, મા૦ ૬૬
જેને પરદારા પર [5]મીટયરે,

૧ ભાર ૨ અપ્રેમી. ૩ મલીન ૪ ભાગ પીનાર જેવો ભોગી ૫ પ્રીત્ય

તે તો કામિનિ ઉદરે કીટરે,
થાય વિષનો ભરિયો વિટ. મા० ६७
જેનિ વૃત્તિયો કાંતાકારરે,
યુવતીનો જે ઘણો જારરે,
તેનો અબલાનો હોય અવતાર. મા० ६८
જે અધર્મેપર ધન ભોગિરે,
જર હરણ કર્યાનો યોગિરે,
તે તો અવતરે અંગે રોગી. મા० ६९
જયે ખાય [1]નિવારસું ધંનરે,
અન્યાયે આરોગે અન્નરે,
થાય દરિદ્રિ તે દિનદિન મા० ७०
જેનિ ગુરૂ પત્નિ શુ નજરરે,
તાકે બેહેન્ય દીકરીના દર રે.
તે તો ભોગવે ભગંદર. મા० ७१
ખાયે જયે દીકરિના દામરે,
લ્યે લાચો વેચાવિને ચામરે,
થાય [2]વિટ વેહેનાગે ગુલામ મા० ७२
જેને પરધન લીધું ઉધારરે,
વિધવિધ કરવા વ્યાપારરે,
પાછું નાપ્યું તો પામે માર મા० ७३
ઇચ્છા આપ્યાનિ પણ ન અપાયરે.
વિના વાંકે લુટાઈ જાયરે,
તો તો છુટે નમ્યેથિ પાય મા० ७४
ભોગિ અન્ન વસ્ત્રને ઘરરે,
નાપવાની રાખિ નજરરે,
તેથિ જાય ન જીરવ્યું જર મા० ७५
જેણે પ્રોનુ લીધુ વ્યાજરે,
દીન જન ઉપર ધરી દાઝરે,
તોન અંતે રહે નહિ લાજ મા० ७६

---

१ પારકું २ વિષ્ટા કહાડનારો

દેવ વિધવા વિપ્રના ધંનરે,
લેઇ અંતે ઓલવ્યાનું મંનરે;
તે તો પુંકે દેવાલું જન. મા૦ ૭૭
જયે કનિષ્ટ મરચ્યાની વસ્તરે,
શોખ કરવી ધારે સમસ્તરે,
તેનિ આબરૂ થાયે અસ્ત મા૦ ૭૮
જેને પચે પાપીનું અન્નરે,
અથવા દુષ્ટને આપ્યે ધનરે,
તેનાં બદલાઇ જાયે ચિન્હ. મા૦ ૭૯
સર્વ પ્રાણિને જયે કરે ત્રાસરે,
કરે ઘાત દેઇ વિશ્વાસરે,
તેની [1]રીદ્ધિનો થાયે હ્રાસ મા૦ ૮૦
જે લગાવે દીનને દાગરે,
નાપે વિપ્ર વન્હિને ભાગરે,
તેને [2]આલયે ઉઠે આગ. મા૦ ૮૧
જયે ધૂર્ત્તોને નામે શીશરે,
રાખે રસિક જનોથી રીસરે;
ખોઇ ઐશ્વર્ય થાય અનીશ. મા૦ ૮૨
જે હરિહર બ્રહ્મા ગણેશરે,
રવિ ચડી ઉપર કરે દ્વેષરે,
તેનું શ્રેયો જાય નિશેષ. મા૦ ૮૩
ભવ બ્રહ્મા હરીમા ભેદરે,
જે માનશે મન કરી ખેદરે,
તેને વસશે ન હૃદયે વેદ. મા૦ ૮૪
માનિ જીવેશ્વરમાં જુદાશરે,
[3]વાસ્તવ માનશે જયે વિલાસરે,
તેના છૂટે ન [4]સસ્ટતિ પાશ. મા૦ ૮૫

---

૧. વૈભવ ૨ ઘરમા ૩ ખરૂ. ૪ જન્મમર્ણ.

જાય વિપ્રનિ નિંદા [1]ચાહાવારે,
બીજાંને અધર્મ બતાવારે,
તેના ઘરમાં ઘટિ જાય ખાવા. મા૦ ૮૬
જયે કુટિલ કરીને કયાસરે,
હરિ હરિજનનાં કરે હાસરે,
તેનું સરસ્વ થાશે નાશ મા૦ ૮૭
જેની શ્રદ્ધા હરીમા સ્પષ્ટરે,
જે સકલ રહે સમદ્રષ્ટરે,
તેને કોય ન પીડે કૃષ્ટ. મા૦ ૮૮
જેને નિંદા સ્તુતિ નહિ કોહોનિરે,
કદી વૃત્તી નહિ પરદ્રો હોનિરે,
તેને નડે ન પીડા મોહોની. મા૦ ૮૯
જેને ઇંદ્રિ દમનની શક્તિરે,
[1]ઇશણાઓનિ નહિ આસક્તિરે,
તેના ઉરમાં વસે વિરક્તિ, મા૦ ૯૦
જે ભોગોને માને અભોક્ષ્યરે,
સ્વસ્વરૂપને સમજે મોક્ષ્યરે,
તેને ઇશ હશે [2]અપરોક્ષ. મા૦ ૯૧
જે અનુભવે ઉપનિષદુક્તિરે,
કામાદિકની ન ચાલે યુક્તિરે,
તેને હશે જીવતા મુક્તિ. મા૦ ૯૨
જે પ્રારબ્ધ રહેશે પ્રાશિરે,
વિષયોનો નહિ જે વિલાશિરે,
તેના ઉરમા ઉપજે ઉદાસિ. મા૦ ૯૩
ભોગે ભોગ અનિત્ય વિચારિરે,
હરિ કરૂણાનિ આશા ધારિરે;
તે તો ભક્તિ તણો અધિકારિ. મા૦ ૯૪
જેને નાથ નાંમનો સ્નેહરે,

---

૧. કામપણુ ભોગની ઇચ્છા. ૨. પ્રત્યક્ષ.

અન્ય ઉઠે નહિ સદેહરે,
માંન્ય પવિત્ર પ્રાંણિ એહ. મા૦ ૯૫
જેને દ્રઢ હરિનો વિશ્વાસ રે,
ઉરમા નહી અન્યની આસરે;
તે તો કેવળ હરિનો દાસ. મા૦ ૯૬
જેણે વચન વેદનું માન્યુરે,
દ્રઢ બાનુ હરિનું બાન્યુરે,
તેને યમથિ પડે નહિ પાનુ. મા૦ ૯૭
ક્રિયમાણે એ ઉવડે ત્યારરે,
હુને માહારાના પોષનારરે,
ઇંહા મુત્રના ફળદાતાર. મા૦ ૯૮
ચાલ્યે નિજ ધરમે મળે ભોગરે,
અન્ન વસ્ત્ર આરોગ્યને રોગરે,
હાનિ વૃદ્ધિ એ પ્રારબ્ધયોગ મા૦ ૯૯
ધન દારા પશુ પરિવારરે,
ગેહન્યાત્ય સગા વ્યાપારરે,
એ તો રૂણનો ઉતરવા ભાર. મા૦ ૧૦૦
ભણવુ ગણવુ ભાવ કુભાવરે,
માનગ્લાંનિ ને બુદ્ધિ બણાવરે,
યશ અપયશ એહ સ્વભાવ મા૦ ૧૦૧
વ્રત જપતપ તીરથ દાન રે,
જીવદયા વિવેકને જ્ઞાનરે,
સસ્કારની એ છે [1]સાન મા૦ ૧૦૨
એતો ત્યારે ખુલે ક્રિયમાણે રે,
તેથિ પ્રારબ્ધને પરમાણેરે,
ભલા ભૂડા તે જાણ્યે અજાણે મા૦ ૧૦૩
ભોગ્યુ તે પ્રારબ્ધ પ્રમાણુરે,
કર્યા જેટલાં તે ક્રિયમાણુરે,
અરપ્ય કૃષ્ણને થાય કલ્યાણ. મા૦ ૧૦૪

---

૧ નીશાની.

ભોગ્યે જાય પ્રારબ્ધનો મેલરે,
ખસે હું કરતાંનો ખેલરે
સમજાય સુસંગે સેહેલ મા૦ ૧૦૫

થાય અચિંત્ય અઘટિત કામરે,
પ્રસ્તાવ કરચે પરિણામરે;
તેથિ શોષ કરે નહિ રામ. મા૦ ૧૦૬

ક્રિયમાણ દૂષ્ટ રહે દૂરરે,
નિર્મલ મને વાધે નૂરરે,
પ્રભુ પ્રેમ કરે ભરપૂર મા૦ ૧૦૭

પછિ કામક્રોધને લોભરે,
ખશિ જાય પામતા ક્ષોભરે,
પછિ ચિત્ત ચચળ રહે [1]થોભ. મા૦ ૧૦૮

પછિ આશા ન ઉપજે એકરે,
વ્યાપે અંગોઅંગ વિવેકરે,
છગબુદ્ધિ મિટી જાય છેક મા૦ ૧૦૯

એહેવુ કરતા આવડે કયમરે,
સતસંગ કરે જો રમ્યરે,
શાસ્ત્ર સમજાય જયમનું ત્યમ મા૦ ૧૧૦

ષટ્ કરમની જાણે રીતિરે,
નિર્ણય કરી ચાલે નીતિરે;
તો તો બાજી સકાયે જીતિ મા૦ ૧૧૧

લૌકિકની સાભલ્ય લક્ષરે,
તે તો કરજ્યે દિલ થઈ દક્ષરે,
જયે પસરિ રહ્યા પ્રત્યક્ષ મા૦ ૧૧૨

ક્રિયા મૂસાળુ વિહિવા જનોઇરે,
સીમંત, ખરચ [2]મોહોજોઇરે,
વલિ મૃતકને રડવુ રોઇ. મા૦ ૧૧૩

---

૧ શરીર ૨ વગામાં ગોહીજને ગાવુ એક ગીત છે તે

શણગાર જયે કરવા સવાઇરે,
ઘર કરવાંને કરવિ નવાઈરે,
જણાં સહિત તેડવા જમાઇ. મા૦ ૧૧૪
વરઘોડા ઉડાવવા દારૂરે,
ઘાલિ મંડપને વરા વારૂરે,
ન લુટાઇયે સ્વલ્પને સારૂ. મા૦ ૧૧૫
અહેમાં અવશ્ય હોય તે કરીયેરે,
યશ અવયશ ચિત્તે ન ધરિયેરે;
તે પણ કૃષ્ણને અરપી તરિયે. મા૦ ૧૧૬
જેને માટે પડે વ્યય કરવારે,
તે સહુ રૂપે હરી દિલ ધરવારે,
ધારિયે રૂણ કર્મને તરવારે. મા૦ ૧૧૭
હવે સાભલ્ય કર્મ શારીરરે,
રાગદ્વેષ વિના ધરી ધીરરે,
કરવા મન રાખિ સ્થીર મા૦ ૧૧૮
જયમવા જયે ઊત્તમ પકવાન્ન,
દુશાલાદી પટ પરીધાનરે,
વળી દુગ્ધાદિકના પાન. મા૦ ૧૧૯
અરગજા ફુલેલ અત્તરરે,
મોરંબા બદામાદી ગ્યરરે.
ગુલકંદ મલાઇ સાકર. મા૦ ૧૨૦
નાલખી પાલખી ને રથરે,
એ થકે શો સરશે અરથરે,
અહેમા રખે ગમાવે ગરથ મા૦ ૧૨૧
જોઈ દેશ કાળને વરણરે,
અગ રહે ત્યમ કર્ય આચરણરે,
તેને પણ કર્ય કૃષ્ણારપણ. મા૦ ૧૨૨
દેહ દેવલ આત્મા દેવરે.

૧ ગર્ગ

તેને તરચ્ય તજી અહમેવરે,
સાધવા શ્રીધરની સેવ, મા૦ ૧૨૩

હવે કરમ કહું શુણ્ય કામ્યરે,
પડે રેહેવું દેવાદીને નામ્યરે,
તજી તેહેને પ્રભૂને પામ્ય મા૦ ૧૨૪
જેણે મળે પશૂસુત જાયારે,
ધન રાજ્ય દેવની કાયારે,
જ્યે મનોર્થ તે સઘળી માયા, મા૦ ૧૨૫

એણે યાતા યાત એ ફળરે,
શિરે ચાલે કાળનુ બળરે
તે તો ખસતી કરચ ખળભળ, મા૦ ૧૨૬
તેણે વંચે કાળને દામરે,
તેથિ કરજ્યે કરમ નિષ્કામરે,
વિષ્ણુ પ્રીતિથિ હોય વિરામ. મા૦ ૧૨૭
હરિયે આપ્યુ તેથી ધરી ૧તોષરે,
ભોગિયે તજી રાગને રોષરે,
કામ કામી ન કરચ આક્રોશ. મા૦ ૧૨૮

કહું નિષેધ કરમની વાતરે,
જેથી કઈકનિ ચ્યાહાત્રી ઘાતરે,
એથી અંતે થાયે નરક પાત. મા૦ ૧૨૯

જીવ જીવથી કરવુ ઝેરરે,
વપુ આદિને માટે વેરરે,
કઈ કઇનો કલ્પવો કેહેર, મા૦ ૧૩૦
એહેને મૂળથી મૂકી દિજેરે,
જેથી રામ રમાપતી રીઝેરે,
લક્ષ્ય ધરિને લાહાવો લીજે મા૦ ૧૩૧
સચરાચરેં હરિરહેં વ્યાપિરે,

---

૧ સતોષ.

ક્ષેત્રજ્ઞ રૂપેં એ ૧અમાપિરે
તેનેં પીડતાં થઈયે પાપી, મા૦ ૧૩૨
નિત્ય કરમ કહુ તે ધારચરે
હું કરતા પણુ તૃ હારચરે,
વસ્તુમાત્ર વિષ્ણુનાં વિચારચ, મા૦ ૧૩૩
સ્નાન સંધ્યા ષોડષોપચારરે.
કથા શ્રવણુનેં નામોચ્ચાર રે.
સંત સંગતિ વસ્તુ વિચ્યાર, મા૦ ૧૩૪
અગ્નિ હોત્ર અતીથિ પૂજંનરે,
આપવું અન્ન વસ્ત્રને ધંનરે,
પોષવુ હરિજાણી સ્વજન મા૦ ૧૩૫
દેવ દરશણુ નિત્ય તરપણરે
અનુચરનેં ઉપસરપણરે,
તજી ફળ કરચ કૃષ્ણાર પણ, મા૦ ૧૩૬
આપ્યું કૃષ્ણનુ કૃષ્ણને દીજેરે,
હુ કરતા પણું નચ્ય કીજેરે
એ છે કૃષ્ણ સેવા માનિ લીજે, મા૦ ૧૩૭
શુષ્ય નૈમિત્તિક નિરબાધરો,
પરવણિયે કરવાં શ્રાદ્ધરે,
મળ્યે પાત્રે અરપવુ ૨અગાધ મા૦ ૧૩૮
કહ્યે દેશે કાળે મહાદાનરે,
વ્રત ઉત્સવ તીર્થના સ્નાનરે,
કરચ તજીનેં નિજાભિમાન મા૦ ૧૩૯
દેહ ધનાદિનું સાર્થકરે,
થવા આપે સંભાળવી તકરે.
કરવું કૃષ્ણાર્પણ એ હક મા૦ ૧૪૦
કહ્યા એ છ પ્રકારે કર્મરે,
તેનો મનમાં સમજી મર્મરે,
યથાશક્તીયે સાધિયે ધર્મ. મા૦ ૧૪૧

---

૧ માપ વિનાના ૨ અતિશય.

થાયે ષટકર્મ એકીવારરે.
તેનો કહું સાંભળજ્યે વિચ્યારરે,
જેથી હોયે તું કૃષ્ણાકાર. મા૦ ૧૪૨
સરવ લોકમાં શ્રીધર જાંણિરે,
તેનિ વિવિધ વિચ્યારીયે વાણિરે,
સર્વ શિક્ષા શુણાવે છે શાહાણિ. મા૦ ૧૪૩
તેમાં અવશ્યનો જવાપ દીજેરે,
કળથિ કૃષ્ણાર્પણુ કીજેરે,
એમ લૌકિકની લક્ષ લીજે. મા૦ ૧૪૪
બોલીયે જ્યમ સાહામો રહે રાજીરે,
અવગુણથિ ગ્રહિયે ગુણુ ગાજીરે,
માનિયે જ્યે આ જુઠી બાજી. મા૦ ૧૪૫
શારીર શરીરથી થાયરે,
તે તો જ્યે તેહેના કહેવાયરે,
ઇંદ્રિયાર્થમા ઇંદ્રિયો જાય. મા૦ ૧૪૬
માને મારૂ ભલુ અહંકારરે,
એ સકળનો ઈશ આધારરે,
એને આશરે અન્ય વ્યાપાર મા૦ ૧૪૭
એમાં આત્મા અકરતા અનૂપરે,
બાકિ અન્ય સ્વપન સમ રૂપરે,
ચિત્ત ચૈતને અરપિયે ચૂપ. મા૦ ૧૪૮
વસ્તને વસ્તુનું કામરે,
હરજી બિન અન્ય હરામરે,
જાણિ જપિયે નિર્મળ નામ મા૦ ૧૪૯
સત્ય સચ્ચિદાનંદથી સજીયેરે,
ભયકારિને શાને ભજીયેરે;
એમ કામ્યને તજવા સમજીયે. મા૦ ૧૫૦
ભાત્યે જ્યહા જ્યહા ભાસે ભેદરે,
તેહેને નિષિદ્ધ કહે છે વેદરે,
અનાશક્તિથી કરિયે છેદ મા૦ ૧૫૧

નિત્ય શ્રવણુ મનન નિદિધ્યાસરે,
કરચ અવળો તજીને અધ્યાસરે,
જોઇ વિષ્ણુને સરવા વાસ. મા૦ ૧૫૨
નૈમિત્ય અનુપ આ અંગરે,
જોઇ સદ્દગુરૂનો કરચ સંગરે,
જયેથિ ૧ભવભય થાયે ભંગ મા૦ ૧૫૩
ષટ્કર્મ એ સંગે થાશેરે,
જો સદ્દગુરૂ સંગે રેહેવાશેરે,
તો તો ૨અકલ્પિત વસ્તુ કળાશે મા૦ ૧૫૪
સેહેજયે છુટશે સરવ સ્વભાવરે,
ત્રણ્ય તપતા મિટશે તાવરે,
બનિ શકશે બેશ બણાવ મા૦ ૧૫૫
શમાદી કામાદિ ક્રોધાદિરે,
કહિ સત્વાદિ ચિન્હની યાદિરે,
એકાદશથિ ઓળખ્ય ત આદિ મા૦ ૧૫૬
સત્વ મુખ્ય ક્ષમા દયા શાંતિરે.
રજો તૃંણા પ્રવૃત્તી આક્રાંતીરે.
તમો મોહ કલેશનેંભ્રાંતિ, મા૦ ૧૫૭
ત્રણ્યના મળિ પનર થાયરે,
તેમા મુખ્યના કહ્યા સમાયરે,
પણ તારતમ્યે તે ગણાય, મા૦ ૧૫૮
સત્વના નવ તમના હોયરે,
રજોગુણના ચ્યાર તે કોયરે,
ઓણે આશયે બ્રાહ્મણ હોય, મા૦ ૧૫૯
વેદયજ્ઞ દાન આદરવુરે,
તેણેં આશયને શુદ્ધ કરવુ રે,
આદરાવિને કુટુંબ ભરવુ, મા૦ ૧૬૦

૧ સંસાર ૨ બ્રહ્મ

પછિ સંગ જેહેવાનો કરશે રે
તેહેવા સ્વભાવને અનુસરશે રે.
ભૂંડે ભટકશે રૂડે તરશે, માᵒ ૧૯૧
કદિ વિદ્વત થઇ રહે કાતીરે,
સમજે પણ ન ગળે છાતીરે,
તે તો અસુર સ્વભાવની જાતી, માᵒ ૧૯૨
ભણ્યેં શુણ્યે ન ઉપજે ભાવરે,
દાન કરતાં આવે તાવરે,
દયાનાવે તે રક્ષ સ્વભાવ માᵒ ૧૯૩
વિદ્વત થઇ રાખશે દ્વેશરે,
લક્ષ નાહે કરે પ્રભુનો લેશરે,
થશે બ્રહ્મ રાક્ષસનેં વેશ માᵒ ૧૯૪
કદિ સહજ થશે સતસંગરે,
વિના ભણુતા હૃદય થશે રંગરે,
તે તો ઉજ્વલ થાશે અંગ, માᵒ ૧૯૫
સત્ય બોલવુ સમઝિ મર્મરે,
સર્વજનથી રેહેવુ નર્મરે,
ચિત્તે ચોટયુ ન રાખવુ ¹ચર્મ માᵒ ૧૯૬
વેદ શાસ્ત્રનો રાખવો શોધરે,
શિષ્યને સત્ય કહેવો બોધરે,
ચિત્ત વૃત્તિનો રાખવો રોધ, માᵒ ૧૯૭
ચિદાનંદના ગાવા ચરીત્રરે,
માધવજીને માનવા મીત્રર,
સબાહ્યાંતરિ રહેવુ પવિત્ર, માᵒ ૧૯૮
દેખવા નહિ કોહોના દોષરે,
યથા લાભે ધરવો ²સતોષરે,
હૃદે રાખવો નહિ રાગરોષ, માᵒ ૧૯૯
એતો ધર્મ બ્રાહ્મણના બારરે,

૧ સ્ત્રી ભોગ ૨ સતોષ,

સતસગે રહે હુશીયારરે,
ઇશ આદરચે થાય ઊદ્ધાર, મા૦ ૧૭૦
કદિ આદિ આદરે પાપરે,
પાછળ કરે પશ્ચાતાપરે.
તેને જાણુજ્યે પૂર્વનો સ્યાપ, મા૦ ૧૭૧
પ્રથમ શુદ્ધ મારગે ચાલેરે,
પછી ઊલટો મારગ ઝાલેરે,
તે તો મોહનો મરદો માહાલે, મા૦ ૧૭૨
ત્રણ્ય તમના સત્વના સાતરે,
રજોના તે પાચ વિખ્યાતર,
એણે આશયે ક્ષત્રિય જાત, મા૦ ૧૭૪
વેદ યજ્ઞ દાન આદરવુરે,
એથી આશયનુ શુદ્ધ કરવુરે.
કર દડધિ કુટુબ ભરવુ. મા૦ ૧૭૪
પછિ જો સત સગ રેહેશેરે,
તો તા લક્તીવરને લેહેશેરે,
ખલ સગથી સકટ સેહેશે. મા૦ ૧૭૫
કદિ કરે પ્રજાને હાંણ્યરે,
દડધ્યેને વધારે દાણુરે,
તેને અસુર સ્વભાવનો જાણ્ય મા૦ ૧૭૬
ગામોગામ લગાડે ૧દાવરે,
તારકને કરાવે ૨તાવરે,
તેનો માન જ્યે રક્ષ સ્વભાવ મા૦ ૧૭૭
રક ઉપર રાખશે રીસરે,
નહિ માંને જ્યે માથે છે ઇશરે,
નરક ભોગિને થાશે મહિષ. મા૦ ૧૭૮
કદિ સતનિ સંગતી થાશેરે,
સુખ થાવુ સરવને ચ્યાહાશે,
તે તો ૩અર્ચિ મારગે જાશે. મા૦ ૧૭૯

---

૧ આગની ૨ પીડા ૩ માર્ગ.

સત્ય ન્યાય અન્યાયનું જોવુંરે,
સરવ જનનું સંકટ ખોહોવુંરે;
મદમેલનુ નિત્યે ધોવુ. મા૦ ૧૮૦
વેદશાસ્ત્રની રાખવી સાંનરે,
સંત પુરૂષ તણુ સન્માનરે,
યુદ્ધ વેળા ન મુકવું માન. મા૦ ૧૮૧
કૃષ્ણકથા ધારવી કરણુરે,
આદરવાવાં શુભ આચરણુરે,
શ્રીપતીને રહેવું શર્ણ. મા૦ ૧૮૨
પ્રજાપાળવિ જયમ નિજ પૂત્રરે,
લોભે કપટ ન કરવુ ૧કૃત્રરે;
એતો ક્ષાત્ર ધરમનૂં સૂત્ર. મા૦ ૧૮૩
કરે ક્ષત્રી ધરમ અગીયારરે,
સતસંગથી સમજે સારરે,
પ્રેમભક્તિથિ પામે પાર. મા૦ ૧૮૪
કદિ પ્રથમ આદરે પાપરે,
પાછળ કરે પશ્ચાતાપરે,
તે તો મોટાનો કરૂણા પ્રતાપ. મા૦ ૧૮૫
આદિ ધર્મનું કરવુ ધારયુંરે,
કુસંગે જો વિલોમ વિચ્ચારયુંરે,
જાણ્ય પૂણ્ય તેહેનુ પરવારયું. મા૦ ૧૮૬
પંચસત્વનાં રજના ચ્યારરે,
તમોગુણનાં છ શિરદારરે,
એણે આશયે વૈશ્યાવતાર. મા૦ ૧૮૭
વેદ યજ્ઞ દાન આદરવુરે,
એથિ આશયને શુદ્ધ કરવુરે;
વ્યાપારેથી, કુટુંબ ભરવું. મા૦ ૧૮૮
પછિ સંગ ગમે જો સંતરે,

---

૧ કંઇપણ.

જાણે કેશવ કરૂણાવંતરે;
ખળ સંગેથી કષ્ટ અનંત. મા૦ ૧૮૯
અન્યાયે લે લાભ અધીકરે,
તોલ તોલેજો નિત્યે [1]અલીકરે;
જાણ્ય અસુર સ્વભાવ એ ઠીક. મા૦ ૧૯૦
લેઇ પાછો ન આપે દામરે,
કરે હાની છતા ખુંન્હે નામરે,
એતો રક્ષઃસ્વભાવનું કાંમ. મા૦ ૧૯૧
હરિજનને કરે જે હેરાનરે,
સત્પાત્રને દે નાહિ દાંનરે;
ભોગી નરક થશે તે શ્વાન. મા૦ ૧૯૨
કદી સંત સંગતી થાયરે,
દાનદ્વારા કથા સરિત્ નાહાયરે;
તેનિ શ્રીધર કરે સહાય. મા૦ ૧૯૩
હરિજનને આપિને જમવુરે,
દીનજનને કદાપિ ન દમવુરે,
બ્રાહ્મણને ચરણે નમવુ. મા૦ ૧૯૪
વેદશાસ્ત્રનિ માંનવી વાતરે,
વિશ્વાસે ન કરવી ઘાતરે,
ઘેર દ્રવ્ય ન રાખવાં [2]સાત. મા૦ ૧૯૫
રેહેવુ કૃષ્ણકથા વડે રાજીરે,
વશ રાખવુ મન જયમ વાજીરે,
રોશ દ્વારા ન રહેવું દાઝી. મા૦ ૧૯૬
એ તે વૈશ્ય કરે ધરમ નવરે,
તેને મેહેર કરે માધવરે;
ભલિ ભક્તિ બને ધવર. મા૦ ૧૯૭
કદી આદરે આદિ અધર્મરે,
સમજ્યા પછી આવે શર્મરે;
તે તો જાગ્યાં પૂર્વનાં સુકર્મ. મા૦ ૧૯૮

૧ ખોટું. ૨ સાત દ્રવ્ય બસેની તુકમા ગણાવ્યા છે તે.

આદિ ધર્મની ધારતો વાતરે,
પછિ કરે ધર્મની ઘાતરે;
તેને દ્રવ્ય નડચાં પેલાં સાત. મા૦ ૧૯૯
યતિ ગુરૂ બ્રાહ્મણુનો દામરે,
કસાઇનો કન્યાનો હરામરે;
દેવ વિધવાનો એ સપ્ત નામ. મા૦ ૨૦૦
ત્રણ્ય સત્વનાં રજનાં ચ્યારરે,
અષ્ટ તમો તણાં શિરદારરે,
એણે આશયે શુદ્રાવતાર. મા૦ ૨૦૧
વિના મંત્રે આહૂતિનું કરવુરે,
દંભ વર્જીત દાન આદરવુંરે;
સેવા દ્વારા કુટુંબનું ભરવુ. મા૦ ૨૦૨
પછિ સત સંગ જો કરાયરે,
તેથિ કૃષ્ણુનિ હોય કરૂણાયરે;
ખળ સંગે સહજ ઠગાય મા૦ ૨૦૩
ત્રણ્ય વર્ણ સેવે વિના પ્રેમરે,
નારિયોનો ન રાખે નેમરે,
એતો અસુર સ્વભાવના વહેમ. મા૦ ૨૮૪
સેવા બ્રાહ્મણ પાસ કરાવેરે,
શુદ્ધિહીનોને સંત ઠરાવેરે,
તેરક્ષ સ્વભાવ ધરાવે. મા૦ ૨૦૫
પરધન પરસ્ત્રી વિષે ભૂડરે,
કૃત્ય જે જયે કરે ત્યહાં કૂડરે;
ભોગિ નરક અવતરે ભૂંડ, મા૦ ૨૦૬
સંતપુરૂષને રહે જો શર્ણરે,
અઘટિત ન કરે આચર્ણરે;
તેનું અલગુ ખસે આવર્ણ. મા૦ ૨૦૭
પાત્ર પેખિ અરપવું દાનરે,
કથા કૃષ્ણુનિ શુણવિ કાનરે;
મન રાખવું નહિ કાંઈ માન. મા૦ ૨૦૮

આભ્યંતરે રહેવું પવિત્રરે.
સદ્‌ગુરૂને માનવા મિત્રરે;
ચિત્ત ચ્યાહાવું નહી કાંઈ ચીત્ર. મા० ૨૦૯
કરે શુદ્ર છ કર્મ એ છેકરે,
મુકિનિજાઅભિમાનનો ટેકરે;
તો તો વાધે વિમળ વિવેક. મા० ૨૧૦
કદિ આદરે પૂર્વે પાપરે,
સમઝિ કરે પશ્ચાતાપરે;
તે તો સુપાત્રદાન પ્રતાપ. મા० ૨૧૧
આદિ હોય ધર્મનિ દ્રષ્ટરે,
પછિ ભૂલી જાય થઇ ભ્રષ્ટરે,
તે તો કુસંગે આવ્યું કષ્ટ. મા० ૨૧૨
એ તો ચ્યારે વરણુના ધર્મરે,
કહ્યા ગુણુ સ્વભાવ કૃત્ય કર્મરે,
સમજાય સત્સંગે મરમ. મા० ૨૧૩
કૃષ્ણુ કથા સાભળે કર્ણુરે,
સદ્‌ગુરૂને રહિને શર્ણુરે;
મિટવા ચ્યાહી જન્મ ને મર્ણુ. મા० ૨૧૪
સત્વ ચિન્હનેં ઝાઝાં સેવેરે,
રજોતમનાં જો મૂકી દેવેરે;
સંસ્કાર સાધે કર્મ એહેવે. મા० ૨૧૫
એથિ ભક્તિ જ્ઞાનને વિરાગરે,
ઉપજે મિટે દિલના દાગરે,
તેથિ તરવાનો પામે લાગ. મા० ૨૧૬
કદિ સાધન રહેજે શેષરે,
ફરિ પામે ઉત્તમ વેષરે,
અંતે ઉત્તમ હોય ઉપદેશ. મા० ૨૧૭
પ્રારબ્ધની પિંડી ભોગીરે,
થાય જીવનમુક્ત તે યોગિરે;
વિના સંસ્કારે રહે રોગી મા० ૨૧૮

માટે કાંઇક બીજ ઉપજાવ્યરે,
ચિત્ત હરિ ચિંતનમાં લાવ્યરે
તાહારા આત્માને તૂંન તપાવ્ય. મા૦ ૨૧૯

નિષ્કામ કરે મહાદાનરે,
સત્પાત્ર તણું સનમાનરે,
લોક લવનું તજી અભિમાન. મા૦ ૨૨૦

ચ્યાહ્યો સાર્થક કરવું દેહેનુરે,
અરપે માનિ જેહને તેહેનુંરે;
એણે દૈવ ઉદય થાય અહેનું મા૦ ૨૨૧

એણે દૈવે બને સંતસંગરે,
તેણે સંસ્કારનું બને અંગરે;
તેથી જ્ઞાનાદિ ઉપજે અભંગ. મા૦ ૨૨૨

ગંગાદિ તીર્થમાં નાહાવેરે,
દેવસદનાદિ બેશ બણાવેરે;
કરિ વ્રત્તને વીપ્ર જયમાવે. મા૦ ૨૨૩

ગરીબોને કરે ઉપકારરે,
સાધે શાસ્ત્રે કહ્યાં સંસ્કારરે,
એ તો પૂણ્યોદયનો પ્રકાર. મા૦ ૨૨૪

એ તો પૂણ્યોદયે દૈવ જાગેરે,
એથિ સંસ્કાર ઉપજે આગેરે,
સંસ્કારેથિ સંકટ ભાગે. મા૦ ૨૨૫

કહ્યુ કનક તે સમઝવાં કર્મરે,
જેથી પાવન મન હોયે પરમરે;
જેથી અળગાં ખસેં અધર્મ. મા૦ ૨૨૬

બાહારય કનક ભાસે છે તે દામરે,
જયે આંસક્તિયેં હોય હરામરે;
નરહરિનું ન સાંભરે નામ. મા૦ ૨૨૭
જેથી વાહાલામાં ઉપજે વેરરે,

જેણે જીભેથી નિકળે ઝેરરે;
જેથી કલ્પાય કૈંકના [1]કેહેર. મા૦ ૨૨૮
જેથી બુદ્ધિ બને બેકેદરે,
કરે પરની વૃત્તિ ઉછેદરે;
જેથી ભાસે સઘળે ભેદ. મા૦ ૨૨૯
જેથી ઉપજે અતિ અવિશ્વાસરે,
દોષીનું થવું પડે દાસરે;
રામ રસનો થાયે હ્રાસ. મા૦ ૨૩૦
જેથી આખે અંધાપો આવેરે,
રાત્યેં જાગિ અન્યોનેં જગાવેરે,
મળે આશા અધિક ઉપજાવે. મા૦ ૨૩૧
જ્યેથી ઉન્મત્તતા વધે અંગરે,
અતિ અબળાનો ભાવે સંગરે;
મધુપાનનેં દ્યૂતનો રંગ. મા૦ ૨૩૨
જેણે ઉપજાવતા ઘણો ઘોરરે,
પ્રાણ સાટે લે ચાકરને ચોરરે,
ઠરી બેસવા દ્યે નહિ ઠોર. મા૦ ૨૩૩
એતો ગળે ઘલાવે કટારિરે.
એ છતા કોય નાંખે મારિરે,
સમખવરાવે એ સત્ય હારિ, મા૦ ૨૩૪
જે માટે છલનારા નર [2]છંડેરે,
જેનેં જોઇને સગાં સહુ મંડેરે,
જેને દેખી નૃપાંદિક દંડે. મા૦ ૨૩૫
એતો સૂતાને સ્વપ્ને છળાયેરે,
કમિથાતાં હ્રદય કળકળાવેરે,
જાંણ્યે જોખ્યમેં [3]ડગલિચલાવે, મા૦ ૨૩૬
ભૂમિ ખણવિ પડે જયેનેં માટેરે,
વલિધાતુ સંજીવન આટેરે,
તે દટાયે જયે એહેનેં દાટે, મા૦ ૨૩૭

---

૧. ખરાબ ૨ છોડે ૩ ડાગલી ખમે.

એતો છાતિયે દગડ ધરાવેરે,
એતો તખ્ત તવે બેસરાવેરે;
ગળે ફાંશી દેઇને મરાવે મા૦ ૨૩૮

એતો લાજ ધરાવેન કોહીનીરે,
એતો પ્રીતિ છુટાવે જનોનિરે,
એતો મળતાં સેવાવે સોનિ, યા૦ ૨૩૯

એતો ગુણિ પુરૂષોથી નાસેરે,
હ:વા ન ઘે સંતને પાસેરે,
અથડાવે એ અણુવિશ્વાસે, મા૦ ૨૪૦

જેને ધનપેસે જેની ફૂખરે,
ત્યે થયેલિનું બંધાય મૂખરે,
તે કાં [1]દેહીને [2]ન કરે દુઃખ મા૦ ૨૪૧

એ તો ઝાઝે ચઢાવે જનનેરે
એતો મેલ વધાગે મનનેરે;
નિત્યે રગડાવે નિર્ધનને મા૦ ૨૪૨

એતો દયા રખાવે દૂરરે
એથી ભ્રાંતિ બને ભર પૂરરે,
એતો જંજાળે જકડે જરૂર, મા૦ ૨૪૩

એતો રગંદાઇમાં કરે ગરકરે,
એતો હરિનો મનાવે ન થરકરે,
નિષ્ટુર કરીનાંખે નરક, મા૦ ૨૪૪

એથી ઉપજે સઘળા અનર્થરે,
દેહ દુર્લભને કરે વ્યર્થરે,
એને અજ્ઞ તે માંને અર્થ. મા૦ ૨૪૫

અહેમાં વાસના રાખતાં આપરે,
મરયેં થાય ભૂત કે સાપરે;
એ તે દ્રવ્ય કે તાઢિયો તાપ. મા૦ ૨૪૬

---

૧ મનુષ્યને ૨ સ્ત્રીપુત્રાદી—

એ જો શ્રીકૃષ્ણને અરપાયરે,
તેણે [1]નકાર દૂર પળાયરે;
ત્યારે અનર્થ તે અર્થ થાય. મા૦ ૨૪૭
જયમ સિંધુ જળ હતું ક્ષારરે,
આપ્યું મેઘને વરષુ તે દ્વારરે,
તેથિ સરવ નીપજયું સાર. મા૦ ૨૪૮
એમ દુઃખદાઈ દામ અનાથરે,
જો અપાય સુપાત્રને હાથરે;
તેથિ એકોત્તર તરે સાથ. મા૦ ૨૪૯
કાહાડયો દાન વાટયે સુખે જાયરે,
કદિ ભોગ વાટયે કમી થાયરે,
નહિ તો વિનાશ વાટેયે સમાય. મા૦ ૨૫૦
જયમ ટાંકે વાલ્યું થાયે [2]ટોલેરે,
જયમ ખાલે વાલ્યુ જાયે પોળ્યેરે;
રોકયું ભૂમિ ધસે ઘર બોળે. મા૦ ૨૫૧
જયમ [3]ઝયાઝ છિદ્રે જલ આવેરે,
તેને ડોલચીયે ઉલેચાવેરે,
નહિતર ઝયાઝના સહિત ડુલાવે. મા૦
એમ દામ મળે તેથી ડરવુરે,
બન્હે હાથે કૃષ્ણાર્પણ કરવુંરે;
એણિ રીતે તારીને તરવુ. મા૦ ૨૫૨

---

એ તો કનક તણી કહિ કરણીરે,
હવે કાયાતણી કહુ વરણિરે,
જયેથી ઉજવળ થાય આચરણી. મા૦ ૧
કહિ કાયા તે વાસના લિંગરે,
જેહેનાં સુંદર સત્તર અંગરે,
જેહેને કાળ કરે નહિ ભંગ. મા૦ ૨

---

૧. નારી નરક ૨ ભેગુ થાય ટાંકામાં ૩ નાવ.

દશ ઇદ્રિયો પ્રાણુ તે પંચરે,
મન બુદ્ધિ એ સત્તર સંચરે;
એથિ પ્રૌઢ બને છે પ્રપંચ. મા૦ ૩
એ સોળેનુ મન સિરદારરે,
જેમાં વાસના વસે અપારરે,
બિજા અંગ એહેના છડિદાર મા૦ ૪
એ મનોથિ મનન ભલુ કરવુંરે,
જ્યમ બને વાસના વિસરવુરે,
વશ્ય રાખી [1]ભવાંબુધિ તરવુ. મા૦ ૫
સૂધા સઘળા સમઝવા અર્થરે,
થવા દેવુ નહિ વપુ વ્યર્થરે;
જેથી સમઝાય સ્વામી સમર્થ. મા૦ ૬
જયક્ત જુઠૂંને શ્રીધર સાચારે,
એમ વદે વેદાતની વાચારે,
એ વિનાના મનોર્થ તે કાચા. મા૦ ૭
સ્વપ્ન સરખો સહુ સસારરે,
એક રૂપ તે ભાસે અપારરે,
દ્રશ્ય જૂઠું સાચો દેખનાર મા૦ ૮
જયમ ગર્જના અભ્ર પ્રકાશરે,
ઊપજે ઠરે ને બને નાશરે,
તોહ્યે અભગ રહે આકાશ. મા૦ ૯
એમ રજ તમ સત્વના ખેલરે,
ભાસે આત્મામાં માયા રચેલરે,
તેમના આત્માને લાગે ન મેલ. મા૦ ૧૦
જયમ ચદ્રમંડળ રેહે અભગરે,
કળામાં ક્ષય વૃદ્ધિના રંગરે,
એમ સ્તદસત આત્માને અંગ. મા૦ ૧૧
જયમ એક અરકનું બિંબરે,

---

૧ સસાર સમુદ્ર.

જળે ભાસે ઘણાં પ્રતિબિંબરે,
એમ ચિદેક બહુ તે વિડંબ. મા૦ ૧૨
જે ઘટનૂં જળ સૂકાયરે,
તેનું પ્રતિબિંબ તે ન જણાયરે,
એમ લિંગ ભંગે ભેદ જાય. મા૦ ૧૩
જયમ વ્યાપક વન્હિ એકરે,
ભાસે કાષ્ટોને સંગે અનેકરે,
એમ આત્માનો કરવો વિવેક. મા૦ ૧૪
જયમ જળવાયુ યોગે ઝાઝારે,
બનિ આવે બુદબુદ તાજારે,
તે સકળનો સિંધુ રાજા મા૦ ૧૫
જયાહારે નિમિત્ત વાયુ ન વાહાયરે,
ત્યારે બુદબુદ જળે સમાયરે,
પછિ [1]જલધી એક જણાય. મા૦ ૧૬
એમ આત્મામા વાસના દ્વારરે,
દેહ ઉપજે ઠરે છે અપારરે,
ગયે વાસના હોય નિસ્તારે. મા૦ ૧૭
વાસનામા સત્તર અંગરે,
પ્રાણ ઇંદ્રિયો મનધી સંગરે,
એ છતે સંસાર અભંગ. મા૦ ૧૮
એ ઉપાધિ આશક્તિથી વાધેરે,
ઉપજાવિ અધ્યાસને બાધેરે,
એહેનું ટળવુ વિરક્તિથી સાધે. મા૦ ૧૯
સરવ જોવિ ઇશ્વરની સૃષ્ટિરે,
જે ભાસે છે સમષ્ટિને વ્યષ્ટિરે,
હુને માહારૂં એ તજવી દ્રષ્ટિ. મા૦ ૨૦
સરવ ચિંત્યું હરીનું થાયરે,
ધારયું આપણુ એળે જાયરે,
તો કા કરવો હરષ હાહાય મા૦ ૨૧

---

૧ સમુદ્ર

હર્ષ શોકે વધે છે હાંણ્યરે,
નારિ આપે નરકની ખાંણ્યરે,
તેની મનથી ન કરવી તાણ્ય મા૦ ૨૨
જેને માહારાં માને છે તે રૂણિયાંરે,
ભાવ ભંગકારિ એહેને ભણિયાંરે;
જ્ઞાનહીને એહેને માહારા ગણીયાં. મા૦ ૨૩
પ્રથમ દેહ હું એ અધ્યાસરે,
પછિ પ્રેમદા માહારી એ પાશરે,
એ બેથિ વધે ગ્રંથિ વિલાસ મા૦ ૨૪
એતો અહિત કારી છે આડારે,
ધાલ્યા ઘટમા અવિદ્યાયે ગાડારે,
માહારાં માન્યે જોગયમ હોયે જાડા, મા૦ ૨૫
એતો નાંખે જીવતા નરકેરે,
એને માનતાં સ્થિરજન થરકેરે,
તજવા એ પોતાને તરકે, મા૦ ૨૬
એતો બાહારચ રચ્યા રહે બાહારચરે,
માનતા પેસે મન મોઝારચરે,
હાનિજાણિ હું માહારૂં હારચ મા૦ ૨૭
એહેની વાસના બોલે તે જ્ઞાંનરે,
જેથી અલગા ખસે અભીમાનરે,
ધારિજેવુ રૂપનુ ધ્યાન મા૦ ૨૮
હુ તો સચ્ચિત શુદ્ધ સ્વરૂપરે,
અવિનાશી કરતા અનૂપરે,
હું તો સાક્ષિ સરવનો ચ૫, મા૦ ૨૯
ક્ષુધા તૃષા પ્રાણુના ધર્મરે
હર્શશોક એ મનના મર્મરે,
ક્ષય વૃદ્ધિ કાયાના કર્મ. મા૦ ૩૦
કથા કથની શુણે તે કર્ણરે;
પાણિ પકડે નેં ચાલે ચર્ણરે,
દેહને જરા જન્મને મરણુ; મા૦ ૩૧

રસના તે રસોને ચાખેરે.
ભલુભૂંડું તે વાણિ ભાખેરે,
અવલોકે તે ચક્ષુ આંખે, મા. મા૦ ૩૨

ત્વચા શીતોષ્ણાદીને જાણેરે
બુદ્ધિ સ્વપ્નાદિકને માણેરે,
મલમુત્ર વહે બે કાંણે, મા૦ ૩૩
દુર્ગંધ ભરેલો દેહરે,
એહેમાં સઘળાં વસે છે એહરે,
એતો જાણવાં જેહેનાં તેહ, મા૦ ૩૪
એતો આત્મ પકાશે પ્રકાશ્યારે,
ભલાં સરખાં તે ભ્રાંતિયે ભાશ્યારે
એતો [1]વિલય થશે વાદલાશ્યાં, મા૦ ૩૫
એથી આત્મા અલગ અવિશેષરે,
સ્વયંજયોતી રૂપ રૂષીકેશરે,
અહેમાં હોય ન કોહોનો પ્રવેશ. મા૦ ૩૬
એહેવો જાણવો નિજનો ભાસરે,
એથી ખસે અલ્પોના અધ્યાસરે,
સત્ય ભજવાના તે શ્રીનિવાસ, મા૦ ૩૭
જયેથી વિશ્વ રહ્યુ છે વીકાશિરે,
જયેની રીદ્ધિયો સિદ્ધિયો દાશિરે,
નિર્ગુર્ણ તે સકળ ગુણરાશિ, મા૦ ૩૮
એતો પ્રેમે મનોર્થને પૂરેરે,
ચિત્યેથી ચેટકને ચુરેરે,
જયેને જાણ્યાવિના જન ઝૂરે, મા૦ ૩૯
એની આજ્ઞાયે વરષા વરસેરે,
રક રાજાને કાળ આકરસેરે,
એહેનું તાન તુટયે જન તરસે. મા૦ ૪૦

---

૧ નાશ.

એની આજ્ઞાથિ વાયુ વહાયરે,
ફળ પૂષ્પાદિ તરૂથી થાયરે,
સીમા સિંધુથી નવ્ય લંઘાય. મા૦ ૪૧
આજ્ઞાથિ અરક ઉજવાળેરે,
બળિયો અગ્નિ ગર્ભ ન બાળેરે,
હાંનિ વૃદ્ધિ બને તે તે કાળે. મા૦ ૪૨
જેનું પતીત પાવન નામરે,
દાસના જયે છોડે છે [1]દામરેઃ
ગુણ સઘળા છે જેહેના ગુલામ. મા૦ ૪૩
એ તો ઓળખ્યો અફળ ન હોયરે,
જેના જનને ન ગાંજે કોયરે,
એહેને રટે નહિ તે [2]રોય મા૦ ૪૪
શિવ વિષ્ણુ વિરંચી તે એહરે,
ગુણ ભેદેંથિ જુજુવા દેહરે,
વસ્તુ વિચ્યારે તેનો તેહ. મા૦ ૪૫
જેને માયા સદાયે વશ્યરે,
જેના ભક્તને ન કહે ખશ્યરે,
જે છે શાસ્ત્ર સકળનું રહસ્ય. મા૦ ૪૬
જેને સચરાચરની યાદિરે,
જે છે કારણ સરવનું આદિરે,
જેને અનુભવે હોય [3]અલ્હાદિ. મા૦ ૪૭
જેને વેદ રટે કહી નેતીરે,
જેને કાળરૂપ કરે [4]હેતીરે,
જેને ચિંતનેથી શકે ચેતી. મા૦ ૪૮
જે છે સઘળું કરવા સમર્થરે,
જેને ચિંતને નાસે અનર્થરે,
જે છે અખિલ અર્થનો અર્થ. મા૦ ૪૯
જે છે દેવ સકલ શિરે દેવરે,

---

૧. દોર. ૨. રડે. ૩ આણંદ વીગેરે. ૪ હેત.

જેની સૂઝ ઇછે છે સેવરે;
જેને તરત તારવાની ટેવ. મા૦ ૫૦
જેના શ્રવણુ મનન નિદિધ્યાસરે,
અનુદિન કરતાં અભ્યાસરે,
અહંમમનો ટળે અધ્યાસ. મા૦ ૫૧
જેના નામોનુ કરતાં સ્મર્ણરે,
દાસ ભાવે રેહેતા શર્ણરે,
ખસે અળગું અવિદ્યા વર્ગ. મા૦ ૫૨
એહેના રૂપનું કરવુ ધ્યાનરે,
ગુણ ગણુન કરવુ ગાનરે,
કથામૃતનુ કરવુ પાન મા૦ ૫૩
એહેન કરૂણાથ વસ્તુ કળાશેરે,
અવિદ્યા ગયે ઐકય જણાશેરે,
દ્વૈત ભ્રાંતિ સ્વપ્નવત્ જાશે. મા૦ ૫૪
એહેવુ થાશે જો સદ્‌ગુરૂ મળશેરે,
ભૂલ્યો જીવતે વાટયે વળશેરે,
નહિ તો કામાદિ તેહેને છળશે. મા૦ ૫૫
સદ્‌ગુરૂની સાભળ્ય લક્ષરે,
જેનુ દિલ તે ઘણેરૂં દક્ષરે,
[1]સાને સમજીશ રહેતા સમક્ષ મા૦ ૫૬
જેની ઉઘડી આંતરી દ્રષ્ટિરે,
જેણે સમજી શ્રીધરની સ્રષ્ટિરે;
જેના મુખથી સ્રવે સુધા વૃષ્ટિ મા૦ ૫૭
જેને મનમા વસે મહા શાંતિરે,
જેને ભ્રમણ તણી નથી ભ્રાંતિરે,
જેની કરૂણા પૂરિત કાંતિ. મા૦ ૫૮
જેને મનમા છ શાસ્ત્રની છત્યરે,
જેના સંકલ્પ સઘળા સત્યરે;
જેને વિષય કરે ન વિપત્ય મા૦ ૫૯

૧. યુક્તિયે.

જેને કુત્સિત વાસના નાવેરે,
જેને ભગવદ્ ભક્તિ ભાવેરે,
સૂધે મારગે ચાલે ચલાવે. મા૦ ૬૦
ગાયે ગોવિંદ કેરા ચરીત્રરે,
જેણે માધવ માન્યા મીત્રરે,
હોયે પ્રથથ થકે જ્યે પવીત્ર. મા૦ ૬૧
જેને અંગનુ નહિ અભીમાનરે,
જેને મમતા તણુ નહિ માનરે,
જેને ગુણાતીતનું જ્ઞાન. મા૦ ૬૨
જેને મરણ તણો નહી ડરરે,
જેને છત્યથિ ન વધે છરરે.
જેને નહિ માહારૂં તાહારૂ પર. મા૦ ૬૩
જેને [1]કર્મકાળિમા ન વ્યાપેરે,
જે ન સ્વારથે કોહોનેં સંતાપેરે.
જે છે અભેદ દરશી આપે મા૦ ૬૪
જેને ભાસે ચરાચરે કૃષ્ણરે,
જ્યે દે સુઉત્તર પુછ્યે પ્રશ્નરે,
જેની વૃત્તિયો વિષયવિતૃષ્ણ મા૦ ૬૫
જ્યે સહુને ચાલે નમતોરે,
બોલે બોલ જ્યેને જ્યમ ગમતોરે,
વાત માત્રથી વિષય [2]રવિધમતો. મા૦ ૬૬
બ્રહ્મ તેજો તણો જ્યહા ભારરે,
જેને શરણ થયે લહે સારરે,
જ્યે પમાડે ભવાર્ણવ પાર. મા૦ ૬૭
જ્યે જુવે ન કોના ગુણ દોષરે,
માયા ન કરે જેહેનુ મન મોષરે,
યથા લાભે જેને સંતોષ. મા૦ ૬૮

---

૧ કર્મરૂપી કાળાશ. ૨ દુર કરતો.

જેને કળિ ન સકે જન કુડારે,
ભવમા ભટકે તે ભૂંડારે,
તે શુ અર્થ વિચ્ચારે ઊંડા. મા૦ ૬૯
જાયે ન નિજ વર્ણન કરી ગાજેરે,
દેખિ પારકે દુઃખે જે દાઝેરે;
લવ લોકની શુણતાં લાજે. મા૦ ૭૦
સારાસારનો જેને શોધરે,
બકવાથિ ગ્રહે જાયે બોધરે,
જેને કોહોના ઉપર નહિ ક્રોધ. મા૦ ૭૧
જેની સહુથિ વિલક્ષણ ચાલ્યરે,
તેહેવા સદ્ગુરૂને જોઇ ઝાલ્યરે,
કરય આજ પછિ નોહોયે કાલ્ય. મા૦ ૭૨
એહેના વચન શુણ્યે ખસે માયારે,
રહે હરિને રંગે રગાયારે,
એ અધ્યાસે રહે તે કાયા. મા૦ ૭૩
એવિ કાયાને નરતનુ ન્યાહાલ્યરે,
સાન ધરિને શીઘ્ર સંભાળ્યરે,
૧ભૂત રચિતની બડબડ બાળ્ય. મા૦ ૭૪
આ તો કાયા અન્નનો કીટરે,
ભરયા લાલ આંસુને લીટરે,
દાખ્ય એહેનું દેખાડું ડીટ મા૦ ૭૫
અવિદ્યાથિ થયા પંચભૂતરે,
રહ્યાં વીરજે રજે અનૂસ્યૂતરે,
તેથિ પેખતા થાય છે પ્રભૂત મા૦ ૭૬
હાડહાડ બરૂડુવે અડિયારે,
વસા નસા જાળથી જડિયારે,
ઉપર માંસ ચરમથી મઢિયા મા૦ ૭૭

૧. પંચમહાભૂત

જેમા માસ મેદને રક્તરે,
તેહેમાં કીટ ક્રમી રહે પ્રક્તરે,
મળમૂત્ર બને જેથી વ્યક્ત. મા૦ ૭૮
નખ રોમવડે જ્યે પિનદ્ધરે,
જે છે સ્વેદ ઉત્વથી સમૃદ્ધરે,
જેમાં રોગ વસે થતા વૃદ્ધ. મા૦ ૭૯
જેમાં વાયું વહે સધિસધિરે,
નવ વાટયેં ગળે દુરગંધિરે,
એહેનો શૂં થઈ રહે સંબંધિ. મા૦ ૮૦
જેમાં વાત પીત્ત કફ વાધેરે,
જેને શુળ શોક જ્વર બાંધેરે,
એહેને હુ માનિ કા દુઃખ સાધે. મા૦ ૮૧
જેમા બાળ તરૂણ અવસાનરે,
જન્મ વૃદ્ધિ જરા કરે તાનરે,
એનુ કા તુ કરેં અભિમાન. મા૦ ૮૨
રાંધ્યુ અન્ન યામાતરે કોહોયરે,
તે અન્ને એહેનિ વૃદ્ધિ હોયરે,
એને અવિનાશિ તું કા જોય મા૦ ૮૩
જેને નિત્યે મરણુ વણુસાડેરે,
જેને નિદ્રા પરાધીન પાડેરે,
જેને સરપ વૃશ્ચિક રજાડે. મા૦ ૮૪
જેના શસ્ત્રાદિક કરે કડકારે,
નડે શરદિ શીતને તડકારે;
જેને બાળે અગ્નિમા ભડકા. મા૦ ૮૫
જેના ઉપર નૃપાદીનુ જોરરે,
ગ્રસે વ્યાધ્રાદિક ધરે ચોરરે,
તેને અર્થે શો આવડો તોર. મા૦ ૮૬
જેને મરણુ કરે હતુ નોહોતુરે,
ક્રમિ વિષ્ટા વિભૂતિને જોતુંરે;
પરસત્તાયેં દીસે પન્હોતુ. મા૦ ૮૭

એહેનો મરણે જો રહે અધ્યાસરે,
બને ચ્યાર ખાંણ્યોનાં પાશરે,
ફરિફરિને બને ગરભવાસ. મા૦ ૮૮
માટે મૂકય એહેનું અભિમાનરે,
સાધિ સદગુરૂથી સંધાનરે,
શુણિ સંકટ ધરચ હવેસાન, મા૦ ૮૯
સુત સુંદરિ કનકનેં કાયારે,
ભજવા તજવા રિત્યે ગાયારે,
એહેને સમજ્યે થશે જન ડાહાયા, મા૦ ૯૦
જયમ શાસ્ત્રે કહ્યું ત્યમ કરવુરે,
અવળું અભિમાન ન ધરવુ રે,
આહાવેં અવસરે જરૂર તરવુ, મા૦ ૯૧
મન રાખ્ય તું હિમત્ય મોટિરે,
રહે કૃષ્ણ ચરણમા ચોટિરે,
જેણે જન તારચા કૈ કોટિ મા૦ ૯૨
શરણ આવ્યાનિ લ્યે સભાળરે,
દાસ વત્સળ દીન દયાળરે,
પ્રીતિ કરતાં કરે પ્રતિપાળ. મા૦ ૯.
એતો જોશે નહિ ગુણ દોષરે
જેને નથી રાગ કે રોષરે
સ્વલ્પ સેવ્યે થશે સતોષ. મા૦ ૯૪
એતો સર્વજ્ઞ સરવાધારરે,
જેનિ અચિંત્ય સત્તા અપારર,
એને સેવ્યે પડે નહિ માર, મા૦ ૯૫
સેવ્યે ગ્રંથી નાંખશે છોડીરે,
દાસ કારણે આવશે દોડીરે,
કૃષ્ણુરામ કહે કરજોડી. મા૦ ૯૬
( સ-૧૮૭૩ ફાલગુન વદી ૧૧,

——— ચી૦ ૧૯. પા. ૧

## કીર્તન ૧૦૪ મું.

માને તો શાસ્ત્રની શિક્ષાને માન્યજ્યે,
લોક લવને રખે મન માંને
સાંભળે તો ગીતા ભાગવત સાભળ્યે,
કુટિલોની કથની નવ્ય ધરિશ કાને. મા૦ ૧
[1]રાચે તો શ્રી રમાનાથના રંગથી,
રાગ રોષે રખે રંગે રાચે,
નાચે તો સદ્‌ગુરૂ નચવે ત્યમ [2]નાચજ્યે.
નારિ ન્યેહે રખે નચવ્યો નાચે. મા૦ ૨
ગાયે તો ગાજ્યે ગુણ ગિરિવરધારિના,
ગ્રામ્યનાં ગીત રખે [3]ગીથિ ગાતો
જાયે તો જાજ્યે નિત્ય સંતના સંગમા,
[4]જડધિયોની રખે [5]જકમા જાતો. મા૦ ૩
જાગે તો રાત્રિ એકાદશી જાગજ્યે,
ભાડ જોવા રખે રાત્રિ જાગે.
માગે તો ભક્તિ ભગવંતની માગજ્યે,
મલનાં ભરિયાં રખે [6]મનુષ માગે. મા૦ ૪
જો જયમે તો જયમે નાથ નૈવેદ્યને,
સૂતકીનું રખે અન્ન જયમતો;
જો દમે તો દમ્યે ઇદ્રિયો ધર્મથી,
દામ લોભે રખે દીનને દમતો. મા૦ ૫
ભોગ મૂકે તો વેરાગ્યેથી મૂકજ્યે,
મુરદા માટે રખે શોક પાલે,
જો કરે વ્રત્ત તો કરજ્યે એકાદશી,
વેરે લાધી રખે પેટ બાલે. મા૦ ૬
નાહે તો નાહ્યજ્યે ભાગીરથી નર્મદા,
નારી નરકે રખે નીત્ય ન્યાહાતો;

---

૧ ખુશી થતો ૨ કહે તેમ ચાલજે ૩ ખુશીથી. ૪ અજ્ઞાત. ૫ મંડલીમા. ૬ પુત્રાદિક.

ખાયે તો ખાજ્યે ખવરાવિ સત્પાત્રને,
૧પિંડપોખી રખે મીષ્ટ ખાતો. મા૦ ૭
પૂજે તો પ્રેમી જન વીપ્રને પૂજજ્યે,
પાખંડિને રખે પ્રીત્યે પૂજ્યે;
ધ્રૂજે તો પારકા દેણાથી ધ્રૂજજ્યે,
લોકને અવયશે શાંને ધ્રૂજે. મા૦ ૮
મારે તો શાંતિથી ક્રોધને મારજ્યે,
ક્રોધેથિ તું રખે કોહોને મારે,
હારે તો હરિ માટે સરસ્વ હારજ્યે,
દ્યુત ખેલી રખે વસ્તુ હારે. મા૦ ૯
સેવે તો મા ૨રૂકમાનાથને સેવજ્યે,
તૂ રખે શિવ હરી ભિન્ન જાણે;
અવગુણ સમજે તો આપના સમજજ્યે,
અન્યનો દોષ રખે ઉરમાં આણે મા૦ ૧૦
દેખે તો સર્વમહાં કૃષ્ણને દેખજ્યે,
દુ:ખને સુખ રખે સત્ય દેખે,
૩લેખે તો લક્ષ્મિના પતિનું સહુ લક્ષજ્યે,
માહારૂં કીધું રખે લક્ષે લેખે. મા૦ ૧૧
લાજ રાખે તો અધરમની રાખજ્યે,
દાસ થાતાં રખે લેશ લાજે,
ગાજે તો કૃષ્ણગોપાલ કહી ગાજજ્યે,
આપ વર્ણવ કરી શાને ગાજે મા૦ ૧૨
નિત્ય થરકે તો નિજ પાપથી થરકજ્યે,
૪દામતનું હાનિ જાણિ શું થરકે,
જો પડે તો પડયે પ્રેમીના પાશમાં,
આશા પાશે પડયો જઈશ નરકે. મા૦ ૧૩

---

૧ શરીર પોષણ ૨. વીષ્ણુ કે શંકર ૩ ધારે તો ૪ દ્રવ્ય તથા શરીરનું નુકસાન

ધોવે તો ધોજ્યે તું માહ્યલા મંનને,
ઝાઝા જલથી રખે અંગ ધોવે;
સાધે તો સચ્ચિદાનંદને સાધજ્યે,
વિષય સાધી રખે વપુ વગોવે. મા૦ ૧૪

ઝીલે તો ઝીલજ્યે જ્ઞાન ગંગા વિષે,
વિષય વૈતરણિમાં શીદ ઝીલે,
ખીલે તો ખીલજ્યે કરણે ધારી કથા,
ખલનિ વાતે રખે ખાન્યે ખીલે મા૦ ૧૫

આપે તો દાન ભાગવત તણૂં આપજ્યે,
વીપ્ર સત્પાત્રને ગુપ્ત હાથે,
ન તજે તો તજ્યે કલબલ કરમની,
નાથ માધવજીને રાખિ માથે મા૦ ૧૬

ભોગે તો ભોગ આસક્તિ બિન ભોગજ્યે,
હોમે તો હોમજ્યે વિપ્ર મુખમા,
જો ધરે દીક્ષા તો શૈવિ કે વૈષ્ણુવી,
અરે તજીને હરે કેહેજ્યે દુઃખમા. મા૦ ૧૭

શોકે તો વિષ્ણુથિ વિમુખોને શોકજ્યે,
હરખે તો હરિના જન જોઇ હરખ્યે,
ચૂકે તો ચુકજ્યે વ્યસને વિષ ભક્ષવુ,
પરખે તો પાત્ર સત્પાત્ર પરખે મા૦ ૧૭

[1]ઝુરે તો જ્યે ગયું [2]આયુને ઝુરજ્યે,
જો ઠરે તો ગુરૂ વચને ઠરજ્યે,
કૃષ્ણુરામે કહ્યું સરવનું સારને,
સાચે ભાવે રમાવરને વરજ્યે મા૦ ૧૮

વી. ૧ ૫. ૧૧

---

૧ ખેદ કરે તો. ૨ આવરદા.

## કીર્તન ૧૦૫ મું.

સાંભલજ્યો શાહાણા જન શીક્ષા શાસ્ત્રનીરે,
કરણ ધરીને કૃષ્ણકથાના કામી જો;
મેહેર કરી માનવતનું આપી માધવે,
હેત તજીને હવે ન થશો હરામી જો સાં૦ ૧
દેવ દેહથી આ તનુ દુર્લભ દેખજ્યો,
[1]સાલકૃત પણ [2]મુકુરે ભાસે મુખ જો,
કનક તણા [3]કુશીયાથી જ્યમ [4]સૂચી ભલિરે,
કંટક નીકલ્યે થાય શરીરને સુખ જો. સા૦ ૨
[5]કમનિય થઇને કામ [6]કર્દમે કા રમો,
વિષયરૂપી યા વીષમાં વારે વારે જો,
પશ્વાદીક તુલના ન ગણો નર દેહને,
સદ્‌ગુરૂ સંગે સમજો શાસ્ત્ર વિચારેજ્યો સા૦ ૩
શૌચ જવા સદ્રશ આવશ્યક સેવીયે,
[7]વરૂવોમાની વિષય વાતનો વિનોદ જો,
માઇક વસ્તુ મળ્યેથી મન ન મલ્પીયે,
મદમતીના સરખો માની મોદ જો સા૦ ૪
સહુ જન સંગે સરખા થઈને ચાલીયે,
સાચો માની શાસ્ત્ર તણો સંકેત જો,
રડતાને રડીયે ને હસતાને હશી,
હઇયાંમા દ્રઢ માંની હરીનુ હેત જો સા૦ ૫
પોતાના મનનો તે પાર ન આપીયે,
પરખી લીજે કળથી પરનો પાર જો,
ખબરદાર થઇ ખશિયે ખળના સંગથી,
ખરેખરો નવ્ય કરીયે કો શુ ખારજો. સાં૦ ૬
કાર્ય જેટલુ કામ કુટીલથી પાડીયે,
બુદ્ધિહીનની બટબડથી નવ્ય બકીયે જો,

---

૧ દાગીના પેહેરેલુ. ૨ તકતામા ૩ સોનાની કટાર ૪ સોય. ૫ સુંદર અથવા ઉત્તમ ૬ કામરૂપી કાદવ. ૭ ખરાબ.

સ્વપ્ન સરીખું સુખ માની સંસારનું,
ચીત્તે નીત્યે ચીદાનંદને [1]ચકીયે. સાં૦ ૭
માત પીતા દારા સુત ભગની ભ્રાતનો,
સત્ય કરીને સમજો રખે સંબંધ જો,
પુર્વ તણાં રૂણીયાયે સહુને પ્રેમ જો,
બહુ વિધ વધશે માહારા માને બંધ જો. સાં૦ ૮
વેદ ધરમ લોપીને વહી જાશો નહી,
પાખંડીનો કરજો પંહો પ્રસંગ જો,
પરપીડીને પોતાના નંચ્ય [2]પોખશો,
[3]વારૂ થઇને રખે વધારો [4]વ્યંગ જો સાં૦ ૯
સુખને દુઃખ તે માનીને પ્રારબ્ધનુ,
પોતપોતાનુ ભોગી થજ્યો પવીત્ર જો,
કાલાધીન વિનાનુ કાઇ ન કલ્પશો,
મન રખે માનો પરને અરી કે મીત્ર જો સાં૦ ૧૦
જુહુ તેટલુ જુઠે ઘરણે [5]ઓપશે,
સત્ય શોભશે સત્યતણે શણગારે જો.
સરવેશ્વરની સાથે સ્નેહ ખરો ધરી,
વગતા વસજ્યો વિધવિધનીજ વ્યાપે જો. સા૦ ૧૧
લક્ષ રોક નાણુ લેઈ વાટે નો નીસે,
જો હોય [6]જાલમ વોળાવાનુ જોરજો.
શદ્દગુરૂ સંગે લક્ષ રહે ત્યમ નિર્મલી,
ચોરી લે નહીતર કામાદીક ચોરજો. સા૦ ૧૨
[7]શતીબ નિજ નિજનીમાથી કાઇક રાખીયે,
સાત આઠ દશ મલીને શાહાણા જંનજો.
પાત્ર પુરૂષનુ પોષણ કરીયે પ્રમથી
જયેથી જાણી સકીયે જગજીવનજો. સાં૦ ૧૩

૧ ધારીયે. ૨ પાળશો ૩ ડાહ્યા ૪ ઉપાધી ૫ શોભશે ૬. જબર
૭ કમાઇમાંના કંઇક ભાગ.

મૂર્ખ મજુર ઘણા થઇને જયમ એકને,
સૂપી [1]સરજયમ જઇ ભટકે બાજારેજો.
તાજી રસોઇ નીશીએ આવી તે જયમે,
એકલાને જો પૂરો પાડે આહારજો. સા૦ ૧૪

ત્યમ એક તારક જનને તનમન સૂપીયે,
વગર માગતા જોઇતી દીજે વસ્તજો.
અવકાશેથી ઓલખાવે એ [2]આપનેરે,
શામી જાય ત્યમ સંશય વીઘ્ન સમસ્તજો. સા૦ ૧૫

આપ્તકામ અવીનાશી નીર્ગુણ બ્રહ્મ જે,
સજ્જનને વેશે તે સગુણાકારજો.
હાથોહાથ સેવકની સેવા લે હરી,
[3]પ્રીછતામા સહજ પમાડે પાર જો સા૦ ૧૬

જેહેને અંગ ઇશ્વરના ગુણ જલહલેરે,
શમ દમ ઉપરમ અન્વીક્ષા સતોષજો
સસારી પણ સગ નહી સસારનો,
દૂર રહે જેહેના દરશનથી દોષ જો. સા૦ ૧૭

કરૂણા કરશ્રી કૃષ્ણ સમાતે ક્રીડતા,
નીર્વિકાર છે નીર્મલ જયેહેના નેત્રજો.
તૃષ્ણા તરંગીણીના તાણ્યા જાય નહી,
[4]ક્ષેમ સકલ પ્રગટયાનાં જે છે [5]ક્ષેત્રજો. સા૦ ૧૮

અનંત લોચન ઉદીત સદા જેને ઉરે,
જયેણે જેહેનાં સદ્રશ નીરખે રૂપજો.
સત પુરૂષ એહેવાને શરણે જે હશે,
કદી પડે નહી તે કલ્પિત [6]ભવકૂપજો સા૦ ૧૯

અતી ઉપકાર આપનો આણું સમ ઓળખે,
પરનો પરમાણુ પરવત સમ માને જો.

---

૧ સામાન ૨ શાતી ૩ જ્ઞાન ૪ સસાર કુવો. ૫ આત્માને. ૬ ઓળખતા.

વદન થકી વેદાંત વાકયને વીસ્તરે,
ગિરધારીને ગાયે ગમતે ગાંને જો. સાં૦ ૨૦
[1]કુલુપ ઉઘાડે કર્ણ તણાં તે કીલીયે,
કૃપા કરીને કાપે કૃપણુના કષ્ટજો
રાગદ્વેષ તણાં રગડયા જાયે નહીરે,
સર્વ [2]સમજાણે સકલ રહે સમદ્રષ્ટ જો. સાં૦ ૨૧
પરોક્ષવાદ કહ્યા જે [3]આગમ નીગમે,
અવલોકાવે આપ કરી અપરોક્ષજો.
સ્વપ્ન વીષે પણ સેવકને શીક્ષા કરે.
મસ્તક કર મુકીને જણુવે મોક્ષ જો, સાં૦ ૨૨
નીમીત્ત માત્ર ગુરૂથી જયે વિદ્યા ભણે,
સ્વલ્પ ભણ્યેથી સમજ્યે સર્વ વિવેકજો.
એક એક કઉતુક ઉલ્લંઘી ચાલતા,
[4]છત્ય ન રાખે છલ કરવાની છિક જો. સાં૦ ૨૩
દુશમન જનના ઉપર પણુ દાખવે દયા,
કાંતા કનક તણુ [5]કામણુ નવ્ય લાગે જો,
મરણુ તણા મહાભયથી પણુ ત્રાસે નહી,
વિકટ વચનના બાણુ જેહેને વાગે જો સાં૦ ૨૪
રાઘવજીને રંગે જયે રગ્યા રહે,
દ્રઢ બેઠા પણુ ધનુષ ચઢયા જયમ બાણુ જો,
પ્રારબ્ધ પૂરણુ થાતાં છૂટે તે પછી,
મળશે નીજાનંદ રૂપી નીશાંણુ જો. સાં૦ ૨૫
ગગોદક ગર્જતુ વેહે વાકુ સમુ,
તોપણુ અંતે અર્ણવમા [6]એકાત જો,
અન્યોદક જયે એહેને મલીને અનુસરે,
તે પણુ સમશે સાગરમા થઇ શાત જો. સાં૦ ૨૬
સૂધુ વેહે પણુ સરોવરનુ જલ ત્યહાં શમે,
તેહેને મળિયુ તે પણુ ત્યહા સમાય જો,

૧. તાળુ. ૨ સરખા ૩ વેદમાં. ૪ દ્વેવ, ૫ મોહ ૬ એકાકાર.

અર્ણવનું અવલોકન નહી તે અંબુને,
સરોવરને મુકતા તે સુકાય જો. સાં૦ ૨૭
એણી રીત્યેં ઉત્તમ જનને અનુસરે,
નારાયણમાં નીશ્ચય હોય નીર્વાણ જો;
કૃપણ જનોને સંગે કષ્ટ પડે ઘણુરે,
કયાથી ઓલખાય કૃષ્ણરૂપ કલ્યાણ જો. સાં૦ ૨૮
ગંગા યમુના ગોદા રેવા ગોમતી,
સાગર સહીતાં સકલ તીર્થના સ્નાન જો,
ઘર બેઠાં નીશ્ચયથી તેને તે મલે,
સદ્ગુરૂ ચરણોદકના કરતાં પાન જો. સાં૦ ૨૯
ગુરૂસેવા તે ગોવિંદસેવા જાંણવી,
ગુરૂ ગોવીંદમા અંતર ગણવો શાનો જો;
હરીયે હરી તે હરીજનને ઓલખાવીયારે,
મનન વડેથી માધવ ગુરૂને માનો જો. સાં૦ ૩૦
સમીપ રેહેનારા જયેને સમજે નહી,
સગા સંબંધી જયેહેને નીત્ય સંતાપે જો,
ગંગાતટ વાસી જયમ તીર્થ ગણે નહી,
મત્સ માહીલા મહીમાં જયમ ન માપે જો. સાં૦ ૩૧
વેગલા વસનારા સેવે વીશ્વાસથી,
પ્રેમ કરે તે પરખે પુર્ણ પ્રતાપ જો,
સન્નિધી માત્ર સંતજનોને સેવતારે,
સહજ શમે તે જનના સહુ સંતાપ જો. સાં૦ ૩૨
કોટી કલપની કર્મ તણી જયે કલ્પના,
ઓળગ કીધે થાશે અંતરધાન જો,
ચરણ શરણથી ચીદાનંદને ચેતશે,
અંતરાય મીટશે જાશે અભિમાન જો. સાં૦ ૩૩
જયમ જલ જલને મધ્યે [1]જલજ ન નીપજે,
વન વન કયાથી વીરલા ચંદન વૃક્ષ જો,
શીમ શીમ પ્રત્યે તે સીંહ ન સાંપડે,
દીસે નહી ત્યમ ઘરઘર પ્રત્યે [2]દક્ષ જો. સાં૦ ૩૪

૧ કમલ ૨ સંત.

વાસુદેવના વલ્લભ તે વિરલા વસેરે,
અંતરદ્રષ્ટી વડે એહેવા ઓલખાશે જો;
શરણુ થયેથી કારજ્ય સરશે સર્વથા,
જન્મમરણનાં જોખ્યમ તેહેના જાશે જો. સાં૦ ૩૫
આભ્યંતરથી અલગા જેહેને નહી હરી,
પ્રેમ રજ્જુયે પકડી બાંધ્યા પાય જો;
અજીત હતા પણ ઉત્તમ પુરૂષે જીતીયા,
ભક્તારગના રશીયા રાઘવરાય જો. સા૦ ૩૬
જીવ યત્ન જગદીશ જાંણવા શુ કરે,
પાર પડે એહેવાને આશીરવાદે જો,
સંત શરણુ પાખે સંકટ શમશે નહીરે,
બાધ્યો જાશે લોક તણી બકવાદે જો. સાં૦ ૩૭
વન્હિ વીમલ જયમ વિભૂતીમાં છાનો વસે,
નૌતમ નટુવો પરદે રહી જયમ નાચે જો;
સત શરીરે શ્રીધર રહીને ત્યમ વદે,
સ્વરૂપ જણવે શરણ થયેથી સાચે જો સાં૦ ૩૮
પ્રેમ કરચેથી પ્રગટ પરીક્ષા દે પ્રભુ,
ગર્વ કરચેથી ગિરધર તનુને [1]ગોપે જો;
પાગ નમ્યેથી પાપ પ્રલય સેહેજ્યે કરે,
નીંદા કીધે નરહરી નિશ્ચય કોપે જો. સાં૦ ૩૯
બ્રહ્મ બીજમા બ્રહ્મ તેજ ભાસે ભલુરે,
વિપ્ર મુખથી વિષ્ણુ વદે છે વાણી જો,
સુગંધ સહીતા સુવર્ણ તે શોધ્યું જડે,
ઉત્તમ જન ઓલખ્યાની એ ઈધાણી જો. સાં૦ ૪૦
નરતનું [2]નૌ કેવલથી નર ન તરી શકે,
સંસારાર્ણવ સદ્દગુરૂ શરણા પાખે જો.
કુંણ જાણે કૈવર્તક બીન [3]કળશુખાણુનીરે,
રાગાદિક રગંડે તેથી કુણ રાખે જો. સાં૦ ૪૧

---

૧ ગુપ્ત કરે. ૨ નાવ, ૩ નાવ હાકર ખારવો.

એહેવા ઉત્તમ જનને રહીયે આશરે,
કૃષ્ણકથા કહે તે નીત્યે શુણીયે કર્ણ જો;
ઔશધ સરખા વચન ઓલખાં સેવીયેરે,
એથી અવીદ્યાનુ છુટે આવર્ણ જો, સાં૦ ૪૨
આપ્યો ઉપાધી આપ ઓલખવા ઈશ્વરે,
ચાર કોટીમાં ભરીને સત્તર ચીન્હ જો,
બુદ્ધિ શુદ્ધ સત્વની બોધ ગ્રહી સકે,
ઓળખી જાણે ઇશથી જીવ અભીન્ન જો. સાં૦ ૪૩
ક્રીયમાણે તે શુદ્ધ થવાને કારણે,
દેવે આપ્યા દશ ઇંદ્રિયનાં દ્વાર જો,
પંચ પ્રાણ આપ્યા પ્રારબ્ધજ ભોગવા,
મન આપ્યું તે કરવા મનન વીચાર જો. સા૦ ૪૪
વધાઈ કેહેવા વેદ વચનને વિસ્તારયાં,
સમજ્ય થવાને સદગુરૂ કેરો સંગ જો,
વિરાગ થાવા ક્ષણભંગુર વપુ મેલવ્યુંરે,
ભોગ મેલવ્યા ભ્રાંતી કરવા ભંગ જો સા૦ ૪૫
દારાદીક મેળવીયા દોષ છુટવારે,
સંબધી મેળવ્યા સ્વારથને સમજાવા જો,
નાત્ય મેલવી નીર્ણય કરવા નૂરનો,
ઉંચ નીચ જણવ્યા સસ્કાર જણાવા જો. સાં૦ ૪૬
પશુ પાડ્યા નજરે તે પીડા પેખવારે,
કનકાદીક તે કષ્ટ કલપવા કાજે જો,
કીટાદીક તે નરક તણો નીરણય થવારે,
મર્ણ મનાવા મુર્છાદીક માહારાજે જો. સા૦ ૪૭
શાસ્ત્ર બતાવ્યા સ્વરૂપ સહુનાં સમજવા,
રાજદંડ યમદંડ મનાવા સારૂ જો;
પૂર્વજન્મની પશુતાને પરખાવવા,
ક્લેશવૈર મત્સર હું માહારૂં તાહારૂં જો. સાં૦ ૪૮

---

૧ શીરર વીગેરે સંસાર ૨ આત્મા

અનેક બિંબ દેખાડયાં નરહરીયે નવાં,
અચીંત્ય શક્તિ ઈશ્વરની ઓલખાવાજો.
રોગ દેખાડયા પૂર્વ પાપને પરખવા,
સુખ દેખાડયા સુકૃતને સમજાવાજો સાં૦ ૪૯
૧કળાનીધીની ક્ષય વૃદ્ધી દાખવિ કળા,
તનુને તે ૨ષડભાવ વિકાર જણાવાજો.
૩કુર્કુટ રવ કૃષ્ણે જયે પાડયા કાનમા,
ગોવીંદ ગુણ નીંદ્રા મૂકી ગવરાવા જો. સાં૦ ૫૦
જાતો કાલ જણવવા કાજયે જીવને,
ચોટે ચોરે ચોઘડીયા વજડાવ્યા જો.
સાવધાન કરવા બેડી ઓલખાવા.
વિવાહ વેળા સાવધાન કેહેવરાવ્યા જો. સાં૦ ૫૧
વિકટ દુ:ખદાયી ઓલખાવા વાસનારે,
ભયકારી ભમતાં દેખાડયા ભૂતજો.
સંચનારં સચીત ધનને ભોગે નહીરે,
તે જોવા ૪અહી મધુમક્ષીનાં જૂત જો. સા૦ ૫૨
ઉદ્યમ સરખો આય અતી ઓલખાવવા,
નરક ખાડ્ય ખણુતા નીકાલ્યાં નરકજો.
સહુનો સાક્ષી આત્મા અલગ ઓલખાવવા,
આકાશે ઉજવાલ્યો ઈશે ૫અર્ક જો સાં૦ ૫૩
નાના વિધ એહેવી નીશાની ન્યાહાલીને,
અતી ઉપકારી ઓલખ્ય જયો ઈશ્વરનેં જો.
કાંતા કંઈક કલંક ભરેલી જાણુવા,
લાજ કરાવી નીરખાવે નહી નરને જો સાં૦ ૫૪
એકવાર અજગર ઉદરેથી છૂટીયાં,
અવલોકી ત્યહા પુન ર્ન અરપો અંગજો.
એક અંગ અરપ્યેથી આખા લ્યેશી
વળિ વલગાડે ભગ વીધ વીધના ૬વ્યંગ જો. સા૦ ૫૫

---

૧ ચદ્રમા ૨. જન્મથી વૃદ્ધપણની અવસ્થા. ૩. કુકડાના શબ્દ.
૪. સર્પ. ૫. સૂર્ય. ૬. ઉપાધી

જયેજયે બિલ જોશો ત્યહાં વિષધર રહે વશીરે,
કાતા મિલથી નીશ્ચય કરડે કામજો
એહેવુ સમજી આસક્તિ અલગી કરો,
રટો હૃદયમાં રૂડા રાઘવરામજો, સાં૦ ૫૬

વપુવપુને મધ્યે શ્રી વિશ્વેશ્વર વસે,
કોહોના ઉપર કરીયે કપરો ક્રોધજો.
પરાધીન પ્રાણી સઘલાને પેખતાંરે,
અલગી જાશે ઇર્ષા ઉપજે બોધજો. સાં૦ ૫૭

પભ્રુ પોહોચાડે જયે નીજના પ્રારબ્ધને,
સ્વધર્મથી તે ભોગો ધરિ મન થોભજો.
પંચભૂત રચના પ્રપચની પેખતારે.
લાભ ન માન્યે લોપ થશે ચટ લોભજો સા૦ ૫૮

આસક્તી જયહા જયહા ત્યહાથી દુઃખ ઉપજે,
પ્રવર્ત્તિ મારગ બાધ પકડે પાગજો
નિવૃત્તીથી નરહરીનો નીશ્ચય થશેરે,
વસ્તુ વિચારે સઘ થશે વૈરાગજો. સા૦ ૫૯

મળિયુ જે જે તે માધવનુ મેળવ્યુ,
રાખનાર રાખે ત્યહા સૂધી રેહેશેજો
જાશે અંતે જયાહારે જગદીશ્વર હરે,
હારેયો જાશે હું માહારૂં જયે લેહેશેજો. સાં૦ ૬૦

કાળ તણા મુખમા એ સહુને કલ્પીનેરે
અહંકાર તજીને કરજ્યો આરંભ જો.
આપણું કીધું એહેમા કાઇ ન ઉપજે,
દૈવાધીન દેખતા મીટશે દભ જો. સા૦ ૬૧

પોતપોતાના પ્રારબ્ધે એકઠા થયા,
પરવે પાણી પીવા સરખો લોકજો
પ્રાકતન ભોગી પરા થઈ વીખરી જશે,
સંબંધ એહેવો માને શમશે શોકજો. સા૦ ૬૨

૧અયસ્કાંત મણીના તે અવલોક ન થકે,
લાડકરંતું જ્યમ નાંચે છે લોહજો.
અંગાદીક વિલસે ત્યમ આત્મા આશરે,
મુરદા સરખું માન્યે મીટશે મોહજો. સા૦ ૬૩
૨મુકુરતણા સાહામું રાખી જ્યમ વાંકડુ,
મુખડુ તેણે વાંકો ભાસે વેશજો.
આપતણા અવગુણ ત્યમ દીસે અન્યમાર,
ધીર્ય ધરીને જોતા મીટશે દ્વેશજો. સા૦ ૬૪
સહાય સદા છે જીવને પાસે શ્રીપતી,
રાખે ખબરચ ઘડીઘડીની રૂષીકેશજો.
કોયનો આશ્રય માન્યાનું કારણ કશુ,
એ ઓળખાણે અળગો રહે અભિનીવેશજો. સાં૦ ૬૫
પ્રાણિ માત્રની પીડા કરવી પરહરચે,
ઠાકુરનું કરવુ તે માને ઠીકજો.
દેવ સકલનુ દૈવત હરીને દેખતે,
ક્રમથી તાપ ટલે અધિભૂતાદિકજો. સા૦ ૬૬
ભગવદ્ ભજન કરતા નીત્યેભાવથી,
સદ્ગુરૂને સાચે મન રેહેતા શરણ્યજો.
અમર સકલને અંગ હરીના ઓળખ્યે,
રૂષિ પિત્રિ સુરના રૂણ છુટે ત્રણ્ય જો સા૦ ૬૭
પતીત પાવન બિરૂદ પ્રભૂનુ પેખતા,
માધવજીને માને માહારા મીત્રજો.
નરકપાતનો ભયતે નાસે નિમેષમારે,
ચિંતન આપણું મૂકે ચીત્ર વીચીત્રજો. સા૦ ૬૮
સત્ય સચ્ચિદાનદ સ્વરૂપ વિના નહિરે,
જ્યેણે જયક્ત જણાયે ઝાક ઝમાલજો.
અન્ય આગમાપાયી એ ઉપાધીયો,
જાણ થયેથીં મીટે જન્મ જંજાલજો. સા૦ ૬૯

૧. લોહચુંબક. ૨. તકતો

સત્પાત્રોના કરમાં દાન સંમર્પતારે,
પુત્ર જન્મથી પેઝયે પુનરાવર્ત્તજો.
કાળ થકે ક્ષય સ્વર્ગાદિકનો સમજતારે,
તજી શકાશે ત્રણ્ય ઇષણાતર્ત્તજો. સા૦ ૭૦
અન્ન બ્રહ્મ રસ વિષ્ણુ ભવ ભોક્તાલહે,
અગ્નીરૂપ થઇ પચવે આપો આપજો.
પ્રાણ [1]પ્રસાદી પ્રભુજીની પ્રાસે સદારે,
[2]પેખે [3]પર્દુ થશે પ્રાશનનુ પાપજો, સા૦ ૭૧
પ્રભુજીનુ સરજ્યું મેલવીયુ પેખીયેરે,
પોતાના નોહચે પશુ પુત્રાદીક પ્રાણ જો;
આસક્તિ બિન આજ્ઞાથી સેવ્યા થકે રે,
કૃષ્ણાર્પણ થાશે લૌકીક ક્રીયમાણ જો. સા૦ ૭૨
પ્રભુજીની જીવો ઉપર જ્યમ પ્રેરણા,
શુદ્ધ થવા સંસ્કાર બતાવ્યા ધર્મ જો,
ફલ તૃંણા બિન યથાશક્તિ સેવન કરયેરે,
કૃષ્ણાર્પણ એમ થાશે વૈદિક કર્મ જો. સા૦ ૭૩
ગુરૂ ગમ્યેથી ગુણ ગાતા ગોવિંદના,
રમાનાથની રુડી થાશે રીઝજો.
નિર્વિકાર નીજ રૂપ તણો નીર્ણય થતા,
બળી જાશે સઘલા સંચિતના બીજ જો. સાં૦ ૭૪
પ્રમ ભક્તિ ઉપજ્યેથી પુરૂશોત્તમ વિષેરે,
કૃષ્ણકથામૃત રસ સિંધુમા ક્રીડે જો,
એહેવો એ અષ્ટોત્તર શતને ઉદ્ધરે,
પોતાને પછિ પુણ્ય પાપ ક્યમ પીડે જો. સા૦ ૭૫
ગુરૂ વચનામૃતમા એ જેના મન ગળે,
લૌકીકની લવ તે જનની લોપાયજો
કામ સકલ માને જ્યે કાક વિષ્ટા સમારે,
પરમેશ્વર પદવી તેથી પેખાયજો. સાં૦ ૭૬

---

૧. પ્રભુનો પ્રસાદ પ્રાસે એટલે જમે. ૨. જોયેથી. ૩ વેગલું

માંને મરણુતણો મહા ભય જ્યે મસ્તકે,
દુર્લભ દેહ મનુજનો દ્રષ્ટે દેખેજો.
સદ્દગુરૂને શરણે તે જન જાશે સહિરે,
લક્ષકરેથી લક્ષ્મીવરને લેખેજો. સાં૦ ૭૭
માતતાતની દૃષ્ટિ નીકટમાં [1]મલ્પતો,
રમે [2]રંક બાલક પણ નવ્ય રગડાયજો.
આળ આંચજ્યમ એકે અંગ અડે નહીરે,
ગુરૂ શરણે ત્યમ જીવ ન ગાજ્યો જાયજો. સાં૦ ૭૮
હરીભક્તિ સરખી જો ગુરૂભક્તિ હશે,
વસશે તેહેને ચિત્તે સરવ વીચાર જો,
પ્રકાશ થાશે પરમેશ્વર તેને રૂદે,
શાસ્ત્ર સકલનું તેહ સમજશે સાર જો. સાં૦ ૭૯
સંક્ષેપે સિદ્ધાંત કહ્યા સહુ શાસ્ત્રનારે,
કહી જાણે પણ કરી જાણે જન કોય જો;
પુર્વ જન્મના પુષ્કલ પુણ્ય પ્રતાપથીરે,
હરજીની કરૂણા જ્યે ઉપર હોય જો. સાં૦ ૮૦
કલીના કલીમલ કાપે કૃષ્ણુ કૃપા કરીરે,
ધીર્ય ધરીને હરીને જો જન ધારે જો,
સદગુરૂ સંગ મેલવી તારે શ્રીપતી,
અન્ય નથી કાંઇ ઉગરવાનો આરો જો. સાં૦ ૮૧
સદ્દગુરૂ સંગે માનવ તનુ સાર્થક થશે,
દક્ષ જનોને ગુપ્ત અરપતાં [2]દત્ત જો,
સંશય સઘળા શમશે ગ્રંથી તૂટશે,
[3]મતમિટિ જાતાં મિટશે ચટ્ટ સુમત્ત જો. સાં૦ ૮૨
જગદીશ્વર જાણ્યા બિન જન્મ ઘણા ગયારે,
હરીના હેત વીના વેઠી બહુ હાની જો,
આ અવસર જાશે તો અથડાશો વળી,
માટે રહો માધવને માહારા માની જો. સાં૦ ૮૩

---

૧. ખુશી થતો. ૨ દાન. ૩ અહંકાર.

શુદ્ધ બુદ્ધને નીત્ય મુક્ત નીજ રૂપને,
આલોચન કરતાં ઉરમાં અવિનાશી જો;
ચોરાશી તુકોને નીત્યે ચીંતતારે,
ચતુર નરોની મિટે લક્ષચોરાશી જો. સાં૦ ૮૪

પુરૂશોત્તમજીની જેહેવી થઇ પ્રેરણા,
વદને માહારે તેહેવી વીસ્તરી વાંણી જો;
કરજોડી કહે કૃષ્ણરામ હે કૃષ્ણજીરે,
પ્રતિતી દેઇને પકડો માહારો પાણી જો. સાં૦ ૮૫

વી. ૧૮ ૫ ૧

સવત ૧૮૬૭ માર્ગશીર્ષ શુકલ ૧૫ તુકો ચોરાશી પૂર્ણ થઇ
લિ૦ ભટ કૃષ્ણરામ ભક્તિરામ ભટમેવાડા ગુર્જરદેશીય અમદાવાદ-રાયપુરવાસી

---

## કીર્તન ૧૦૬ મું.

કહું શાસ્ત્રની શીક્ષાઓ સારીરે,
પ્રીતિમ તોને લાગે જયમ પ્યારીરે,
[1]ધોખો મિટશે જો માંનશો ધારિરે,
માંનવ સાંભલિયે. ૧

મોઘી માનવ તનુંઆ આવીરે,
ગતી બિન રખે નાખો ગમાવીરે,
ચિદાનદની ચાકરી ચ્યાહાવીરે. માં૦ ૨

કોહોનું ઉછિષ્ટ અન્ન ન જયમિયેરે,
સ્વાર્થ માટે ન દીનને દમીયેરે;
[2]રતી પરનારી શૂં ન રમિયેરે. માં૦ ૩

માઠું મનમાં ન ધારિયે કોહોનુંરે,
ધન ઇચ્છીયે નહિ કરચા [3]દ્રોહનુંરે,
પડયું જડે તો ન પચવિયે સોનુંરે. માં૦ ૪

---

૧. જન્મમર્ણનુ દુખ. ૨. વીષય. ૩. કલેશ.

વિના સૂતકે સૂતકી ન થવુરે,
જયમવા બાર દિવસમાં ન જવુરે;
કન્યાવિક્રયીનું અન્ન તજવુંરે. માં૦ ૫
[1]રજોવંતિનું નિરખ્યું ન ખાવુંરે,
પંથે શ્રિસગે [2]નિશિયે ન જાવુંરે,
રતી રમેલા ન તીર્થે નાહાવુરે. માં૦ ૬
સૂર્ય સાંહાંમુ ન-મલમુત્ર કરવુંરે,
ઝાઝે [3]ગરીષ્ટેંન પેટને ભરવુંરે;
વિના [4]દીક્ષાયે નગ્ન ન ફરવું રે. માં૦ ૭
વિના [5]પ્રસાદિ ન વીપ્રનું લીજેરે,
વીપ્ર વિધવાનું [6]કરજન કીજેરે;
પૂછ્યા [7]પાખેંન પાનીય પીજેરે. માં૦ ૮
જલ, [8]અનલ, સાવરણી, ને મીઠુ રે,
હાથોહાથ ન લીજીયે [9]દીઠુ રે;
કાચું ખાઇયે ન કઠોલનું પીઠુ રે. માં૦ ૯
ધશ્યા જઈએ ન સૂને ધાંમેંરે,
વરો કરિયે ન પારકે દામે રે,
કહી માંનવાની કૃષ્ણરાંમેંરે માં૦ ૧૦

તી. ૫ ૫. ૧૦

---

## કીર્તન ૧૦૭ મું

પગે કરિને ન પગને ધોઇયેરે,
કોહોનું મિથુન ન [10]ઢૂકીને જોઇયેરે;
કોહોની આબરૂ જનમા ન ખોઇયેરે. માં૦ ૧
જમ્યા કેડયેં ન [11]મુંડન ચ્યાહાવુંરે,

---

૧ રજસ્વલા. ૨ રાત્રીયે ૩ ગળ્યુ. ૪ પરમહંસ વીના. ૫ પ્રસાદ તરીખે આપે તે વીના. ૬ દેવુ. ૭ વીના ૮ અગ્ની ૯ જાણીને. ૧૦ ધારીને ૧૧ હજામત.

સદે નહિ તેહેવું અન્ન ન ખાવુરે;
પાંણી ફૂંકી ન પીવું ન પાવુંરે. માં૦ ૨
સત્તા હોય તો ન જમવું વાશીરે,
સંગ કરવા ન રાખવી દાશીરે;
[1]કથા તજીનેં ન દોડવું કાશીરે. માં૦ ૩
[2]પિતામાતાનું પીડિ ન લેવુરે,
દુષ્ટ જનનું ન કરવું દેવુરે,
[3]દારાદિકનેં અધિન ન રહેવુરે. માં૦ ૪
મોટા સાથ્યે મુમુત્ત ન કરવોરે,
કોહોનો કૌતુકે કાન ન ભરવોરે,
કોહોનો દામ અધરમેં ન હરવોરે. માં૦ ૫
કોહોની જામિની કરવી ન જાણીરે,
ચાલે તાવત થઇયે ન દાંણીરે,
વિચ્યારચ્યા વિના વદિયે ન વાંણીરે માં૦ ૬
કોહોની સ્ત્રીનેં એકાંત ન હશીયેરે,
ગુનેગારનેં જોવા ન ધશિયેરે,
સગાં શઠને સમીપ ન વશિયેરે. માં૦ ૭
નારિયો મધ્યે નગ્ય નીકળિયેરે,
નાણાં નારીને નિરખી ન [4]ચળિયેરે,
[5]માઠા આચરણીનેં ન મળિયેરે. માં૦ ૮
કપરાં કરમ ન કરિયે [6]કાંમેરે,
લોક લવથી ન મરિયે [7]મામેરે,
કહી માંનવાની કૃષ્ણરાંમેંરે. માં૦ ૯

વી ૫ ૫. ૧૦

---

૧ કથામા અશ્રધા ન રાખવી તે. ૨ માતા પીતા આપે તો લેવું. ૩ સ્ત્રીપુત્ર વીગેરે. ૪ ઇચ્છા ન કરવી. ૫ અસત્ પુરૂષનો સગ ન કરવો. ૬ લોભથી. ૭ મમતે.

# કીર્તન ૧૦૮ મું.

રજે આવેલિ નારિ ન ૧વરિયેરે,
સ્વલ્પ દોષે ન પત્ની ૨પરહરીયેરે,
ચઢતે પૂરે ન નદીયો ઉતરિયેરે. માં૦ ૧
કાંમી થઇયે ન કદી ૩કુલટાનારે,
મીત્ર થઇયે નહી નકટાનારે,
મંત્ર શીખિયે ન કાનં ૪ફુટાનારે. માં૦ ૨
ઔષધ પાખે ન કુવ્યસન કીજેરે,
વિના વ્યસનીને વ્યસન ન દીજેરે,
પ્રાણ જાય પણ મદિરા ન પીજેરે. માં૦ ૩
મિત્ર માંનિયે નહિ કદી નૃપનેરે,
મેલા દેવના જપિયે ન જપનેરે,
કૂપ કૂદીયે ન મારી તલપનેરે. માં૦ ૪
વસ્ત્ર ગંભાળ્યા બિન નવ્ય ઠરિયેરે,
વાટયેં રાત્રેં ન છાની ઉચ્ચરિયેરે,
સમય પાખે વ્યાપાર ન કરિયેરે. માં૦ ૫
ધરણી દાટિયે નહી નિજ ધનનેરે,
દાંન વેળા દુખાવિયે ન મનનેરે,
કદી લડીયે ન પાડોશી જનનેરે માં૦ ૬
સગાંવાહાલાનું કરિયે ન દેવું રે,
આપ્યું પોતે તો પીડિ ન લેવુરે,
કરયુ સત્કર્મ કોહોનેં ન કહેવુરે. માં૦ ૭
દુખ સહિયે પણ વહિયે ન ૫ વામેરે,
સદા ચિત્ત ચોટાડિયે ન ૬ચામેંરે;
કહિ માનવાની કૃષ્ણરામે રે. માં૦ ૮

વી ૫ ૫ ૧૧.

---

૧ પરણવી નહી. ૨ ત્યાગ ન કરવી ૩ વેશ્યા ૪ મલીનમત્ર.
૫ અધર્મે વર્તવ્ નહી ૬ સ્ત્રી વીશે

## કીર્તન ૧૦૯ મું.

વિપ્રગૌને ન હણિયે લાતોરે,
કોહોની કલ્પી ન કરિયે વાતોરે,
સાહામો રોકિયે નહી છીંક ખાતોરે, માં૦ ૧
મલમૂત્રને તીર્થે ન ધોવારે,
[1]સૂતિકાનાં ન અવયવ જોવાંરે,
છિદ્ર કહિને સગા ન વગોવાંરે. માં૦ ૨
રજોવંતીને લેવી ન નાવેરે,
રતી રમવું ન આવ્યે તાવેરે;
દ્યુત ખેલવુ નહિ કદી ભાવેરે. માં૦ ૩
કોહોની વાત ન કોયને કરવીરે,
કુડી સાક્ષી ન કોયની ભરવીરે,
વેહેતાં મારગે વસ્તુને ન ચરવીરે. માં૦ ૪
બેમર્યાદિ જનોથી ન વદિયેરે,
નારી સમીપ ન નાહિયે નદિયેરે,
કાચી રસાયણ ખાઇયે ન કદિયેરે. માં૦ ૫
પાણી પીતા કે જમતા ન હશીયેરે,
એના એકાંત દેશે ન ધશિયેરે,
ફદી જનનાં ન ફંદમાં ફશિયેરે. માં૦ ૬
દીજે કીમિયા કાજે ન ધનનેરે,
નિંદિયે નહી ભગવજ્જનનેરે,
વાહાણે જોઇયે ન [2]વિકટ વદનનેરે માં૦ ૭
અથડાઇયે નહિ આઠે [3]યામેરે,
[4]ઓવટી પાખે ન લીજીયે [5]નામેરે,
કહી માનવાની કૃષ્ણરામેરે. માં૦ ૮
વી૰ ૫ ૫. ૧૨.

---

૧ સુવાવડી ૨ સવારે ખરાબનુ મુખ ૩ પોહોર ૪ અડચણુવીના ૫ ઉધારે નામે લખાવીને

## કીર્તન ૧૧૦ મું.

શ્રીસદ્ગુરૂને નમીને ચરણે નરના ધર્મ તણો કહું નીરણે.
શાંહાંણા જન શ્રવણે સાંભળજ્યો-વીઘ્નના માર્ગથી પાછા વળજ્યો. ૧

આ અવતાર અનુપમ જાણો, અણસમજ્યે રખે જાય તણાણો,
અમાસ એકાદશી પડવે છઠય-દાતણ કાષ્ટતણી ન કરો હઠય. ૨

મૃદ વિભુતીથી દંત સુધારો, તામ્રચીપથી ઉલ્ય ઉતારો,
નાહાવું નીરખી જોઇને મોરી, જીવતંતુને કાહાડવાં બોહોરી. ૩
ઉષ્ણોદક શીતોદક સાથ્યે, [1]હઠથી મેળવીયે નહી હાથ્યે,
ગળ્યા વિના જળ નવ્ય વાપરીયે, હરીગંગા નાહાંતા ઉચ્ચરીયે. ૪
દ્વાદશી એકાદશી છઠય ચૌદશ, ચોથ્ય અમાસ નવમીને દીવસ,
સક્રાંતી દીવસે વ્યતીપાતે, રવી મગળ ને વારે ઘાતે. ૫
વ્રત દીન જ્યેં દીન ગામ્ય નીસરીયે, એટલેં તૈલાભ્યગન કરીયે,
એ દીન મુડન તે ન કરાવો, સ્ત્રી સેવા તે દીન વીસરાવો. ૬
કહીયે [2]મધ્યાનોત્તર મસ્તક, મુડાવવુ નહી વીતી ગઈ તક,
શૌચ જઇને જે નર આવે, સૂતકી હોય કે શીર મુંડાવે. ૭
સૂતો દૂર જતો કે નાહાતો, ચંદન વિન કેપથવુ જાતો,
કલેશ કરતો વા [3]અનુસરીયે. એટલાને [4]નમનાશીશ ન કરીયે ૮
[5]વંશ લોહ સાવર્ણી દીવી, શ્યાંમ ભાંડને સ્ત્રીની [6]નીવી,
નગ્ન અધર્મી લડતું કોઇયે; એટલાનુ મુખ પ્રાતઃ નવ્ય જોઇયે. ૯
નામ ગુરૂ ગોવિદનુ લિજ્યે, [7]મચકથી પછી ભૂપદ દીજે,
મેંલ ન રાખીયેં કર પદ ઉપર તૃણ નવ્ય છેદીયે ભૂથી લઇ કર. ૧૦
રજો ન છાંટિયે નવ્ય છંટાઇયે, ભૂંડું ન ગવરાવી મુખ ગાઇયે.
નવ્ય ખણીયે અંગુઠે ધરણિ, પરના દોષ ન કહીયે વરણી. ૧૧
દંત શુદ્ધિ મુખ શુદ્ધિ કરીયે, [8]રૂખા કેશ ઘણા નવ્ય ધરિયે,
વસ્ત્ર મલીન ન ધરીયે અગે, સંધ્યાયે રતી નવ્ય રમીયે રગે. ૧૨

---

૧ ઉના પાણીમા તાઢુ નાખવુ નાપડે તો સારૂ ૨ બાર વાગ્યા પછી. ૩. સામા રડતા હોઇયે. ૪. નમસ્કાર કે આશિર્વાદ ૫. વાસ. ૬ નાભી પાસેનો ભાગ. ૭. પલગ કે પથારીથી. ૮ લુખા

અદ્દ મલ્યુ' દહીં કે ફાટયુ' પાયસ, મહીના પેહેલુ' ગૌનુ' ગોરસ,
કાચુ' મધ મીઠુ' કાશીફળ, પકવ રીંગણાં શ્રીફળનું જળ. ૧૩
રાત્રે, લવિંગ, લીંબુ ને દહીં, એટલા ખુશીયે'થી ખાવા નહીં.
પગથી પગ નવ્ય ધોઇયે' કહીયે', મુખથી મમો ચચ્ચો ન વદીયે ૧૪
ઘૃતમાં તેલ પયોમાં પાણી, લોભે મેળવીયે નહી જાણી,
કોયનુ એઠું છાંડયુ ન જમીયે, ભ્રષ્ટજનોને સંગ ન ભમીયે. ૧૫
મળ ભરીયા નદીમાં નવ્ય નાહીયે, આપણે' હાથ્યે આપ ન [૧]ઘાઇયે.
ડાંહામ ન દેવાવીયેનીજ અંગે, રમીયે નહી [૨]પર રામા સંગે. ૧૬
ભાગ્ય, તમાકુ, અફીણ ન ચરીયે બિન રોગે કોય વ્યસન ન કરીયે',
મહા સીદ્ધી મળતી હોયે' તોપણ–પાઇયે ન મદીરા પીજીએ આપણ. ૧૭
લસુન પલાંડુ ગાજરરાતાં, ખાઇયે' નહિ બીન ઔષધ [૩] માતાં.
પરને' આસન સેહેજ્યે ન ચઢીયે–અન્ન ધાતુને પગે ન અડીયે. ૧૮
ગોને લાત ન હણીયે ચુકી, કોઇનૂં મીથુન ન જોઇએ ઢૂંકિ,
સૂંકર, ઉષ્ટ, અજા, ગર્દભ–નેનારી એ વચ્ચેથી ન નીકલીયે ધારી. ૧૯
દંપતી, શીષ્ય, ગુરૂ, શીવનંદી, એ વચ્ચે નીકળે તે [૪]ફંદી,
સ્થાપીત શીવ નીર્માલ્ય ન લીજે, [૫]ચુગલી કરાવીયે ને ન કીજે ૨૦
નગ્ન ન સુઇયે નગ્ન ન ફરીયે, સ્વાર્થે નીંદા કોહોની ન કરીયે,
પ્રાહાર ન કરીયે માતપીતાને, જુઠું ન ખેલીયે ચોપટ દાને, ૨૧
એક ઉપર બીજી નવ્યવરીયે, જો પરણ્યા તો પોષણ કરીયે,
અધર્મ પાખે પરણી નજ તજીયે, ભ્રષ્ટ ભામીનીને નવ્ય ભજીયે. ૨૨
દેવ તીરથ બ્રાહ્મણને પોથી, એહેમના શપથન વદીયેકોથી,
યાવત્ સ્ત્રીને પ્રથમ [૬]રજનાવે' તાવત તે નવ્ય ભજવિ ભાવે. ૨૩
ચ્યાલીશ વરષ તણી હોય નારી, વરને [૭]કામ રાખવો વારી;
જો કદી અન્યની આશા ધરવી, તો રજો આવેલીને ન વરવી, ૨૪
શીશુને' પછાડવા નહીં ક્રોધે, આશક્તી કરવી નહી [૮]બોધે.
પંચ વરષ તો કરવુ લાડન, ત્યહાથી દશ સૂધી તે તાડન ૨૫

૧. ઘા ન કરવો ૨. પરસ્ત્રી. ૩. ખુશીથી. ૪ દાડ. ૫ ચાડી
૬. રજસ્વલા. ૭ ચાલીસવયની સ્ત્રી થયેથી વિષય ત્યાગ કરવો. ૮ સમજીને

ષોડશ વર્ષ થયાંરે જ્યાંહારે, સૂતને મીત્ર માનવો ત્યાહારે.
ગાળી ન દેવી પછી ચુકીનેં, સ્રીને ન હસવું લાજ મૂકીને. ૨૬
શીશુ સગે લેઇ સ્રી નવ્ય ભજવી, ગર્ભિણી પંચ માસ પછી ત્યજવી;
રજ પછી સાત દીવસના પેહેલા, સ્રી ભજે જયેં શિશું થાય તે મેલાં ૨૭
રજવંતીનુ દેખ્યુ ન જમવુ, પચ રાત્રી પેહેલું નવ્ય રમવું,
હાથ અડાડી અગ્ની ન લેવો, વિપ્રને દેહેં દડ ન દેવો ૨૮
હરીજન વીપ્રનું હાસ ન ચ્યાહાવુ, કંન્યા વીક્રીય અન્ન ન ખાવુ;
પુત્રી પરણાવી જયેં ઘરમાં, તેનું અન્ન ન લેવું ઉદરમાં. ૨૯
ગૌ શય્યા કંન્યા જયેં આપેં, તેહેંમાં [1]ભાગીયોં કોય ન સ્થાપેં,
શેરીમાં શબ પડીયુ જેનેં, સ્રી કે અન્ન ન ભજવા તેહેનેં. ૩૦
સૂતકીને જયમવા નવ્ય જાવુ, સૂતકીને અડીયેં તો નાહાવું,
સૂતક બીન સૂતકનૂં ન જયમવું, સૂતકમા સ્રી સંગ ન રમવુ. ૩૧
મરનારાને પાસે બેશી, કેહેવું રામ, કાંનમા પેશી,
યવ તીલ દરભ [2]કુસુમ પાથરવાં, રડતાં હોય તેહનેં દૂરજ કરવાં. ૩૨
નવ્હરાવીનેં નાખવુ ચોકેં, ઉત્તર ઓશીકે બિન શોકેં,
દાન પ્રહર પેહેંલુ સહું દેવુ, પછી તો રામકૃષ્ણ મુખ કેહેવું. ૩૩
મુખ ગગાજળ તુળસી દઈને, મુકવું હરી કેહેવરાવીકહીનેં
પ્રાણ પડંતા રડવુ પોકે, બીન [3]ગડદે બીન આસું શોકે ૩૪
છ પીંડ સહીતાં શબનેં લેવુ, વીધીયે દાન અગ્નીને દેવું;
દશાહ સારવું શ્રવણી કરવી, એક વર્ષ સૂધી વીધી આદરવી. ૩૫
દશ દીન સૂધી સગાંને મળવું, ગરૂડ પુરાણ શ્રવણ સાંભળવું;
ભાગવત્ ગીતા સંવત્સરમાં, સાભળી અર્પે વિપ્ર ના કરમાં. ૩૬
ત્રણ્યસેં સાઠ બ્રાહ્મણને ભોજન, આપવુ ઉદાર રાખીનેં મન,
લૌકીક અની શકે તે કરવું, દાન યથા શકતી આદરવું. ૩૭
રોવું નહી, રોવરાવા નવ્ય દેવું, હરે તજીનેં અરે નવ્ય કહેવું,
ક્ષીર કઠોળ ખીચડી કુર, ત્રણ્ય [4]યામ પછી ન જયમો જરૂર. ૩૮
ગોળ લવણની સાથે દૂધ, તામ્રપાત્રનું જયમેં તે અશુદ્ધ;
તલ્યું શાક પોળી કઢી પાયસ, પચયામ પછી ન જયમો નીરસ ૩૯

---

૧ ગાય-શય્યા ને કન્યા એ એકનેજ અપાય ૨ પુષ્પ. ૩ કુટતા ૪ પોહોર.

ભાખરો લાવશી શીરો કચોરી, સમયામ પછી નરહે [1]તોરી
માલપુંવા વડાં ચૂરમૂં પૂરી, નવ યામ કેડયે કરવાં દૂરી. ૪૦
ઘી સાકર ભરીયા પકવાન, પક્ષ એક પછી તેહેનું ન માન,
એટલાં માંન પ્રમાણ્યે ચરીયે, વાશીનૂ નૈવેદ્ય ન કરીયે. ૪૧
સુર્યગ્રહણ પહેલાં [2]ઘડી ત્રીસે, ચંદ્રગ્રહણ પહેલાં ચોવીસે,
એ અવધીમાં અન્ન ન લીજે, વાશી રહે તે રંકને દીજે ૪૨
ગ્રહણ બની મુકાયે યાવત્, અન્ય કાર્ય નવ્ય કરવુ તાવત્,
સ્પર્શ સમે નાહી આસને ઠરીયે, રામ સ્મર્ણ કે કીર્તન કરીયે. ૪૩
મધ્યે હોમ સુરાર્ચન કરવા, અંતે દાન વીવીધ આદરવાં.
જ્યાહારે શેષ ગ્રહણ રહે સ્વલ્પ, દાનનો કરવો મન સંકલ્પ. ૪૪
જળમા [3]જળ મૂકવુ મન ધારી, અંતે આપવુ પાત્ર વિચ્યારી.
જયેથી એનૂં હોય રક્ષણ, તે સત્ પાત્ર તણાં કહું લક્ષણ. ૪૫
જાતે બ્રાહ્મણ વીદ્યા ભર્ણાયો, જેને શોધ શુભાશુભ જડીયો,
જેને વપુ આદીની વીરક્તી, જેને વાસના ઊઠે ન રતી. ૪૬
જેને [4]વદને નીર્મળ વાંણી, જયે પરની ગતી જાયે જાંણી,
તૃષ્ણા તાંણી સકે નહી જયેહેને, દૈવી પ્રકૃતી જેહેના દેહેને. ૪૭
જેને કુસંગ કોય ન અડકે, રાગ રોષ હૃદયે નવ્ય ખડકે,
જેને મન નવ્ય ઊઠે ભ્રાતી, જેહેના મુખ ઉપર મહા શાંતી. ૪૮
આત્મ સ્તુતી જયે ન કરે આપે, જેને મન મહા શાંતી વ્યાપે,
જેને પરનીંદા નહી પ્યારી, જેને માત સમી પરનારી. ૪૯
ભક્ષ્યાભક્ષ્ય સકેજયે ભાળી, જેહેને હરી શુ લાગે તાળી,
સંસારીના સરખો દીસે, પણ તેહેન્ મન હરી શુ [5]હીસે. ૫૦
અષ્ટ પ્રહર મનન મન ચાલે, પૂછયા પ્રશ્નનો ઊત્તર આલે,
જયે રહે વીષ્ણુ તણો વીશ્વાસી, કરતાં ભોગ રહે જયે ઉદાશી. ૫૧
જેહેની કૃષ્ણા કારજ વૃત્તી, પીડી ન શકે જેને પ્રવૃત્તી,
જેહેનું આચર્ણ કોય ન અવગુ, સંતોષે સહુ જેને સવગું. ૫૨

---

૧ સારૂ. ૨ જે પ્રહરમા ગ્રહણ હોય તે પ્રહર મુકી ગણવું ૩ દાનનો સંકલ્પ કરવો ૪ મુખ વીશે. ૫ તદાકાર થાય

પીડીતની સમજે જ્યે પીડા, કૃષ્ણકથા શુ જેને ક્રીડા,
જેને કીર્ત્તન હરીનું ભાવે, ઉર અભીમાન ન જેહેને આવે. ૫૩
[1]લોલુપતા નહી જ્યેહેને લેશ, જેહેને દ્વેષી જનોથી ન દ્વેષ,
જ્યે સુખ સ્વપનના સરખું માને, સમજે સમજાવે સહુ સાને. ૫૪
હરી વીમુખોના જ્યે નહી સંગી, શરણુ આવ્યાને જ્યે કરે અંગી.
નીમીત્ત માત્ર ગુરૂથી પઢશે, ક્ષેમને પંથે ખાંત્યે ચઢશે, ૫૫
ઇશ્વર ઇચ્છાને અનુસરશે, ભાગી ભેદને અભેદને વરશે,
આપ તણુ મોહોટાપણ્[2] ગોપે, કોયને અવમાંને નવ્ય કોપે. ૫૬
આપથી પરને નીત્ય વખાણે, સહુથી નીચ આપને જાણે,
નીત્ય નવાં કીર્તન ઉપજાવે, કરે વીનતી સેવક ભાવે. ૫૭
કોયનું અન્ન [3]ઊલાળી ન નાખે, સર્વ જનોથી [4]ભાષા સાંખે,
નીત્યે રહે નીર્દોષ સ્વતંત્ર, માધવજીનો જપતાં મંત્ર. ૫૮
સત્ય શરણુવાળા ઓળખશે, જ્યે ઉરમા એ લક્ષણુ લખશે,
દામોદર શુ મન દીન રાત્ર, તેહેને શાસ્ત્ર કહે સત્પાત્ર. ૫૯
તેહેને પરખી દાનજ આપે, કોટી કોટી ગુણુ પુણ્ય વ્યાપે,
અરપે આપનાર જ્યે [5]ગોપ્યું, તેહેનું પૂણ્ય ન જાયે લોપ્યું. ૬૦
જયમ [6]દીપ્તાનળે મંત્રે અરપે, તે તે દેવ સકળને તરપે,
એમ સત્પાત્રના કરમાં આપ્યું, તેણે કલીમળ નીજનૂં કાપ્યું. ૬૧
એહેવે પુણ્યે બને સંસ્કાર, સમય બનેથી કરે ઊદ્ધાર,
સત્સંગતીએ પુણ્યે સાધે, એ વડે જન હરીને આરાધે, ૬૨
સર્વ દેવનું મુખ એ બ્રાહ્મણ, કામાદીકન જ્યહાં નહી કાંમણ,
એહેવા મળે ઓળખાય ન પાપે, શરણુ વીના ઓળખાવે ન આપે. ૬૩
એ દ્વારા હરી સઘળું લે છે, દેનારાને અભયપદ દે છે,
ગ્રહણાંતે જે જન નહી નાહાશે, સૂતકી છ માસ સુધી થાશે ૬૪
ગ્રહણાંતે કે નીચને સ્પર્શી, મૃતઃસ્નાને કે શબ [7]આકર્શી,
દેહ શુદ્ધઃ પ્રાયશ્ચીત્ ચ્યાહાવું, [8]એટલે ઉષ્ણોદકે ન નાહાવું ૬૫

---

૧ લોભ. ૨ ગુપ્ત રાખે ૩ મળતું રોકે નહી તે ૪ વચન ૫ ગુપ્ત દાન કરયુ ૬ સળગતા અગ્નીમાં. ૭ લેઇ ૮ એટલાઓમાં

વીધવાને જે વેશજ રાખે. હરી ગુરૂ શાસ્ત્રની નીંદા ભાખે,
ભ્રાતૃ પત્ની કે કુળ વધુ ભગની, અપરમાત કે સુતા સુવગની. ૬૬
એટલાની સ્પર્ષે જયે કાયા, તેં એની અંગે નહી જે છાયા;
નર જયે નારી રૂપે નાચે, જોઇયે-તો સવસ્ત્ર નાહાવુ સાચેં. ૬૭
વેદશાસ્ત્ર ભણી શુણી કહે જૂઠા-[1]બોલ્યાં બ્રાંહ્મણનાં કહે [2]જૂઠાં;
સમજી જીવ શીવ જુદા જાણે, વીધી હરી હરમા અતર આણે ૬૮
સેવા બીન બ્રાહ્મણનું તાકે, કલ્પીત મતથી ગપ્પાં હાંકે;
વટલે વટલાવે જયેં છાનો, જાર જાત એટલાંને માનો. ૬૯
યૌવન પણ મહા રોગજ વ્યાપે, સહુથી શપથ વદેને શાપે;
પરાધીન જયેને નીત્ય જમવું, રોગી પણ સ્ત્રી સાથ્થે રમવુ. ૭૦
દરીદ્ર છે પણ બહુ શીશું બણુતા, બ્રાહ્મણ છે પણ નાવડે ભણુતાં,
સગા સતાપે જયેહેના દેહેંને, વૃદ્ધપણે પત્ની મરે જેને. ૭૧
નીત્યે પડે માગવી ભીક્ષા, ઉપજે નહી તોહ્યે અન્ત્રીક્ષા,
નીપજે [3]અગજ જેને ઘેહેલા, એટલાને પાપીમાનોં પેહેલાં, ૭૨
ધન હોય પણ કૃષ્ણાર્પણ ન કરે-કૃષ્ણ કથા કદી કરણે ન ધરે;
થાપણ ઓળવે કોયની મૂકી, પરતુ સુખ જોઈ જાયેં સૂકી. ૭૩
ગુણ કીધો તોહે અવગુણ આણે, આઠે પોહોર જયે આપ વીખાણે,
પરનારીને સુરૂપી ન્હાહાળે, એકાત [4]આપણે એમ ઉર બાળે. ૭૪
[5]દીવા મીશુન કરે લજ્જા લોપી. કહું તે ઉપર ઉઠે કોપી,
મુખમા મમ્મો ચચ્ચો ભરાયો વૃત્તીયો જેની વેરને વરીયો. ૭૫
નાગું રહેવું જેવું ભાવે, દયા ન દિનો ઉપર આવે,
અનાથ અબળોને જો પીડે-બળીયાથી જયે ડરતા હીંડે. ૭૬
ઉપાસના ઈશ્વરની ન ગમેં નીર્ગુણ પુરૂષોને જે ન નમે,
છે સંતતી ના પરણે ઝાઝી-કોયને લડતા દેખી થાય રાજી ૭૭
મોટા સંતાનોને દાખેં, તેમના ઉપર રીસજ રાખે,
છળ છળ ભેદ ઘણા જયે કરશે, માંનો એટલાં પશુ અવતરશે. ૭૮
જે નર ગૌ બ્રાહ્મણને પીડા, કઈની કાતા સગે ક્રીડા,
શાસ્ત્ર શુણે પણ જયે નવ્ય માને, ભલા થઈ પણ ભૂલે ભાંને ૭૯

---

૧ વચન ૨ મીથ્યા. ૩ પુત્ર ૪ ક્યારે મળે એવી ઇચ્છા કરે. ૫ દીવસે

પરપીડા સ્વારથ બીન કરશે. રજોવંતી જાણી પણ વરશે,
વેશ્યા સગે મદીરા પીશે, ૨કજનોને રગડશે રીશે. ૮૦
વીષ પીને જે ૧પીંડજ રપાડે; કીધા ૩કર બ્રાહ્મણના કહાડે,
ગુરૂ હરી શાસ્ત્ર તીરથને જાણી; કરશે નીંદા વૈરજ આણી. ૮૧
કઇની હીસા કરશે હરખી, કેની સ્ત્રી હરશે શુભ નીરખી,
ઘર કે ગામ અગ્નીથી બાળે, પરપીડી પોતાના પાળે. ૮૨
કરશે ૪કર નીત્યે ઝાઝેરાં, વાડવના પણ જયે લે વેરા,
વીણ વાકે બાધી જયે મારે, દાન કરતા જનને વારે. ૮૩
પનઘટ પરવડીયોને તોડે, મહા મદીર દેવોના મોડે,
ધન લોભે પ્રાણીને ધ્રોસે, નેત્ર ભર્યાં રહે જયેહેનાં રોષે. ૮૪
પાખંડીના પથ પ્રસારે, પરમહસને અગે પ્રહારે,
જ્ઞાન નથી પણ જયે ગડગડશે, માનો એટલાં નરકે પડશે. ૮૫
જે સત્કર્મ કરે છે સેહેલા, જેના મન નહો કુમતે મેલાં,
અધમ સઘલા જે જન ત્યાગે, જન્મ મનુષ્યનો જોઈ જાગે. ૮૬
અલબેલો માની આ અવસર; માથે મરણ તણો માને ડર,
યથાશક્તિ જયે ધર્મે ધાતા, જાણી સત્સંગતીમા જાતા. ૮૭
વીરામ વિષયોના જયે આણે, જન્મ રખે વહી જાયે એમ જાણે,
પ્રાયશ્ચીત પાપોનાં કરતા, કૃષ્ણ કથામૃત કાને ધરતા ૮૮
સ્વલ્પ મળે પણ રહે સતોષે; રગડાયે ન રાગે રોષે,
હરી ભક્તી કરતા જયે હરખે, પ્રીત્યે પાત્રકુપાત્રને પરખે, ૮૯
દાન કરે તે કોય ન દેખે, લક્ષે લક્ષ્મીવરને લેખે,
હું કરતા એ નહી મોટાઈ, ખળપણ તજતાં નહી ખોટાઇ ૯૦
માઇક સંપત માને જુઠી, રોષે કોઇથી ન રહે રૂઠી,
સદ્દગુરૂને તે ઇશ્વર જાણે, આભ્યંતર અનુભવ ઓળખાણે. ૯૧
કઉતુક કલબલ મૂકી દેતા, રમાપતીને શરણે રેહેતા,
નીત્યે મનન તણાં અભ્યાસી, માંનો એ થશે વૈકુંઠવાસી ૯૨
કામ્ય કરમ કરશે જે હરખી; પોતે કરતા મનમા પરખી.
યજ્ઞ તીરથને વ્રત જપદાન, સાંગ કરે મન થઇ સાવધાન. ૯૩

૧. શરીર. ૨ મરે ૩ નીમણોક કરેલી. ૪. વેરો.

નીત્યે પવીત્ર રહે જયે અગે; પણ રીઝે નહી રાઘવ રંગે,
અધર્મનૂ આચરણ જવા દે, ખળનો સંગ ન અંગ થવા દે ૯૪
મમતા મનમા વિલસે ૧ માતી, પણ નહી કપટતણી મનકાતી,
આણે ન્યૂનપણૂં અપવર્ગે, એટલાંમાનો જાશે સ્વર્ગે. ૯૫
જે થોડા માટે ન બીગાડે. ઘણે સ્વારથે વાંધા પાંડે,
જેને મન અહંમમત ઝાઝી, ધનસૂતદારા જોઈ રહે રાજી. ૯૬
ઘણૂં ગૌબ્રાહ્મણને નવ્ય પીડે, કીર્ત્તિતણે આચરણે હીંડે,
નાત્ય સગામા કરે નવાઈ. સહુથી ખરચે દામ સવાઇ, ૯૭
બેટી બેટા વહુ ભાણેજ, એ સહુજનને કરે અવેજી,
જયે જન એહેને નમતા ચાલે આપણામાંની તેહેને આલેં. ૯૮
વ્યસન કરે તે ઉજળા અગે, ન રમે પરદારાની સગે,
કોયનું માહુ અતી ન કરશે, માનો એ તો મનુષ્ય અવતરશે ૯૯
જયે અવતરીયો ત્યહાથી ત્યાગી, વીષય વાસનાનો વૈરાગી,
જેને સગની કો ન સુહાવે, જેને ભ્રમણુન કોઇ ભાવે. ૧૦૦
જેનેં જ્ઞાન પૂરવનું ઘાઢુ, જેને ઉર આવર્ણ ન આડુ,
પૂરૂષોત્તમથી પૂરણ પ્રીતીજેને ભવની કોય ન ભીતા. ૧૦૧
જેને બ્રહ્મચર્ય હોયભારી, જે નહી લેશ તનુંહકારી,
વાસુદેવ સઘળામા ભાસે, ગ્રાહક હોય તો વાણી પ્રકાસેં. ૧૦૨
સેવેં અથવા કોય સતાપે, શાપાનુગ્રહ ન કરે આપેં;
કામક્રોધ મદ લોભ ન જેહેનેં, રોગ કશ્યો નવ્ય નડતો દેહેને ૧૦૩
બ્રહ્માહ એ નીજ વૃત્તિથી, નીત્ય રહે જયે નીર્વૃત્તીથી;
બોધ કરેં તેહેને ચટ લાગે, શરણ થયો તે તૃષ્ણા ત્યાગે. ૧૦૪
એ નર ગુણાતીત અવતરીયા, કોય પ્રારબ્ધે તનું ને ધરીયા;
પ્રીય પૂરૂષોત્તમના તે પ્રમાણે, જન્મ ચરમ એમનોં તેં જાણો. ૧૦૫
કૃષ્ણકથા જયે કરણે ધરશે વીષય વાસનાનેં વીસરશે;
સત્પાત્રોના કરગાં છાનુ, કરશે કૃષ્ણાર્પણ મનમાંન્યું. ૧૦૬

૧ મહાન ૨ છેલ્લો

તે ઉપર હરી કરૂણા કરશે, સંસારાર્ણવને સેહેજ્યે તરશે,
સહુથી સ્નેહ વૈર જે તજશે, સત્સગતીને તે જન ભજશે. ૧૦૭
શરણાગત વત્સલ શ્રી હરીને શરણ થશે દ્રઢ નીશ્ચય કરીને,
સંતની સંગતી જ્યે નહી મુકે, કૃષ્ણરામ કહે તે નહી ચુકે. ૧૦૮
શીક્ષા સક્ષેપે કહી સુદર, સંવત અઠારસે ચ્યુમોત્યર,
ફાલ્ગુન સીત સાત્યમ શનીવારે, નરની શીક્ષ્યા લખાણી ત્યાહારે. ૧૦૯

દોહરો.

તૂક એકસો નવ વડે, શીક્ષા કહી કરી શોધ,
કૃષ્ણરામ જ્યે ચીત્ત ધરે, ઉપજે તેને બોધ. ૨

વી ૨૯ ૫. ૧

---

## કીર્તન ૧૧૧ મુ.

નારી માણસને શીખામણ, શાસ્ત્ર તણી કહુ શુણીયેજી,
બાળપણામા બાપ તણે ઘર બ્રાહ્મણ પાસે ભણીયે ડાહ્યા થઇયેજી ૧
માત તાતનુ કહ્યું માનીયે, ભાઇ ભાભી શૂં ભળીયેજી,
શંખિનીયોનું સહીપણુ તજીયે, ફરીન ન ફળીયે ફળીયે. ડા. ૨
શીવશક્તિની પૂજા કરીયે, અન્ન અતી નવ્ય જયમીયેજી,
સુદર ઘરના કામ શીખીયે, રોજ રમત્ય નવ્ય રમીયે ડા. ૩
છોટા મોટાને ગાળી ન દીજે, સાખીયે અવગુણ સહુનાજી,
મન જાણીયે પણ મુખે ન આંણીયે, વાંક ભાઇની વહુના. ડા. ૪
પરણીયે ત્યાંહાથી પતીને ગણીયે એ પરમેશ્વર માહારોજી,
પ્રભુને નીત્ય કરીયે પ્રાર્થના, એ દ્વારા મુને તારો. ડા. ૫
સાસુ સસરાને નીત્ય નમીયે. તીર્થરૂપ મન જાણીજી,
દીયર જેઠને દુષ્ટ ન કહીયે, વદીયે મીઠી વાણી. ડા. ૬
જેઠાણી નણદી દેરાણી, તેથી નવ્ય ચડવડીયેજી,
પતી કદાચિત્ પ્રાહાર કરે તો, બાહાર જઈ નવ્ય રડીયે. ડા. ૭

ગોવીંદના ગુણ કીર્ત્તન ગાઈયે, જયમ કોય જન નવ્ય જાણેજી,
લોક તણી લવરી નવ્ય કરીયે, વેહેલા ઉઠીયે વાંહાંણે. ડા. ૮
બે વેળા જળ ગળી વાવરીયે, વાસણ નીત્ય ઉગટીયેજી,
કહ્યું માંનીયે કાંત તણૂં પણ, નીર્બળ જોઈ નવ્ય નડીયે. ડા. ૯
પર પુરૂષોથી પ્રેમ ન કરીયે ખળ સંગતીથી ખશીયેજી,
કઉતુક કદી કોય કાંન પડે તો, ખડ, ખડ, ખડ, નવ્ય હશીયે. ડા. ૧૦
મૂરખ નર કોય કરે મશ્કરી, તો મુખ મરડી જઈયેજી,
અલંકાર કોય નવ્ય અવલોકે. પદર ઢાકીયે હઇયે. ડા. ૧૧
પતીના જમ્યા તણી પરસાદી, મુખમાં લેઈ પછી જમીયેજી,
અલકાર ઓછા હોયે તોપણ, પતિને કદી ન દમીયે ડા. ૧૨
પતી આવે જો બાહાર થકી તો, હશીને ઉભાં થઈયેજી,
પતી દેખતાં પતીના પેહેલાં, સેજયે સૂઈ ન રહીયે ડા. ૧૩
વાટ્યે વાત ન કરીયે સખી શુ, ઘર ઝાઝા નવ્ય ગણીયેજી,
વાત કરંતા વાધો પડે તો, ચ્યણુતર કદી ન ચ્યણીયે, ડા. ૧૪
ખાધૂ શુ તે કોહોને ન કહીયે, ૧શુચી રહીયે નીત્ય અગેજી,
આથમ્યા કેડે એકલાં ન જઇયે, શઠ માણસની સંગે. ડા ૧૫
ઘરની વાત ન બાહારચ વાંચીયે, નર શું નર અથડાઇયેજી,
મળ ભરીયા ઘર નાહ્યા પાખે, તીર્થે જઇ નવ્ય નાહીઇયે. ડા. ૧૬
કોઇની વાત ન કોહોને કહીયે, નર શુણતા નવ્ય ગાઈયેજી,
સુર્ય દેખતા નગ્ન ન નાહીયે, પ્રગટ શીશુને ન પાઇયે. ડા. ૧૭
અબલા આપણુ પતી વશ રહીયે, પતીને વશ્ય નવ્ય કરીયેજી,
પતીના ઘહરની વસ્તુ હરીને, મહીયરમાં નવ્ય ભરીયે. ડા. ૧૮
શીશુ ઉપજે કે મરે ન ઉપજે, પણ દુઃખથી નવ્ય રડીયેજી,
શોકય લાવે જો સ્વામી તોપણુ, લક્ષ બીગાડી ન લડીયે. ડા. ૧૯
પરપુરૂષોના પતીના સુખ, આપણુ મુખે ન ગાઇયેજી,
કોયના ઘહરમા કામ પડે તોહ્યે, નારી નોહ્યે તો ન જાઇયે. ડા ૨૦
પુત્રને વધૂને પ્રીતી જોઇને, મોટ્યમ રાખી ન વઢીયેજી,
ધન માટે કે સુત સુખ માટે, બુદ્ધિથી ન બીગડીયે. ડા. ૨૧

૧ પવિત્ર

પાન્હી થકી તે શીખા લગણુ પણ, અંગ ઉઘાડે ન ફરીયેજી,
તેર વરસ કેડયે મારગમા, વાજતું ઘરેણુ ન ધરીયે. ઢા. ૨૨
કોય નરનારી લડતાં હોય ત્યહા, જરૂર ન જઈયે જોવાજી,
ઉત્તમ પર્વણિ દીવસે તીર્થે, વસ્ત્ર ન જાઈયે ધોવાં. ઢા૦ ૨૩
વાહાણે કોય અધર્મી જનનૂ, મૂખ નવ્ય જોઈયે ન્યાહાળીજી;
પ્રાતઃ સાયંકાળ સધ્યાયે, રડીયે નહીં મોહો વાળી. ઢા. ૨૪
પરના સુખને ચ્યાહીને ઠરીયે, દાઝીયે દુઃખને દેખીજી;
પતી બોલાવતા પાસે જઈયે, અનેક કાર્ય [1]ઉવેખી ઢા. ૨૫
પતી શરીરની સેવા કરીયે, વાત પૂછીયે હરીનિજી,
આજ્ઞા પાંમ્યા કેડયેં સૂઇયે, નમસ્કાર નીત્ય કરીને. ઢા. ૨૬
આપણા ઘરની રસોઈ ન કહીયેં, પુછીયે નહીં બીજાનીજી,
બે સંતાન જીવ્યા પછી તૃષ્ણા કરીયે નહી ત્રીજાની. ઢા. ૨૭
નંગ વસ્ત્ર માગી નવ્ય ધરીયેં અન્ય તણા નીજ અંગેજી;
કોય નરનારીને નવ્ય જોઇયે, કામક્રીડતાં રંગે. ઢા૦ ૨૮
દાન પુણ્ય વ્રત તીર્થ જપતે; પતીને પૂછી કરીયેજી,
પતીની આજ્ઞાને ઉલંઘી, અઘટીત નવ્ય આચરીયે. ઢા૦ ૨૯
પતીથી વીષય બન્યો કે ન બન્યો, તે કોયને નવ્ય કહીયે,
આપણા ભાગ્ય પ્રમાણે સુખ દુઃખ; જેહ પડે તે સહીયે. ઢા૦ ૩૦
રીસે રંક શીશુને રગડી; ગાલો ન દીજીયે વાંકીજી,
કોયના સુખનો વાદ ન કરીયે, બળ પોતાનું પાકી. ઢા૦ ૩૧
સંતાનોને જોઇ કોય પૂછે, તો મસરાના કહીયેજી,
આપણા એ અભીમાન ન ધરીયે; વાકી વાટયે ન વહીયે. ઢા૦ ૩૨
અગ મેહેનત્યે જો કાંઇ મલ્યુ કે, પડયું જડે કાઇ પંથેજી,
સતપાત્રોને કર તે દીજે, આપ્યું વાવરીયે કથે. ઢા૦ ૩૩
અભ્યાગત આંગણે આવે તો, વાકી વાત ન વદીયેજી,
વ્યભીચારીણી વનીતાની તે, વાત ન શુણીયે કદીયે. ઢા૦ ૩૪
જૂ, માંકણ, આદી, જંતૂને; અતીષે આચ ન દીજેજી,
જળ, સાવરણી, લવણ, [2]વન્હીને; હાથોહાથ ન લીજે. ઢા૦ ૩૫

૧ મુકીને. ૨ અગ્નિ.

કરપદ ઉપર મેલ્ર રહે નહીં, એ રીત્યેં ઘશી ધોઇયેજી,
જનમા બેશી ઝોકાં ન ગણીયે, વહુ બેહેની ન વગોઇયે. ઢા૦ ૩૬
છડી ઝાડકી વીણી ધોઇને, અન્ન રસોઇયે [1]પચીયેજી,
નીત્ય ચાળીને લોટ વાવરીયે, રસોઇ કાચીં ન રચીયે. ઢા૦ ૩૭
શૌચ જતાં કે લઘવી કરતા, મૌન રાખીયે વાણીજી,
લેઈ મૃતીકા કરપદ ધોઇયે, ડૂકી ન પીજીયે પાંણી. ઢા૦ ૩૮
મળ્યા પ્રમાણે ભીક્ષુક જનને, આપી ગાળો ન દીજેજી,
સંકટ વેળા સાવધ થઇને, ધર્મ સભાળી લીજેં ઢા૦ ૩૯
ગૌજાતીને ગાળ ન દીજે, દુગ્ધકાજ નવ્ય દમીયેજી,
દશા દ્વાદશા સૂધી કોયનૂ, સૂતકી અન્ન ન જમીયે. ઢા૦ ૪૦
યાત્રા જઈયે તો પતીની સાથ્યે, અથવા પીતુને સંગેજી,
રજ આવ્યું તો ચાર દીવસમા, નવ્ય ઉતરીયે ગંગે ઢા૦ ૪૧
ચ્યાર દીવસ સૂધી નીજનું મુખ; દાખવીયે નહીં નરનેજી,
બીજી રજવંતીને ન અડીયે, તજી નવ્ય જઇએ ઘરને. ઢા૦ ૪૨
પૂજો વાળંતા જંતુ સાચવીયે; મોરી રાખીયે ચોખીજી,
ઉત્તમ વસ્તુ ન એકલા ખાઇયે, પ્રાણ પોતાના પોખી ઢા૦ ૪૩
રાહાડય ન ઘાલીયે પર નીજ ઘરમા, લડી લાઘણ નવ્ય કરીયેજી,
શીશુ જ્યારે સ્તન પીત હોય તો, અનીષ્ટ અન્ન ન ચરીયે. ઢા૦ ૪૪
ગર્ભવંતી નીજ તનુંજો હોય તો, કૃષ્ણ કથા સાભળીયેજી,
રાઈ સરસીયું મીરચ મૃતીકા ખાટું ખારૂ ન ગળીયે. ઢા૦ ૪૫
લીપીયે પોતીયે દેવ મદીંરે, ચીત્રામણથી ચીતરીયેજી,
ઘરને દેવ મંદીરે ગુંથી; પૂષ્પ મંડળી ભરીયે ઢા૦ ૪૬
કોય બતાવે ત્યમ નવ્ય કરીયે, બાધા ન રાખીયે કશીયેજી,
અજાણ્યાનું ઔાષધ ન ખાઇયે, પરપુરૂષોથી ન હશીયે. ઢા૦ ૪૭
જતી ગુસાઈ ફકીર વીરાગી, તેમને દુરથી નમીયેજી,
જાણ્યે અજાણ્યે પાપ થયાતે, પૂછી પરોક્ષ્ય [2]નીગમીયે. ઢા૦ ૪૮
પતી પધારતા સંગ જવાયતો, સહુ કરતા તે સારૂંજી,
હઠે હીંમત્ય તો વીધવા રહીયે, વીષ્ણુ સ્મરણથી વારૂં, ઢા૦ ૪૯

૧. રાંધીયે. ૨. પ્રાયશ્ચિત કરીયે.

વીધવાને શણુગાર ન ધરવાં; કેશ ન ધરવા શીશેજી,
પરને ઘર જયમવા નવ્ય જાવું, રડી મરવુ નહી રીશેં. ડા૦ ૫૦
કોયનો ચુંડો વસ્ત્ર નગને, વળી શીશુને નવ્ય જોઇયેજી,
કૃષ્ણુકથા કીર્ત્તન શુણી માંહીલા, કલીમળ કળથી ધોઇયે, ડા૦ ૫૧
પૂત્ર ભાઈ કે જેઠ દીયર તેની, આજ્ઞા માફક ચાલેજી,
વીધવાને જે જોઇયે તેટલુ, એટલામાનો આલે. ડા૦ ૫૨
[1]પતીમતી કે વીધવા તેને, શાસ્ત્ર સંગતી કરવીજી,
વીકાર રહીત વીપ્રના મુખથી, કથા કરણમાં ધરવી. ડા૦ ૫૩
સસ્કૃત સજ્જનથી સાંભળવા, ભાગવત ગીતા ભાવેજી,
ભવસાગર તરવો ભક્તીથી, નાથ નામને નાવે. ડા૦ ૫૪
સુખ દુઃખ વેઠી એકવાર પણ, સુપાત્ર બ્રાહ્મણને કરજી,
ભાગવત દાન અપાય ગુપ્ત તો; ભાગે જન્મ મરણ ડર. ડા૦ ૫૫
ક્ષમા ધરી સુખદુઃખને સહીયે, ગીરીધરના ગુણ ગાઇએજી,
વિષ્ણુ તણો વીશ્વાસ ધરીને, ધર્મ તજી નવ્ય ધાઇયે. ડા ૫૬
ગણુપતી કેરૂં વ્રત ચતુર્થી, રામનવમી શીવરાત્રીજી,
જન્માષ્ટમી એકાદશી કરીયે, અભય પદારથ દાત્રિ. ડા. ૫૭
શીવ વીષ્ણુમા ભેદ ન ગણીયે, આત્માને ઓળખીયેજી,
જીવ ઈશ છે અભેદ એટલું, આભ્યંતરમાં લખીયે. ડા. ૫૮
વીસ વરસનો સુત ષોડશની, તનયા જોઈ સમજીયેજી,
વિરાગ નાવ્યો તોપણ આપે, કામ કેલીને તજીયે. ડા. ૫૯
સદ્‌ગુરૂને શ્રીકૃષ્ણ માંનીયે, જયે જગદીશ જણાવેજી,
વીષય વાસના કરે વેગળી, કરણે કથા શુણાવે. ડા. ૬૦
પતી કદાચીત હોય અધર્મી, ભગવદ્ ભક્તી ન માનેજી,
તોપણ તેની રજા માનીયે, હરીને ભજીયે છાંને. ડા. ૬૧
ગાયૂં તેહેનૂ ગાઈયે ને [2]વળતૂ, કૃષ્ણ કથાનક શુણીયેજી,
દાન બને તો ગુપ્ત કીજીયે, ગર્વ ન દેહેનો ગણીયે. ડા. ૬૨
યાત્રા દાન ધરમને વ્રત તે, કર્યાં ન કહીયે કોહોનેજી,
આપણા ગુણ કોય ગાતું હોય તો લાજી સકોચે મોહોને. ડા. ૬૩

---

૧. પતીવાળી. ૨ વળી.

નાત્ય બાહારચ જો પતી થયો તો. અ ગ ન ભજીયે તેહેનુંજી,
પવીત્ર કીધા કેડે કરીયે, દાન આપણા દેહેનું. ડા. ૬૪
કોય આપણને પૂછે તેહેને, સરસ શીખામણ દીજેજી,
કોય જો ભ્રમ સમજાવે તો ત્યહા, ધર્મ સભાળી લીજે. ડા. ૬૫
પુર્વ પતીવ્રતા થઇ તેણીયે, આ શીક્ષા ઓલખાવીજી,
માહારા કામની એમ મન માની. નારીને નીત્ય ગાવી. ડા. ૬૬
એ રીત્યે જ્યે નારી ચાલશે, તે કળીયુગમાં દેવીજી,
બીજીને એહેના ચરણોની, રજો મસ્તકે લેવી. ડા. ૬૭
આ અવતાર અનૂપ એણીયે, આપે આપ સુધારચોજી,
મહીયર માતુળને સસરાનો, વશ તેણીયે તાર્યો. ડા. ૬૮
એટલામાંના કોય નહી જો, લક્ષણ અબળા અગેજી,
ડાહ્યા નર આસક્તી ન કરશો, એ સુદરીને સગે. ડા. ૬૯
એ લક્ષણથી પતીવૃત્તાને, મનોરમા ઓળખાવીજી,
કૃષ્ણરામ કહે એવી મળે તેહેનું, ભવ્ય માનજ્યો ભાવી. ડા. ૭૦
સંવત્ અઢાર ચ્યુંમોત્યર ફાલ્ગુન, સીત સપ્તમી શનીવારેજી,
નારી માંણસની શીક્ષા તે, પૂર્ણ લખાણી ત્યાહારે. ડા. ૭૧

દોહરો.

ઇકોતેર તૃકો કહી, નારીને શીક્ષાય,
કૃષ્ણરામ કહે જ્યે ગ્રહે, તે સહુ સુખીયા થાય ૧

વી. ૨૯ ૫ ૧૧.

## કીર્તન ૧૧૨ મુ.

મન માહારાના મીત્ર, નારાયણ ન્યાહાલ્યા. ધ્રુ૦
જડતા જડબુદ્ધિનિ ટાળિ, પાપિહુ કીધો પવીત્રજી,
આસક્તી જેણે અળગી કીધી, તાપ ત્રીવિધના ટાળ્યા. ના. ૧
શુદ્ધ જણાવી શ્રવણે ધરતા, ચિદાનદના ચરિત્રજી,
નિત્ય તણો નિરણય નિરખાવ્યો, ખળ કામાદિક ખાળ્યા. ના. ૨
માઈક મિથ્યા સરવે મનાવ્યાં, ચૌદ ભુવનનાં ચીત્રજી,
કાળ કરમની કાપિ કલ્પના, જન્મમરણ ભય જાળ્યા. ના ૩
સર્વ સબધી શ્રીપતિ જાણ્યા, માતતાતને મીત્રજી,
કૃષ્ણરામ કહે કૃષ્ણે કૈ જન, પ્રીતિ માત્રમાં પાળ્યા. ના ૪

વી. ૨૯ ૫. ૧૯

## કીર્તન ૧૧૩ મું.

કૃષ્ણ ભજન કરચને, હો મન માહારા કૃ૦ ધ્રુ૦ ૧
વિષય સ્મરણ વીસ્મર્ણ કરીને, શ્રીપતિને સ્મરચને—
વિષય સ્મરણથી વેદના થાશે, માટે તે વીસરચને; હો. મ૦ ૨
માયિક સર્વ મળ્યાં છે મેલાં, તેથી પાછો ફરચને,
નારાયણ નિર્દોષ સખા તુજ, તેહેને તું અનુસરચને. હો. મ૦ ૩
વૃત્તિ વિમળ કરી વાસુદેવને, વાહાલા લહી વરચને,
ગરિબનીવાજ ગોવિંદના ગુણને, આદરે ઉચ્ચરચને. હો. મ૦ ૪
શ્રેયસકલનું સાધન એછે, દ્રઢ કરિને ધરચને,
કૃષ્ણરામ શ્રીકૃષ્ણ ભરૂંસે, જન્મ મરણ તરચને હો. મ૦ ૫
વી. ૧૩ પા. ૯

---

## કીર્તન ૧૧૪ મું.

વિષયીના મન વશ રહે નહિરે, હો માહારા નાયક
કૃષ્ણ જીવનની કરૂણા પાખે. વિષ. ૧
ગંગા સ્નાન કરતા ગોષ્ટી, વિષયની કાહાડે વિશેક, માધવ
નવાં નવા નર નારીને ન્યાહાલે, ઉપજાવે ઉપાધી અનેક. વિષ. ૨
યાત્રા જાય ત્યહાં યત્ન કરીને, [1]આય વિચ્યારે ઉર. મા૦
ક્રય વિક્રય કરવાને કાજ્યે, જૂઠું ત્યહા બોલે નિત્ય જરૂર. વિષ. ૩
દેવ મંદિરે હાટીમા પેસે, દલન દીલનુ ચ્યહાય, મા૦
સંતર્પણ સત્પાત્રોનું ન કરે, ખાસી ચીજોને લેઇલેઇ ખાય. વિષ ૪
[2]બળિવર્દોને કધે બેસે, નારિ યુથમાંહિ નર, મા૦
વિપ્રોને પાસે વેઠ કરાવે, કાયર થઇ થઇ ભરે કર. વિષ. ૫
વેશ ધરે વૈષ્ણવનો વપુયે, દારા તણા થાયે દાસ; મા૦
કૃષ્ણાર્પણ કરતાં કર કંપે, અવળામાં ખરચે માનિ અધ્યાસ, વિષ. ૬
દેવપુજામાં દભ કરે બહુ, પ્રભુમાં ન રાખે ચિત્ત, મા૦
નાનાવિધ નૈવેદ્ય કરે તે, [3]નષ્ટોને આપે માનિ નિમીત્ત. વિષ. ૭

---

૧ ઉદ્યમ, ૨ બળદગાડીમા, ૩ અભકતોને.

ભણે ગણે પણ ભ્રાતિ ન ભાગે ઉરમાં ધરે અભિમાંન  મા૦
અન્યોને ઉપદેશ કરે પણ, ત્રાતા શૂં લગાવે નહિ તાન. વિષ. ૮
સ્તોત્ર પાઠમાં રંગ ન ઉઠે, વાચે તે જયમ ભરે વેઠય. મા૦
પૈસા માટે પ્રયોગને વેચે, હરજીના હેતને ચાપે હેઠય. વિષ. ૯
વ્રત્ત કરે ત્યહાં વ્યંગ જગાડે, સગાને આપે દાંન, મા૦
વ્યાસ સાંભળે શ્રોતાની વાણી, ધન કેરૂં કેવળ ધારે ધ્યાંન. વિષ. ૧૦
કથા શુણે ત્યહા કરણ ધરે નહિ, ગાવું ગમે નહિ ગાન મા૦
વેદાંત વાકયને મૂકે વિસારી, શઠોની લવલવની રાખે સાન. વિ.૧૧
કોણ ઉપાય કરૂં હુ કેશવ, મનો રહે જયમ વશ્ય, મા૦
વિષ્ણુ વિષે વિશ્વાસ બને તો, એમનો હોય પછી અધૃશ્ય. વિ.૧૨
પ્રીત્યે કદી જો આપો પ્રતિતી, તો સહું છૂટે તરગ, મા૦
કૃષ્ણુરામ તે કૃષ્ણ કૃપાથી. સુખકારી સાધે સતસગ. વિષ. ૧૩.
ની ૭ પા ૧૨.

---

## શકરનાં કીરતનો.

## કીર્તન ૧૧૫ મું.

હાંરે હો સમજય સમજય સુન સઠ મન મેરા. ધ.
અધેરા અજ્ઞાન તિમિરકા લગેસુ, બિસર બિસર જાત,
તોપે આગમકી બાત, જયોહે અખિલોકો નાથ
વાંકા નામ સ્મરણ છોડય, ભયા મુઢ,
ફિરત ચુકચુક, તું કછુક સમજય દેખ.
જનની કે જઠર પરય કહા પુકાર કિયે કિયે,
યાસુ છોડાયાહે, જયાને વપુ તેરા. હારે. ૧
દેખ તેરી પીડાકું જયાન્ય, રૂધીર જાગા કે સ્થાન,
દૂધ કીયા નિર્માન, જયાંન્ય જયાંન્ય કહા ભૂલતહે
[1]જયાનેનીપાયે હે પવન [2]નીર [3]મૂ અકાસ, અગ્નિમેઘ ધાન્ય ધાત;
જાતિ જાતિ શબ્દ બરન વાસવાસ ઠોર ઠોર,

---

૧. પ્રાપ્ત થયા ૨ જળ. ૩. પૃથ્વી

ઠાઈ ઠાંઇ, નિરખ્ય પરખ્ય,
દેખ્ય જ્યાને કીયાહે, સુર્યકા ઉજેરા. હા. ૨
માતપિતા ભ્રાત મિત્ર જાયા સુત જાત,
હત્તી, અશ્વ, ઘોડે, રથ; ¹શીબિકાકી દોલતકું.
ભૂલત હે દેખ્ય દેખ્ય, એહિ સબ જ્યાકો ત્યહાં રેહેવેગો,
આવેગો કાલ, પકરચ લેગો તત્કાલ.
વહાતેરી રછપાલ, નહિ હોવેગા કોઉ,
એક પારવતીપત્ય બિના તેરી બિપત્યનકું. સહાય હોનવારો
કો દીસે નહી કેહે કૃષ્ણરામ, એસે શંકર કો નામ,
છાંડય ઓર ફિરન ચ્યાહાવે, કર્યો જનન મરન ફેરા. હા. ૩
વી ૧૦ ૫ ૬

---

## ગણપતિ-સ્તવન.

### કીર્તન ૧૧૬ મું.

આદિ આરાધન શકર સુતકો,
કિજિયે મન કમ વચન,
દુઃખ દરીદ્ર શોક સતાપ સબ,
મિટ જ્યાયે મહા બિઘન આ૦ ૧

ભાલચંદ્ર ઉજ્વલ વરદ સ્મિતમુખ,
યજ્ઞો પવિત પન્નગકો પાવન.
વક્રતુંડ ચતુર્ભુજ સુંદર,
સિંદુર સ્વર્ચિત સબ તન્ન આ૦ ૨

સુરમુનિ કિન્નર દાનવ માનવ,
સબ કોઉ કરતે સેવન,
નામ સ્મરન સૂં હોવત નિર્ભય,
વાછિત દેત ગજાનન. આ૦ ૩

---

૧. પાલખી.

વેદ[1] આગ્ન કથિત બિધી પુજા,
કરતે નિત્ય પ્રતિ જે જન,
કૃષ્ણુરામ કહે હોત પરમ સુખી,
ઈહિ પરલોક સનાતન.
આદિ આરાધન શંકર સુતકો,
કિજિયે મન ક્રમ વચન. આ૦ ૪
વી. ૯ ૫ ૧

## કીર્તન ૧૧૭ મું.

સોહિ શંકરકુ શિર [1]નાઉ,
કરૂણામૃત દ્રષ્ટિ ચ્યાહાઉ. ધ્રૃ૦ ૧
જયાકો નામ સદા સુખકારી,
ભજતે કો ભવ ભયહારી,
વાકો મહિમા લહે મુરારી. સો૦ ૨
જયાકું વિરંચિ નિત્યે બરણે,
જયાકું સનકાદિક રહે શરણે,
ચિત્ત લગાય વાકે ચરણે. સો૦ ૩
જયાકું લોકપાલ સબ યાચે,
જયાકો રૂપ રસિકકું રાચે,
જયાકે આગે નારદ નાચે. સો૦ ૪
જયાકું માયા શીશ નમાવે,
સચ્ચિદા ભાસ તબ પાવે;
નાના બિધ જક્ત [2]નિપાવે. સો૦ ૫
જયો ત્રિગુણ તનુ કરે અંગિ,
જયાકું [3]બૂઝે કોઉ [4]અલિંગિ,
જયો ભક્તિ રસિક કે રંગિ. સો૦ ૬
જયો શ્રેય સકલ કે દાતા,
જયો વિશ્વ વિલાસ વિધાતા,
સોહિ કૃષ્ણુરામ કહે ત્રાતા. સો૦ ૭
વી. ૭ ૫. ૧૧

---

૧ નમાવું ૨ ઉત્પન્ન કરે ૩ જાણે ૪ નીરિહ

# કીર્તન ૧૧૮ મું.

પુરૂષોત્તમ સોહી શંકર,
જ્યાકે સકલ બને હે કિંકર. પુ. ધ્રુ૦ ૧
સચ્ચિદાનંદ ઘન કાયા,
વૃષ વાહન રૂપી માયા,
ખટવાંગ પુરૂષકું બનાયા. પુ૦ ૨
રવિ શશિ વન્હિ ત્રયલોચન,
કર પરશુ મહત વિરોચન;
શિવ નામ શમલકો મોચન. પુ૦ ૩
અજિનાહં તત્વ ઉપર્ણો,
વિભૂતિ લે [1]પાંબર વરણા,
[2]અહિ [3]અનિલ તત્વ આભરણા. પુ૦ ૪
કર કપાલ તેજો રાશી,
ઇચ્છા અર્ધાંગ ઉમાશિ,
શિરે જટા વિભૂતિ વિકાશી. પુ૦ ૫
મુક્તિમય ગંગા તામે,
[4]મન્યુ મય ગરલ ગલામે.
ચિદ્રુપ રામ રસનામે. પુ૦ ૬
મુખ પંચોપનિષદ્દારે,
દશધાદિક પટ પરતારે;
દિકપતિ દશ તાકું ઉપારે પુ૦ ૭
ગુણ તમો રૂપસો રૂદ્ર,
સ્વ સ્વરૂપ ક્ષમા સમુદ્ર,
વાકું ભજે નહિ જન ક્ષુદ્ર. પુ૦ ૮
અખિલોકે સાક્ષી એસેં,
ભાસે જયદા જેસેં હિ તેસે;
કરૂણાં બિન કળાય કેસે પુ૦ ૯

---

૧ વસ્ત્ર તરીખે ધારણ કરેલ, ૨ સર્પ, ૩ સર્પ અને અગ્ની એજ ખરા અલંકાર ૪ ક્રોધ રૂપી વીષ.

અતિ અતકર્ય માયા જ્યાકિ,
જ્યો કૃપા કરે વિદ્યાકી;
ચ્યાહે કૃષ્ણુરામ રતિ વાકી. પુ૦ ૧૦
વી. ૭ પ. ૧૧

---

## કીર્તન ૧૧૯ મું.

અખિ લોકે અંતરયામિ,
શિવ સોહિ મેરે સ્વામી. ધ્રૂ. ૧.

જ્યો સેવે આક ધતૂરા,
જ્યો ૧વર દેવેકુપૂંરા,
જ્યાકું સેવં સૂર અસૂરા શિ૦ ૨

જ્યાકે લલાટ ચદ્ર વિરાજે,
રૂદ્રાક્ષ કરણુ સુ રાજે.
જ્યાકો નામ સુન્યે ભય ભાજે, શિ૦ ૩

જ્યો ભૂત પ્રેતકે સંગી.
જ્યો રમાનાથકે રંગી.
કરે અનાથકું જ્યો રઅગી. શિ૦ ૪

જ્યાકે સિર ગંગા અવગાહન,
જ્યાકું વૃષભરાજ હૈ વાહન.
કિયો મન્મથ જ્યાને દાહન. શિ૦ ૫

ડર ધરે કાલ જ્યો ચેહિ,
જ્યાકે દ્વૈત બાહિ હૈં દ્વેહિ.
જ્યાકું પ્રણુમે નિત્ય પરમેષ્ટિ શિ૦ ૬

જ્યાકો એહ વિમલ યશ ગાવે
જ્યાકો પાર ન કોહુ પાવે,
જ્યાકો ચરણુ શરણુ સબ ચ્યાહાવે. શિ૦ ૭

---

૧ [illegible] ૨ પોતાનો

જ્યો શુદ્ધ કરત હે ચિત્તકુ,
જ્યો જયારત સબ બિપ્રિતકું.
જ્યો અભય દેત આશ્રિતકું. શિ૦ ૮
જ્યાકી નિર્દૂષણુ નિર્મલતા,
જ્યો ખુશ ભઈ ખોવત ખલતા
જ્યો સબકી કરે સફલતા. શિ૦ ૯
જ્યાકો બિરૂદ પતિતકો પાવન,
જ્યાને રામ મિલાયા રાવન,
જ્યો નિર્બલકે હિ નિભાવન શિ૦ ૧૦
જ્યો ત્રિગુણુ ત્રિરૂપ ધરે હે.
ત્રિગુણા શક્તિ વરે હે
સ્થિતિ લય ઉત્પતિ કરે હે. શિ૦ ૧૧
જ્યો કૃષ્ણુરામકે પ્યારે;
જ્યો કૃષ્ણુરામકું ધારે,
સોહિ કૃષ્ણુરામકું તારે. શિ૦ ૧૨

વી. ૭ ૫. ૧૨.

## કીર્તન ૧૨૦ મું.

ગુણુ ગાઉજી શંકરકે;
જ્યો કષ્ટ નિવારત કિંકરકે, ગુ૦ ધ્રૃ૦ ૧
સિર જટા બીચમે ગંગા,
૧નગરાજ ૨સુતા અર્ધાંગા,
જયા કે સખા સદા શ્રીરંગા ગુ૦ ૨
જયબ જયરત જગતકું ચીના;
તત્કાલ અભય તબ દીના,
જ્યાને ગરલ હલાહલ પીના. ગુ૦ ૩
જયબકાલ બલી વર પાયા;
તબ જગત ગ્રસનકું ધાયા,
જ્યાને નાચ દેખાય બચાયા. ગુ૦ ૪

૧. હિમાલય ૨. પાર્વતિ.

દેખિ બિધિને સુતા સુભદ્રા;
પરચે પીઠય બની ગુણુ અદ્રા,
તબ અસ્ત્રકિયો આરદ્રા. ગુ૦ ૫
દેખ્યો અમર પીડતો ભારી;
મારયો ત્રિપુર ધનુષ શરધારી,
તબ નામ ધર્યો ત્રિપુરારી. ગુ૦ ૬
જયબ સ્મરને વિશ્વ ડરાઈ,
લિનિ નિજકે સગ લરાઇ,
તબ મન્મથ દિયો ૧જયરાઇ ગુ૦ ૭
જયાને ૨મહિ ૩મુક્તિપુરિબાશી,
પંચકોશિ પરમ સુખરાશી,
કલીમલ કીહારન કાશી, ગુ૦ ૮
તુમ કરૂણા સિંધુ કહાવો,
અવિનાશી નિકટ કછુ આઓ,
અબ કૃષ્ણુરાંમ બચ્યાઓ. ગુ૦ ૯
વી. ૭ ૫. ૧૨.

## કીર્તન ૧૨૧ મું.

ધન્ય એ માનવ દેહ ધરયો જયો કરતે શંકર સેવન,
ભાલ વિભૂત ત્રિપુંડ્ર તિલક, જયાકુ ઉર રુદ્રાક્ષકો ધારન. ધ. ૧
ઉદક વિભૂતિ કુસુમ તિલ તાદુલ, દુર્વા બિલ્વપત્ર અરૂ ચંદન;
ધુપ દિપ નૈવેદ્ય ફલ તાંબુલ, કરતે શ્રદ્ધા યુક્ત સમર્પન. ધ. ૨
કરી નિરાજન ગંડ બજાવત, કરત પ્રણામ શુચિમંન;
હર હર સંકટ હર યહ સ્મરતે, નમઃશિવાય મત્ર મહાપાવન ધ. ૩
દેવ પુરેંદ્રાદિક નિત્ય ઇચ્છે, એસે મનુજકો દરસન;
કૃષ્ણુરામ જયાકુ શિવભક્તિ, વાકી ચરનરજકો કરૂં વંદન. ધ. ૪
વી૦ ૮ પા૦ ૧

૧ બાળી દીધો ૨. પૃથ્વીપર. ૩ કાશી.

## કીર્તન ૧૨૨ મુ.

મેતો હે કહા સમર્પું હે જગત પ્રતિપાળા
હસ્તાદિક અવયવ તૂમ પૂરન, સ્વગુણ સ્વરૂપ રસાલ. મે. ૧
ભુર્ભુવઃહ મર્જન તપવર, સત્ય અરૂ સપ્ત પાતાલ;
અખિલ ભુવનકો રાજ્ય તુમારે, વશવર્તિ રહે કાલ. મે. ૨
અષ્ટ મહાસીદ્ધિ નિધિયો નવ, તેરે ઘરકી દાસી દયાલ,
ભુમિ જલ વન્હિ વાયુ નભ, તેરે નટુવે કરત ખ્યાલ. મે. ૩
સબ ભક્તન મિલ મન જ્યુ તુમારો, હર લિયો હે સોમેજ્યાનો હાલ
તાતે મન મેરો કિયો સમર્પન લીજીયે સ્વામી સદા સંભાલ મે. ૪
સકલ સામર્થ્ય તુમારે અંગે, કછુ કમિ નહિ પરમ કૃપાલ;
[1]તનક માત્ર ઇતને અર્પન સું, કૃષ્ણરામકું કિયો હે નિહાલ. મે. ૫

ની૦ ૯ ૫૦ ૧

---

## કીર્તન ૧૨૩ મુ.

કવીત છંદ.

સુનો શબો ફિરયાદ દિન દાસકી દાદ,
તુંમે કયો નહિ યાદ મર્યાદ મેરી.
ભયે મોય દોય વર્શ [2]નીજદેશા અદર્શ,
ભઈ મોતનુ કર્શ, બિનુ [3]દર્શ તેરી,
ઐસી કૌનહે રીસ, સુનો ઇશકે ઇશ.
કહે ગતિ કૌન ગતિ જીસ, જગદીશ હેરી;
ક્ષમા કીજીયે આજ, અપરાંધ મહારાજ.
પઠવો કહેકાજ ધનરાજ પ્રેરી. ૧
સકે નિદકો છન, લગ્યો આપકે તન,
કે વા ભંગકે ભિન્ન, મે દીન ગમાયો.
દીનબંધો અવિનાશ, મોય આપકી આશ;
રખે દાસ કે દાસ, કીહાસ ચ્યહાવો.

---

૧ દેહ ૨ આત્મસ્વરૂપ ૩ દર્શન

ઇસ દુનીયાકી દર્દ, સૂહોતાથા ગર્દ;
ફેર મેં બન્યા મર્દ, તમ બિરૂદ પાયો;
અવલોકે આધાર, સુનો અરજી કીરતાર.
મેરી કરવેકું સાર, ઇસ વાર આઓ. ૨
નહિ માત મમ તાત, નહિ જેષ્ટ મજ ભ્રાત
નહિ મિત્ર શુભ જાત્ય, જિસ હાથ્ય રહિયે.
નહિ વિદ્યાકો જોર, નહી ઇષ્ટ અંકોર,
નહિ ભિક્ષાકો ઠોર, જયહાં દોર જઇયે.
નહિ દેહ બલવત, નહિ સગતી સત;
નહિ ઘરકે શ્રીમંત, સુખચિત પઇયે.
સુનો ઉમયા કે પત્ય, કર જોરી કહુ સત્ય,
વિના આપ વિપત્ય, ગત્ય કોસુ કહીયે. ૩
બ્રહ્મા વિષ્ણુ મઘવાય, શુક શેષ મહામાય,
સબે તેરા ગુણુ ગાય, અરૂ પાય સેવે
નારદ ભારતી ભાર, ને છોડયેં અહંકાર,
મુનિ પાવે નહી પાર, શ્રુતિ ચ્યાર કહેવે
જાગૃત સ્વપ્ને વ્યવહાર, સુષુપ્તિ તુરિય ચ્યાર,
કિયે સબમેં સંચાર, અરૂ ન્યારા રહેવે
મનબુદ્ધિ અહમેવ, સહચિત્ત ચતુરેવ;
મે વ્યાપે શિવ દેવ, દેવાધિ દેવે. ૪
શોભે ઉમયા અરધાગ, રહે સીસ પર ગગ,
બની વિભુતિ સબ અગ, સુખ ભંગ ચ્યાવે,
ઉરે રુદ્રકી માલ, અરૂ સર્પ વિકરાલ,
ઘરે ૧સીતાશુ ભાલ, કર કપાલ સાહાવે
હરિણ હસ્તિ ૨શાર્દૂલ, કે ચરમ પટકૂલ;
ધરયે શગી કર શુલ, અરી મૂલ દાવે
વૃષભધ્વજ નામ, સુખ સાગર કે ધામ,
કરો દાસ કે કામ, કૃષ્ણરામ ધ્યાવે.

---

પી૦ ૫ ૫૦ ૩

---

૧ ચંદ્ર ૨ સીંહ

## કીર્તન ૧૨૪ મું.

મન મેરચે ભજ્ય તું ઉમા રમણું, ભજ્ય તું રમા રમણું. ૧
એકકે સિર પર જટા વિરાજે, એક મુકુંટ ધરણું;
કર્પુર ગૌર સ્વરૂપ એકકો, એક ૧જલદ વરણું. મ૦ ૨
એક ત્રિપુર અંધકાદિક મર્દન એક કંસાદી હરણું,
એકકે કંઠ સોહે રૂંઢમાલા, એક મુક્તા ભરણું; મ૦ ૩
એક કે કાંન રૂદ્રાક્ષ્યમણી શુભ, એક કુંડલ કરણું,
એકકે કરમે ત્રિશુલ વિરાજિત એક ચક્ર ધરણું. મ૦ ૪
એક કૈલાશગીરી નિજ મંદિર, એક સમુદ્ર શરણું;
એક ઉમાપતિ એક રમાપતિ, દોઉ તારણુ તરણુ. મ૦ ૫
દોઉ મૂર્ત્તી તો હું એક અનાદિ, આશ્રિતકે અરણું;
કૃષ્ણરામ કહે યાકે ભજન સૂ, મિટત જનમ મરણું. મ૦ ૬

વી ૧૩ ૫. ૯

## કીર્તન ૧૨૫ મુ.

કવિત.

ફિરતાહુ દેશ દેશ, કરતાહુ નાના વેશ,
કહતાહુ શ્રી મહેશ, શીશ ઇશ મેરા હે;
નિકશેને વર્શ હોય, ભયે દેશ છોડચે મોય,
દયા કર્યોંન આવે તોય. મોય આન્ય ઘેરા હે;
કહાલેકેં જયાઉ ઘર, ચિંતા કરચ બિશ્વંભર,
સુનો શિવ મેંરે પર દરીદ્ર કયો ડેરા હે,
હોવેગી તુમારી હાસ સમજોજી અવિનાશ,
માંનો જેસા તેસા દાસ કૃષ્ણરામ તે રા હે. ૧

વી. ૧૩ ૫. ૧૭.

૧ મેઘશ્યામ

## કીર્તન ૧૨૬ મું.

૭૯.

બડે બાપનકે બાલ, જ્યાકું તાત પ્રતિપાલ,
તાકું કાહાકી જંજાલ, હાલ મસ્ત રહત હે;
દૂજે રાજનકે બીર, જ્યાકું રાજ પ્રબલ ધીર,
તાકું કબહુ નહિ ભીર, પીરચન મન લહતહે;
જ્યાકું શંકરસુ પ્રીત્ય, સો કયો રહે તે ભયભીત,
ફિરે દેશ દેશ નીત્ય, ચિત્ત કષ્ટ સહત હે,
સુનો કરૂણાકર નાંમ, કરો દાસનકે કાંમ,
નહિતર ખોવોગે નામ, કૃષ્ણુરામ કહતહે. ૧

વી· ૨૭ ૫ ૧૮.

## કીર્તન ૧૨૭ મું.

ધાયરે બધન છોડાવન હારા, ધ્રુ૦
વિશ્વંભર વિશ્વપતિ શંભો, ગતી તેરી અપરંપારા, ધા૦ ૧
માયારૂપી પાશ મોય બાધે, ડારે કુંટુંબ ગ્રહકારા,
લોભરૂપી દૂત મોય મારત, આશા ૧અસિકી ધારા. ધા૦ ૨
કરમરૂપી કીંકર સબ મીલકે, ઘેર લિયે સબ દ્વારા,
કાંહાં હોય નિકસૂ કિસ વીધ છુટુ, પરયો કરતહું પુકારા. ધા૦ ૩
પંચ પરવા વાલી પીડે મોય, ઉરમે કરે અંધારા,
કરૂણા કરો તો છુટે સહજમે, કૃષ્ણુરામ ઈસિવારા ધા૦ ૪

વી. ૯ ૫. ૨૨

---

૧ તરવાર

## કીર્તન ૧૨૮ મુ.

જયગન્માતા, (૨) દેવિ દિવ્ય વસ્તુનિ દાતા.
મેહેરબાની કરી હવે આપ્ય હુકુમ,
જયમ થાય શેવકને શાતા જય. ૧
તેંતો પેહેલાં (૨) દોહ્યલા તે કરચાતા સેહેલા,
ત્યમ વાટચ જુવું છુ વેગે હવે,
માજી વચન પઠાવજ્યો વેહેલા. જય. ૨
હું તહ્મારો (૨) સદા ચરણ શરણ મુને ધારો,
હવે ¹સ્નેહ નજર કરીને મ્હારિ મા;
વેગે વિઘ્નના પંથ નિવારો. જય. ૩
તાહારો મહિમાં (૨) તેની શાસ્ત્રે ન થાયે સીમા,
તાહારિ પ્રેરણાથી વદે વદે વિમલ,
યશ ચકિત ચકિત રહિ ધીમા જય. ૪
ત્રય ગુણથી (૨) રંગે શ્યામલ ²વેતર અરુણથિ,
ઉપજાવે અધ્યાસ દેહાદિ વિષે,
તેનિ કલના કરાય તે કુણથી. જય. ૫
ગહન સત્તા, (૨) વહે તેણે વિકારી વત્તા,
તાહારા ચરણ શરણ વિના વારવાર,
પડે જમ કિંકર તણિ લત્તા જય. ૬
તું જો ત્રુઠી (૨) તેહેનિ જાય અવિદ્યા ઉઠિ,
તેનો રગ વધે ચિદાનંદ વિષે,
પછી બુદ્ધિ ન થાયે ³જુઠી જય. ૭
ગોખવાળી(૨) બોલ્ય બાલ્યકથિ બિરૂદાળી,
અપરાધ અનેક પ્રકાર તણા,
માહારા માફ કરી માહાકાળી જય. ૮
યાદ કહાવુ(૨) હેતે હુકમ કરો તો હું આવુ,
અગો અંગે અતિ આણદ ભરચો,
પદ પંકજે શીશ નમાવુ. જય ૯

૧ સ્નેહ ૨ રાતો. ૧ અજાન

હઠય રાખે (૨) કુણ બાળકની તુજ પાખે,
મજ રંક ઉપર માહારિ માજી વિના,
કુણ દિવ્ય દૃષ્ટિયે દાખે. જય ૧૦
મતિ આપી (૨) કઇ વિધની દુર્મતિ કાપી,
જે તાહારા થયા તેના ઉરમાં રહિ;
તુતો વિદ્યારુપ થઇ વ્યાપી. જય. ૧૧
વાત મનની (૨) જનનિજી જાણો છો જનનિ
માટે એહેવુ કરો જ્યમ પ્રીતિ વધે,
માહારે હૃદયે શ્રી ચિદ્ઘનની જય. ૧૨
વેગેં આવો (૨) બાળકને [1]બાપ બતાવો,
માહારિ માત સહિત હવે તાત તણા,
ઘણા ગમતા ગુણ ગવરાવો. જય. ૧૩
મન માંને (૨) ઘણિ સાહેબ તુમારે ધ્યાને,
હવે એહેવુ કરો અલબેલિ કદી,
તાણ્યુ જાય ન કોઇને તાંને. જય. ૧૪
સુત લહિયે (૨) વેગે સરસ સમાચાર કહિયે,
કાલાવાલા માનિ કમલેમા હવે,
કૃષ્ણરામ તણો કર ગ્રહિયે જય. ૧૫
ટી૦ ૧ પા૦ ૨

---

## કીર્તન ૧૨૯ મુ.

માહારી માજી(૨) હુકમ દીજીયે મન થઇ રાજી,
જ્યે તરવુ તરાવવુ તારવુ તે,
સર્વ હાથ્ય તમારે એ બાજી. મા૦ ૧
જેહેવો તેહેવો(૨) મુને નિજજન માની લેવો,
મેતો જ્યે જ્યે બિગાડ કરયા તે હવે,
શઠ શેવક જાણીને સેહેવો. મા૦ ૨

---

૧ પરમાત્મા

જાત જાણી (૨) રખે કરણી જુવો કલ્યાંણી,
નિજ બિરુદ નિભાવિને સ્નેહ કરો;
માહારાજાધિરાજાની રાણી માο ૩

માજી ધારો (૨) ત્રિપુરે હું કેહેવાયો તમ્હારો,
ખલ જાંણી જો ખસતો મૂકશ્યો તો,
નથી અન્ય ઉગરવાનો આરો, માο ૪

કાં ન આવો (૨) તમ્યો કરૂણાનિધાન કહાવો,
મજ અરભકને લેઇ અંક ઉપર,
બિરૂદાળિજી બિરૂદ બતાવો. માο ૫

ઘણુ ભટક્યો(૨) ત્યાંથી સંકટ જોઇને હું સટક્યો,
જયગદએ તિહારૂં જોર જાંણિ,
હવે અંઘ્રિ પંકજે અટક્યો. માο ૬

થાય હાશી (૨) તજી માતને સેવતાં ૧માશી
વસે સર્વ તીરથ તાહારે ચરણ વિષે.
ગોદા ગોમતિ ગંડકી કાશી. માο ૭

માત માહારિ(૨) રખે મૂકતાં મુજને વિસારિ,
તાહારો તનય કદી જો હું તમ થઇશ,
તેણે જાશે પ્રતીષ્ટા તાહારી. માο ૮

ઘોર ઘટનો (૨) અળગો કરચ્ય અંતરપટનો,
તાહારિ જળહળ જ્યોતિ જણાવ મુને,
જેણે શોક શમે સકટનો માο ૯

ધ્યાને ધારૂ(૨) બહુચર જો ઉઘાડે બારૂં,
તાહારિ કરૂણા વડે ભવ સિંધુ તરૂ,
તુજ ત્રઠે કંઇકને તારૂ. માο ૧૦

વદિ વાચા ( ) મુખ માનં તું વીપ્રને સાચા,
તોતો સાચવજ્યે કો અધર્મિ તણા,
રખે પડવા દેતી તમાચા. માο ૧૧

---

૧ માયા

અકળાઉં(૨) જનનીને તજી કયાંહા જાઉં;
પરમેશ્વરી દેજો પ્રતીતિ મુંને,
તો હું નિડર થઇ ગુણ ગાઉં. મા૦ ૧૨
ભક્તિ આપો(૨) કામ ક્રોધાદિ સંકટ કાપો,
તમે વિષ્ણુ સહિત વરદેશ્વરિયા,
માહારૂં વિમળ હૃદય કરિ વ્યાપો. મા૦ ૧૩
જયુગલ જોડી(૨) નિત્ય નિરખું મનોમદ મોડી,
માહામાયે કરી મેહેરબાનિ હવે,
ગાઢા ગ્રંથી નાંખ્ય ચટ છોડી. મા૦ ૧૪
કળ પડશે(૨) જ્યાહારે જનને પ્રતીતિ જડશે,
કૃપાદૃષ્ટિ કરિ કૃષ્ણરામ શિરે,
જ્યારે ગોખવાલિ ગડગડશે. મા૦ ૧૫

ટી૦ ૧ પા૦ ૨

---

## કીર્તન ૧૩૦ મુ.

જગજ્જનનિ (૨) માહારિ ઝાળ શમાવો મનની
હવે હાથ ધરી મુને દીજે હુકમ,
દેવિ દયા કરો દરશનની. જય ૧
શિરે ગાજો(૨) મુજ માટે માં મૂકો મુલાજો,
કહુ કરગરિ આઇજી આપેં ખુલો,
માહારિ દાદ શુણિ દરવાજો જય ૨
નથિ ગમતું(૨) મન વાટચ નિહાળે છે ભમતુ,
કળ મરડી તમે તેણે કાઇ કરચે,
હવેં શાતિ ધરિ નથિ શમતું જય ૩
વાત છાનિ(૨) હવે બાહારચ પડી મન માહાંનિ,
મન વૃત્તિયો મા તમે હરણ કરી,
અજી કા ન બતાવો નિશાંનિ. જય ૪

થશે હાંશી(૨) અરભક જો રહેશે ઉદાશી,
બિરૂદાળિ તમારૂં બિરૂદ જશે,
માજી નિરલજ થાંતાં નાશી. જય ૫
ચઢો વાહારેં(૨) ત્રિપુરે યશ થાશે ત્યાહારેં,
સાચી શક્તિ તમે સાનુકુળ થઇ,
હવે કરશો હુકમ તે કયાહારેં જય ૬
વટે વેળા (૨) હશિ હુકમ દીજીયે હેલા,
કઇ કાળથી પડિયો વિયોગ હવે,
દેવિભક્ત ભુધર કરો ભેળા. જય ૭
ગુણ ગાઉ(૨) કાળી મા તાહારિ કરૂણા ચ્યાહાઉં,
માહારિ માજી વિના દુઃખ કોહોને કહું,
અતિ વેળાથિ ઉર અકળાઉ. જય ૮
સાંહામુ જોજયો(૨) માહારા હૃદયનિ ખળતા ખોહોળ્યો,
કઇ કલ્પ થકી કરયાં પુણ્ય પાપ,
હવે ધ્યાન માત્રથી ધોજ્યો જય ૯
નથિ ગણુતિ (૨) આશાઓ અનેક ૧ઉફણુતી,
તાહારિ કરૂણા વિના મજ ૨ક થકી,
નથિ તૃષ્ણા ત્યાગથી બણુતી જય ૧૦
કાર્ય સારો (૨) મુને ભારે ભરૂસો તમારો,
ગુણ દોષ જોવા જવા દેઇને મા,
આપે અર્ભકને ઉગારો જય ૧૧
સાહ્ય કરશો(૨) કયાહારે કર કિંકર તણો ધરશો,
તમે પતિતપાવન એવું નામ ધરી,
મુને તારશો નહિ તો શું તરશો. જય ૧૨
તેં તો ચિંત્યે (૨) નપુસકને પુરૂષ કરયા પ્રીત્યે,
કઇ વંધ્ય સપૂત્ર કરયા તે વલી,
કઇ અધોને નિરખતા નિત્યેં. જય૦ ૧૩

---

૧ ઉછાળા મારતી ૨ કરો

મેલ મોડયા(૨) બંધિવાનોના તે બંધ છોડયા;
તેં તો રોગ મિટાવિયા રોગિયાના,
જયેણે કિંકર થઇ કરજોડયા, જય૦ ૧૪
શરણુ આવ્યા (૨) તે કુઆરાને પરણાવ્યા;
અધનિને સધન કરયા મુર્ખ ભણ્યા,
કઈ શઠને સુઘડ ઠરાવ્યા જય૦ ૧૫
ઘણો દુર્લભ(૨) તમે ભક્ત કરયો ભટ વલ્લભ;
તેહેના [1]સામુ જોઇ મુને મેહેર કરો,
શઠ છુ પણ થાઓ મા સુલ્લભ. જય૦ ૧૬
રંક રાજા(૨) તમ્યો તરત કરયા કઈ તાજા,
કઇ અસતને સત કરયા દેવિમા,
હવે યમ માહારી રાખો માઝા જય૦ ૧૭
ભેટય લ્યાવે (૨) દસો દિશથી બહુ જન આવે,
નમ્યા ચરણુ તે ગાજયા જાય નહિ,
શિરેજયે તાહારૂ જોર ધરાવે જય૦ ૧૮
પ્રગટ પારો(૨) સલખનપુરિમાત તિહારો,
કલ્પ શાખિ સમાન તુ મઘ ફલે,
અમે રાખે ન લેશ ઉધારો જય૦ ૧૯
માનસરમા(૨) પ્રીત્યે નાહ્યા જયે તીર્થોના તરમાં
તેહેના [2]ઘોર ગયા પઝી સુખિયા થઈ,
તે ન ભટકે આ અવસરમા જય૦ ૨૦
તુને નમશે(૨) તેહેને દભાદિક કયમ દમશ્યે,
તાહારા ચરણુ શરણુ વિના તૃષ્ણાવડે,
તાણ્યા ભવસિંધુમાં તે ભમશે જયા૦ ૨૧
કર્ણ ધરય મા(૨) માહારિ અરજી શુંણિ સાહ્ય કરયમા,
કૃષ્ણરામ ઉપર કૃપાદષ્ટિ કરિ,
અતિ શીઘ્ર હુકુમ ઉચ્ચરયમા. જય૦ ૨૨

વી૦ ૧ ૫૦ ૪

---

૧ વલ્લભ ભટની નાતનો. ૨ માહાદુઃખ.

# કીર્તન ૧૩૧ મું.

જગતા જનની, જલહલ જ્યોતિ
જણાવા જડતા કાપો. માહારા મમની,
વૃત્તિ વિમલ થવા વિદ્યા થઇ વ્યાપો ધ્રુ ૧
વશ તાહારે વિશ્વ સકલ માતા,
તુંને અંગિકરી સરજે ધાતા,
તુજ સહિત વિષ્ણુ કહેવાયે ત્રાતા. જ૦ ૨
તુંને અંગિ કરી શિવ સહારે,
ઇશ્વર તુજને અંકે ધારે,
તે કરતા કેહેવાયે ત્યાહારે, જ૦ ૩
જયહાં જેહેવું પદ ત્યહા તું તેહેવિ,
તું વિરતિ તું ભક્તિ દેવિ,
સમજે તે જાણે તુંને સેવી. જ૦ ૪
તું ગંગા ગયા વિદ્યા વાણી,
તું ક્ષમા દયા તુષ્ટિ જાણિ,
તું ભુક્તિ મુક્તિનિ ઇધાણિ જ૦ ૫
તું ત્રુઠિ તેહેના તાપ ગયા,
નિઃશંક નિરંજન તેહ થયા,
કલ્યાણિ કરય તુ મુને દયા જ૦ ૬
[1]પ્રસુતા તુ સુત છુ તુ તાહારો,
દેખાડય તાત મુંજને માહારો,
ઓલખાવ્ય ભવાર્ણવનો આરો. જ૦ ૭
સેવી સેવકને સઘ ફલે,
કરય મેહેર મુંને માહામોહ ટલે,
જયમ કૃષ્ણરામને કૃષ્ણ મલે. જ૦ ૮

તી ૧ ૫. ૮.

---

[1] જન્મદાતા.

# કીર્તન ૧૩૨ મું.

ગોખવાલી તુંને ગરિબ હું કરગરૂ,
જવનિકા દૂર કરચ માત માહારી,
દીવ્ય દ્રષ્ટીતણું દાન કરચ દીનને,
તેણે નિરખુ દેવિ વ્યક્તિ તાહારિ. ગો૦ ૧
વાહાલા વિષ્ણુનો વિયોગ મુજને નડે,
તે સહ્યો જાય નહિ તનુજ તાહારે,
ઉરનાં ઐશ્વર્ય તે ઉદય કરચ ઇશ્વરિ,
માહામાચે બોધ કરચ હૃદય માહારે. ગો૦ ૨
કઇક કલ્પાંતના કષ્ટમે ભોગવ્યા,
તેણે ત્રાશી આવ્યો શરણ તુંજને,
દીન જાણી દયા આણિને દુખ જવા,
મોહ મિટવા માહારા પકડચ ભૂજને ગો૦ ૩
તું જો તરછોડિશ તનુજને તારણી,
તો તો નથી ઠરવાનો ઠાગ બીજો,
કૃપણુની કરણિને શુ જુવો કાલિમા,
રગડાનો જાણીને વેગે રીઝો ગો૦ ૪
[1]ઓળગી કયમ અફલ જાયે અલબેલિ મા,
ભવ્ય ભરૂસો મા તાહારો ભારિ,
તું કરે કરૂણા તો કષ્ટ સઘલા ટલે;
પ્રમ પ્રગટાવ્ય તુ ક્ષેમકારી. ગો૦ ૫
તાપ ત્રૈવિધ તણા ટાલવા શકય છે,
તુ ત્રિપુરસુંદરિ તનુજ કેરા,
તાહારી કરૂણા વિના ભટકયો હુ ભવવિષે,
લક્ષચોરાશિ કઇવાર ફેરા. ગો૦ ૬
મેહેર કરિયે મહા [2]મોહ ઉપજાવવા,
પ્રીત્યે પ્રતીતિ પ્રત્યક્ષ દીજે,
કૃષ્ણજીને કૃષ્ણરામ વચ્ચે પડયો,
આડો અંતરપટ દૂર કીજે. કી૦ ૭

વી. ૧ ૫ ૧૪.

૧ શરણુ થવુ ૨. પ્રીતિ.

## કીર્તન ૧૩૩ મું.

કયાહારે ત્રિપુરસુંદરિજી મુને જ્યાપ કાહાવશ્યો,
જુવુ વાટય માહારિ માત અજી કયાહારે આવશ્યો,
તાપ તપ્ત થઇ રહ્યા હુ વળિ કેટલુ તાવશ્યો. કયાં૦ ૧
બહિર્લોચનેથિ આભ્યંતર શાનુ સૂઝે,
ઔષધ ઉઘાડયા વિના તે કયમ બાલ્યક બુઝે,
ભવ્ય ભેષજ ભરૂંસા વિના રોગ ન રૂઝે, કયા૦ ૨
ગુનેગાર હું અપાર તોહ્ય દાસ તાહરો,
જાણિ રંક ક્ષમાવક કરો માત માહરો,
જગજ્જનનીજી તાત મુને કિજે જાહરો. કયા૦ ૩
આ આવરણ તણો અતરપટ દૂર ખશેડો,
જેણે કામ ક્રોધ લોભ મુકે માહારો કેડો,
દેવિ દરશનને કાજ્ય મુને સત્વર તેડો. કયા૦ ૪
બને પ્રેમ તે પ્રતીતિ દેવા શિઘ્ર રીઝીયે,
વરદ રૂપિણિ ખુશાલિ થવા ખબરચ લીજીયે,
કાળિ માત મુને કૃષ્ણ જોવા દ્રષ્ટિ દિજિયે, કયા૦ ૫
કઇ કલ્પથિ વિયોગ મુને કૃષ્ણથી પડયો,
થયે ઉલટે અધ્યાસે ઘણીવાર આથડયો,
જન્મ માનવનો પામ્યો તોહ્ય શોધ ન જડયો કયા૦ ૬
હું તો કઈ દિવા નિશીથિ કરૂ વ્યગ્ર વીનતી,
અજી જ્વાપકા ન બોલો મુને માત થઈ અતી,
કૃષ્ણરામને કૃપા કરો સુતુષ્ટ થઈ સતી. કયા૦ ૭

વી. ૧ ૫ ૧૭.

---

## કીર્તન ૧૩૪ મુ.

અરભકની જયગદંબે સાભલ્ય અરજી મા,
જ્ઞાનહીન પણ ગરજી, હું આવ્યો આશરેરે. માવડી.

સચરાચર તું શોધી જોજ્યે વ્યાપી મા,
મજ સરખો મહા પાપી; બિજો કોઇ નહિ ઠરેરે. મા૦ ૧
પરમેશ્વરીજ્યે પતિત પાવન તુજ નાંમ મા,
ક્યાહારે આવશે કામ; આ અવસર ચૂકતાંરે. મા૦
વરદેશ્વરી જો મન્ન વીચારી ન જોઇશ મા,
તું તાહારૂ બીરૂદ ખોઇશ મુજને મૂકતાંરે. મા૦ ૨
નારાયણી જો સમયે મલશે નાણૂં મા,
ટેક તજ્યે આ ટાણૂ, ફરિ કયહા આવશેરે. મા૦
શક્તિ સાહેબ તૂ જોજ્યે વિચ્યારી સ્પષ્ટ મા,
કિંકરને થયે કષ્ટ, લાજ તાહારી જશેરે મા૦ ૩
દુષ્ટ ઘણો પણ દેવી હું તાહારો દાસ મા,
હઠયેં ન ચ્યાહીશ હાસ, થવુ માહારૂં હવેરે. મા૦
પીડા ગણાવતા કહિયે ન આવે પાર મા,
કરમ કુંડાકરણાર, હુ ભટક્યો ભવોભવેરે. મા૦ ૪
અજિ સૂધિ હુ અધ્યાસે આવરિયો મા,
નરદેહ નૌતમ ધરિયો, તોહ્યે સાન નહિ કશીરે. મા૦
ભાગવતગીતા ભવતારક ભણિ વસ્તો મા,
તોહ્યે ન લાભ્યો રસ્તો વૃત્તિયો રહી વશીરે. મા૦ ૫
જ્યગદીશ્વરી શુ ચાલે જીવનું જોર મા,
દામ દારાના દોર થકી બાંધ્યો વહુરે. મા૦
સચ્ચિદાનંદે આવ્યો હુ તાહારે શરણુ મા,
અલગુ કરચ્ય આવરણ, હુ કરગરિને કહુંરે મા૦ ૬
અર્ભકના હવે જો જોઇશ અપરાધ મા.
બિરૂદનો થાશે બાધ વિમલતા જશે વહીરે. મા૦
વિમલે તૂં છે શરણાગત વીશ્રામ મા,
માહારિ મુકાવતાં માંમ, નાંમ રેહેશે નહીરે. મા૦ ૭
નામ તાહારાનૂં તું જો ન રાખે નૂર મા,
આક તણૂં જ્યમ તૂર, ઉડયો ત્યમ હું ફરૂરે મા૦
વિશ્વેશ્વરી મુને એક તિહારિ વગ મા,
તૂ જો ઠરાવે ઠગ, તો હુ નવ્ય ઉગરૂંરે. મા૦ ૮

આદિ શક્તિ માહારૂ આભ્યંતર અકલાય મા,
કો આગલ કેહેવાય, દૂઃખની વાતડીરે. મા૦
ભગવતી માહારૂં ભૂડાપણૂં જો જોશો મા,
વાણી તમારિ વગોશો જે રંગની રાતડીરે. મા૦ ૯
ભક્ત વત્સલે તુ જો ન રાખે ભાર મા,
તો મુને લાગે માર, લોક લવનો ઘણોરે. મા૦
હુકમ આપે તો હેતે હુ આવુ હજૂર મા,
દેવી ન કરશો દૂર, ભરૂસો તુમ તણોરે મા૦ ૧૦
વપુ માહારાતું વેગે વહે છે વિત્ત મા,
ચાક ચઢયું છે ચીત્ત, તે સ્થાને ઠરાવિયેરે. મા૦
આડાં વચન બહુ અબલ તણા કયમ સાંખુ મા,
જયગદંબે તુને ઝાંખુ, ઉતાવલા આવિયેરે. મા૦ ૧૧
ગુણવંતી તુજ પાખે મુને નથી ગમતુ મા,
ચિત્ત નથી વિસમતુ, કદિ કોઇ રંગથીરે મા૦
કૃષ્ણરામને કલ્યાણી કરૂણા કરજ્યો મા,
બાલને બાહે ધરજ્યો, આકુલ જોઈ [1]વ્યંગથીરે. મા૦ ૧૨

ગ્રી. ૧ ૫. ૨૦

---

## કીર્તન ૧૩૫ મુ

તુ તો શક્તિ સાચિ, (૨)
મજ રંકનિ બુદ્ધિ તુજ રંગે રાચિ. તુ૦ ૧
તુંને વીષ્ણુ પ્રીય હોય તો વેહેલી આવે,
રમા રંકના ઉપર શુ રિસાવે,
ચરણ શરણ ચાકરનૂ રખે હાસ ચ્યાહાવે. તૂ૦ ૨
માહારા મન તણિ મામ તૂ રાખ્ય માડી,
જન કેરી કરય દૂર જવનીકા જાડી,
દિવ્ય દ્રષ્ટિ દયા કરી દે ઉઘાડી. તૂ૦ ૩

---

૧ ઉપાધિથી.

દેવી દાસ માધવને તૂં [1]મેલ કરચને,
સકલ જન્મનાં સચીત તૂ સંહરચને;
વિદ્યારૂપિ થઇ વિમલ મન માહિ ઠરચને. તૂ૦ ૪

દેવી પ્રગટ તૂજ પારખું આજ દેખું,
પ્રણુતાર્તિહારક તાહારી પ્રભુતા પેખુ,
તાહારી લક્ષ આપ્યે તુને લક્ષે લેખું તૂ૦ ૫

જનનિજિ તૂ જળહળ જણુંય જોતિ,
અવીદ્યા કરચ દૂર જયમ હોતિ નોહેતિ,
માજિ નાક તાહારાનુ નિરખાચ્ય મોતિ તૂ૦ ૬

તાહારી પ્રીતી પરમેશ્વરી તો પ્રમાણુ,
સરવ જીવના ભૂત ભાવી હુ જાણુ,
આવે આશરે તેહેને તુજ તરફાં તાણુ તૂ૦ ૭

[2]ઇહામૂત્ર તરવાની જયમ જાણુ વાતો,
જાણુ કાલ યજમાનને જણુવુ જાતો,
નિત્યે રહુ રમાનાથને રંગે રાતો તૂ૦ ૮

સકલ ભોગ કરતા નાવે કો આસક્તિ,
વપુ આદિ જયે વિષય ત્યહાં રહે વીરક્તિ,
ભલિ ભાસે ઉર માહે ભગવંત ભક્તિ તૂ૦ ૯

રમારામને યુગલ જોડે હુ નિરખુ,
તાહારા હેતથી હશી રુદય નિત્ય હરખુ,
પુરૂશોને પુરૂશાર્થ પરખાવું પરખુ તૂ૦ ૧૦

સતસંગમે સહિત તુજ પારે આવું,
બિરુદાલિનુ બિરૂદ સહુને બતાવુ,
સિદ્ધાંત સાધીને સહુને સધાવુ તૂ૦ ૧૧

તાહારે આપ્યે ઐશ્વર્ય ગાજ્યો ન જાઉ,
અનાયાસે પ્રારબ્ધ ઘર બેઠા પાઉ,
હુ તો પતિત-પાવન તાહારી નજરે થાઉ. તૂ૦ ૧૨

---

૧ મેળાપ ૨ આ લોક ને પરલોક.

ગાઉ ગોવિંદજીને ગુણવંતિ સંગે,
વાધે નિત્ય આણુંદ અતિ અગોઅંગે;
રમામાત રીઝાવ્ય એમ તાહારે રંગે, તૃ૦ ૧૩
હું છું વામણો પણ ચ્યાહું વરિષ્ઠ ફલને,
બિરૂદાલિ બહુચર તણા જાણિ બળને,
કૃપા કરીને ત ભરડય માહારી કળને. તૃ૦ ૧૪
તુને અરજી અનેક ત્રિપુરે સમરપી,
તેં ઉઘાડી બુદ્ધિ તેહેવિ તુજને અરપી,
તુતો તારચ મા તારણી મુજને તરપી. તૃ૦ ૧૫
હવે કહોને કમલે મુને મળશ્યો કયાહારે,
માહારા સમજો મુજને વેહેલાં ચઢજ્યો વાહારે,
કૃષ્ણરામ કિંકરને કળ પડશે ત્યાહારે. તૃ૦ ૧૬
ની ૨ ૫. ૫

---

## કીર્તન ૧૩૬ મું.

પૂજુ પૂજુ અબા માની ચુદડી,
જેની કળના કોથી ન થાયરે,
જ્યેથી મેહેર કરે માહારી માવડી,
વિશ્વેશ્વરી વાહારે ધાયરે. પૂ૦ ૧
જેને વાણે વેદાંત વિદ્યા વસે,
તાણામા તત્વ ચોવિસરે,
કોરચ કસબમાં પેહેલાં વિરંચી વસે,
મધ્યે માધવ અંતે ઇશરે પૂ૦ ૨
ભાંતિ સ્વેત રક્તને સાંમળિ,
તેહેમાં ત્રિગુણ કરચે નિત્ય તાનરે,
જેહેના બુટાબુટિમાં રહ્યા મળિ,
અદિતિ દિતિનાં સંતાનરે પૂ૦ ૩
સાત આવરતનમાં સમૂદ્ર વસે,
નવલોકમાં નવકુલ નાગરે;

દંત છેડલે દૈત્યાચાર્ય દિસે,
ગુરૂ બૃહસ્પતિ ભૃકુટિને ભાગરે. પૂ૦ ૪
જેહેને પોતે પચ માહાભૂત રહ્યા,
રગ માહે રહ્યા તન્માત્રરે,
બાર મેઘ રેસામા રમી રહ્યા,
ઘેડચે ઘેડચે રહ્યા દિન રાત્રરે. પૂ૦ ૫
જેના આપમા અષ્ટાવરણ વસે,
જેના ચીત્રમા ચઉદે લોકરે,
જેનિ સુરતા મહા શાસ્ત્ર વસે,
જયે સ્મરણે શમે મહા શોકરે પૂ૦ ૬
જયેહેનુ આવાહન કયહાંથી કરૂ,
ભાસે સઘલિ વસે ભરપૂરરે,
આસનને માહા રિદ્ધિ ધરૂ,
નિત્ય વાધે નવુ નવુ નરરે પૂ૦ ૭
આકાશ ગંગાના રે નીરને,
શુદ્ધ થાવા કરાવુ સ્નાનરે,
ચાવાચદન ધારૂ ધીરને,
પ્રીતિ પુષ્પાક્ષત પકવાનરે પૂ૦ ૮
કરૂં આરતિ આત્માનદનિ,
ચિંતનનો ચતુરમુખ દીપરે,
માહારિ ફાંશિ છોડાવજયો ફંદની,
ચટ્ટ કાહાડજયો ચિદ ચિત્ત ચીપરે. પૂ૦ ૯
મહારા મનમંડપ મહાં બિરાજીયે,
ગુણવતિજિ ગમતે ગોખરે,
કરિ જ્ઞાન વિરાગને ગાજિયે,
જનનીજિ કરાવિયે જયોખરે પૂ૦ ૧૦
તમને વાહાલિ વસ્તકરો જાહરિ,
દયા આણી કરો મુને દાનરે;

માતા વિમલ કરો મતિ માહારિ,
ગમે ગોવિંદના ગુણ ગાનરે. પૂ૦ ૧૧

અપરાધ અનેક જનમ તણા,
માહારાં માફ કરો માહામાયરે,
અંતરાય મિટાડોને આપણા,
જયમ યદુપતિ જાણ્યા જાયરે પૂ૦ ૧૨

મન માનિ વસ્ત જે માતને,
અલબેલિજિ અંગોઅંગરે,
જગદંબે જણુવજ્યો જાતને,
રખે એકલડા રમો રંગરે પૂ૦ ૧૩

હુ તો ભૂલ્યો ભમ્યો છું ભવોભવે,
ઉલટો માની અધ્યાસરે,
હારિ સમજિ શરણ આવ્યો છું હવે,
દેવી માંનજ્યો મુજને દાસરે. પૂ૦ ૧૪

માતતાત દારાને દારકા,
ભ્રાત ભગનીને બંધૂજનરે,
પરખંતા પ્રીછ્યા સરવ પારકા,
ધોળે દાહાડે હરિ લ્યે ધંનરે પૂ૦ ૧૫

સાચા ત્રિપૂર સુંદરી તમ્યો છો સગા,
આખા વીશ્વમા આપો આપરે,
અંબે અકલ થશ્યો કેમ ઓલગ્યા,
બાલ્યકને બતાવો બાપરે. પૂ૦ ૧૬

આત્યે ખસતો મુકો રખે ખેતરી,
મેલ રાખો રખે મન માંહરે,
કૃષ્ણરામ કહે જન કરગરી,
બિરૂદાલિ પકડજ્યો બાહરે, પૂ૦ ૧૭

વી. ૨ ૫. ૯

## કીર્તન ૧૩૭ મું.

કર ક્યારે ધરીશ મા કિંકરનો,
હૃદિ વિમલ ઉઘાડિ વિવેકરે;
અલબેલિ અબે હવે અનુચરનો,
તુજ સહિત રાખ્ય મા ટેકરે. કર૦ ૧
અંગોઅંગે ઉદાસિ તો ઉલટી,
નિત્યે નિત્ય બન્યો નિઃશ્વાસરે,
સાચિ શકિત થઇશ જ્યારે સૂલટી,
દુઃખ વામશે ત્યારે દાસરે. કર૦ ૨
વરદેશ્વરિ કાં મુને વિસરે,
કષ્ટ તુજ પાખે કહુ કયાહરે;
પ્રાણ માહારા ન પિંડથી નીસરે,
આશા રાખી રહે ઉર માંહરે. કર૦ ૩
અબે અફલ થઈશ કયમ ઓળગી,
બહુચર તારૂં બિરુદ જાયરે,
શકિત સુતની જો તું ન થાએ સંગી,
ન્યાહાનો બાલ નમાયો થાયરે. કર૦ ૪
દેવી દીલ દુ.ખાય છે દાસનું,
ખરી યઇને ખમે છે કયંમરે,
અજી લોક તણા ઉપહાસનુ,
કરે સહન ધરે શું શ્રંમરે. કર૦ ૫
માહારી અકળામણ શી શી કહું,
ત્રિપુરે નથી થાતું તોલરે;
જયમ ત્યમ કરીને જીવતો રહુ,
કાલિ મા તાહારો માનિને કોલરે. કર૦ ૬
પ્રસુતા જો તું મારીશ પુત્રને,
તો તો ફૂલ્ય થશે તારી ફોકરે;

ઉલટી ¹ભાશીશ ²ઇહામુત્રને,
વલિ સૂતનો સહિશ કયમ શોકરે — કર૦ ૭
તુ તો હાસ કરે છે હેતથી,
પણ પૂત્રને તો થાય પીડચરે;
તાહારાં સત્ય તણા સંકેતથી,
હશી આવ્ય ઉતાવળિ હીંડચરે. — કર૦ ૮
રમારંગમા ભંગ રખે કરે,
ચિત્ત માહારૂં ચઢાવિને ચાકરે,
જો પ્રણુતની પીડા તૂ નવ્ય હરે,
તો તો નીચુ થશે તાહારૂં નાકરે — કર૦ ૯
તાહારી ગહન ગતી છે ગુણવતી,
તેં તો કુણ પ્રકરે કળાયરે,
ચતુરે તુને કોણ સકે ચિંતિ,
તું તો જયેહ કરે તે થાયરે — કર૦ ૧૦
હવે હઇયુ તો હાથ્ય રહે નહી,
અંબે નથી પડતો ઉકેલરે
કૃષ્ણરામને તેડજ્યે કરગ્રહી,
મનથી મૂકી દેઇ મેલરે. — કર૦ ૧૧

ચીં ૨ ૫ ૧૦

---

## કીર્તન ૧૩૮ મું.

માહારી બહુચરાજી બાઇરે, કારે હુકમ ન કરો કશોરે,
સાચી શક્તી સંતાઇરે, જનથકી જોર કરી કયાંહા જશોરે — ૧
ગુણ ગાઉ થઇ દાસરે, ગુણના ગણીત થઇ આવીયેરે;
થવા દીજીએ ન હાસરે, શીઘ્રનો સમાચાર કહાવીએરે — ૨
નારાયણી તુંજ નામરે, તારણી જો તુ તાહારિ મેળ્યે તજેરે;
તો તો ત્રણ્ય બહામરે, આશ્રીત જનોની નવ્ય ઉપજેરે. — ૩

---

૧ અપકીર્તિ વર્ણન કરીશ ૨ આલોકને પરલોકમા.

સર્વ લોક ભરે સાક્ષરે, પ્રીત્યે કરી ત્યમ કયાહારે પેખશોરે;
કરી કરૂણા કટાક્ષરે, દાસતણા દોહ્યલા ન દેખશોરે. ૪
જનની કઈ જંનરે, તાહારે ભરૂસે તરી ગયારે,
માજી આજ આહાવું મનરે, દુર્બલ કરચું કયહા ગઈ દયારે. ૫
ખાના જાતતણી સાથરે, ખરાખરી ખાંત્ય ધરી શુ કરોરે;
હૃદય રેહેતુ નથી હાથરે, ધીરજાય દેઇને બાહે ધરોરે. ૬
જાંણી જનનીનું જોરરે, ચરણને શરણ હુંતો આવીયોરે,
ત્રિપુરે માહારો તોરરે, આલસ કરીશું ઉતરાવીયોરે. ૭
તમે હેતે કરચું હાસરે, દાસનું દીલ દુઃખથી દહ્યુંરે;
અતી થઈ ગયો ઉદાસરે, કષ્ટ ઉપજ્યું ન જાયે કહ્યુરે ૮
મન માજી તણો મર્મરે, શુ કળીસકે માહારૂં દુર્બલુરે,
સર્વ લોકની શર્મરે, લાગી મા મુંને શુ શુ સાભળુરે ૯
પેહેલા ધરતો તો ધીરરે, સત્ય પારખું તાહારૂં પેખીનેરે;
કા ઉતારચુ માહારૂ નીરરે, દાસની શિ દુષ્ટતા દેખીનેરે. ૧૦
હુ તો હૃદયનો હરામરે, નારાયણી તે નીર્ણય કરચોરે;
માહારી મુકાવી તેં મામરે, ઠગની પંક્તીમા હવે હુ ઠરચોરે. ૧૧
શક્તી શાને સનમાનરે, ઉત્તમ પુરૂષ મુને આદરેરે,
હેત દેખાડી હેરાનરે, કૃપાનીધેં મા મુને કાંકરેરે. ૧૨
હવે ચીત ચઢયું ચાકરે, કળ કશી વાતે પડે નહીરે,
[1]નેટય રહ્યું નહી નાકરે, વારૂપણું સરવ ગયુ વહીરે. ૧૩
સારી દીસે જ્યમ શક્તરે, જે વાતે જણાય તારી [2]રસતતારે;
હું અભક્તને ભક્તરે, કરીને જણાવજે અનંતતારે. ૧૪
દાવો દેવી તુજ સાથરે, કયાહા જઇને હું હવે કરગરૂરે;
તૂં અનાથની નાથરે, કાલાવાલા મા તુજને કરૂંરે. ૧૫
અરભક અપવિત્રરે, હોય તે નવાઇ નહી કશીરે;
મેહર કરે તે માવીત્રરે, ધીર્ય દેવાને આવે ધશીરે. ૧૬
તમે ત્રીભુવન પાલરે, જગતની જનની કેહેવાઇનેરે;
બાંહે કાં ન ધરો બાલરે, રંક ઉપર શુ રહો રીસાઇનેરે. ૧૭

૧ ખરોબર ૨ સારાપણુ.

અજી શાક્યા અપરાધરે, જોશોમા જગદબિકાતમ્યોરે;
ગુનેગાર છુ અગાધરે, તોપણ તુમારે ચરણે નમ્યોરે. ૧૮
દેવી જોવા નહી દોષરે, ચરણને શરણ આવ્યા તણારે,
રાજી થઈ તજો રોષરે, મેહર કરો માત ન રહે મણારે, ૧૯
કહું કોહોને જઈ કષ્ટરે, મતવાલી મા વીના માંહરચાંરે,
કરી દેવી દયા દ્રષ્ટરે, જગદબે થાઓ જાહારારે. ૨૦
માહારા મન તણી માંમરે, પ્રબલ પ્રતીતી દેઈ પાળીયેરે,
ગણીયે મામુને ગુલામરે, ન્યેહ નજરે ભરી ન્યાહાળીયેરે. ૨૧
દેવદાનવ યક્ષરે, પ્રીત્યે પુજે છે તાહારી પાવડીરે,
મુનીમાનવ દક્ષરે, મુજરો કરે છે તુને માવડીરે. ૨૨
સર્વ રાગીણીયો રાગરે, ગાય છે તુને અલાપ ચારીથીરે,
પ્રથિવ્યાદી નમે પાગરે, તનમાત્રાઓ તૈયારીથીરે ૨૩
વિમલ યશ વદે વેદરે, શાસ્ત્ર પુરાણ તુંને ગાયછેરે;
આદી શક્તી તૂં અભેદરે, કરૂણા તાહારીથી તું કળાયછેરે. ૨૪
તાહારૂં પારખું પ્રત્યક્ષરે, ચિત્તતણાં ચેટકને ૧ચુરવારે,
કાલી તું કલ્પવ્રક્ષરે, પ્રણતના મનોર્થને પુરવારે. ૨૫
તુને જેણે જેણે યાચીરે, પરીપૂરણ તે તે થયારે;
શક્તી તૂં સદાય સાચીરે, દીન જાણી કરચ મુજને દયારે. ૨૬
માંહારૂ ઉર અકલાયરે, તાપ માહારાં તતક્ષણ ટાળીયેરે,
શક્તિ કરીને સહાયરે, વહી ગયું વાહાણ માહારૂં વાળીયેરે. ૨૭
નરનારીયોમા નીત્યરે; હલુવો પડયો હું આકતૂરથીરે,
પ્રીયે જણુવીને પ્રીત્યેરે, હુકમ ન આપ્યો તે હુજુરથીરે ૨૮
માહારૂં જીવવુ વ્યર્થરે; માની કરૂણા વીનાથી થશેરે,
અંબે એવડો અનર્થરે; કયમ સેવકથી સહ્યો જશેરે. ૨૯
પ્રણત પાલક નામરે; તાહારૂં તે તું મા નિભાવ જયેરે,
કરગરે કૃષ્ણરામરે, વાંહાર કરવા વેહેલી આવજયેરે. ૩૦
ચી. ૧૮.૪૩.

સં. ૧૮૭૩ ફાલ્ગુન સિત (સુદી) ૭ રવી લિ. કૃષ્ણરામ ભક્તિરામ.

---

૧ નાશ કરવા

# અથ શ્રી બહુચરાનો પત્ર લિખ્યો છે.

## કીર્તન ૧૩૯ મું.

શ્રી ગણપતીને નમી કરી, ધરી ચીત્તમા ધ્યાન,
હંસ વાહની ને નમું, માગીને માન. ૧
કાગદ લીખું કૃપાનીધે; વિધવીધના પ્રણામ,
[1]સાર કરો મા સરસ્વતી, પૂરો મનની હામ. ૨
મનસા વાચા કર્મણા; તણા કાગદ કરીયે,
રસનારૂપી લેખણે, પ્રેમરસને ભરીયે ૩
અક અરજના પાડીયે; માડી એ માની લેજ્યો,
પ્રત્યુતર પરમેશ્વરી; સ્વપનામાં કેહેજ્યો. ૪
સ્વસ્તીશ્રી સલખનપુરી, સુરનર મુની જાણે,
વાસ વસે ત્યાહા બહુચરી, જેને વેદ વીખાંણે. ૫
સેવક કાજ્ય આપે વશી, ધશી ધોળાગઢથી,
દાસને અતી સુખદાયીની, અસુરોને નડતી. ૬
દેવીયે દૈત્ય વીદારીયા, મારીયા મુંડ ચંડ,
તેજ લહ્યું ત્રણ્ય લોકમાં, નામ સઘળે અખંડ. ૭
બિરૂદ ધરયું જયે બહુચરી, વિસ્તરી વિશ્વ વાત,
શરણ રાખે છે અશરણને, ન થવા દે ઘાત ૮
પુજ્યારાધેય ઇશ્વરી, પરીપૂર્ણ પરમ,
આદી અનાદી અકલ છો, એક ત્તમોત્તમ. ૯
ગંગાજલ ગુણ નીર્મલ, કલના કયમ થાય,
બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર, ગુણ જયેહેના ગાય ૧૦
ગહનગતી ગુણ લાયક, દાયક શુભ મતી,
નીગમ પઢે મુની શોધતા, ગમ્ય જડતી નથી. ૧૧
વાચા અવીચલ કહે સહુ, ગૌ વીપ્રનીપાળ,
વીશ્વ સકલ વ્યાપી રહી, નીત્યરૂપી ત્રીકાળ ૧૨

---

૧. સાર્થક.

શાંસ્યાં કહુ બિરૂદ તાહ્યરા, નોધારાની આધાર,
નાવરૂપ તુને આશરે, તે થશે ભવપાર ૧૩
૧પંખ ન ૨પખાની તું ખરી, ઇશ્વરી વિશ્વરૂપ,
સૃજણુ પાલણુસિંહારણી, એક અકલ અનુપ ૧૪
શી ઉપમા દેઉ ભગવતી મતીમદ હું માતા,
સકલ ઉપમા લાયક, છો દેવિ દીવ્ય દાતા ૧૫
વીશ્વભરી કરૂ વીનતી, શકતી શ્રી પંચ,
રમા સાવીત્રી પાર્વતી, સતી અબીકા ૩અંચ ૧૬
પંચમું નામ તે બહુચરી, જયે ૪અરી ક્ષયકારી,
રૂપ સકલ ધરી વિશ્વમા, વાસના વીસ્તારી ૧૭
લીખીત જન તાહ્યરો, કરો માહારી સાર,
ચરણાનશ્રી તુજ ચરણનો, માહારો આધાર. ૧૮
પ્રણામ મહારો ભવાનીને, તે તો માની લિજયે,
માજી માહ્યરા વંક ઘણા, તેને માફ કરી જે. ૧૯
અપરં બિજું લિખ્યું શુણો, ગણો મુજને દીન,
કરૂણા કરી કરૂણા નીધે, મતી ટાલો મલીન ૨૦
સમાચાર ચીત્તમાં લહો. ગ્રહો માહ્યરી બાહે,
બંધન પડીયો હુ બહુચરી, કારાગ્રહ માહે. ૨૧
રાખ્ય રાખ્ય રે માવડી, આવડી મેં ન જાણી
માયામા લપટો થકો, હું ન પ્રીછયો પ્રાણી, ૨૨
માનવ થઇ શુ માણવુ, આણવુ અહંપદ,
જીવો આગળ યાચવુ જઇ, થઈને ગદગદ, ૨૪
સહુ એ સ્વાર્થ તણું સગું, અલગું અંતકાલ,
સંસાર સુખતે સ્વપ્નવત્, દીસે આલ પપાલ. ૨૫
મનુજ તનુંજો જાય ટલી, વળી લક્ષચોરાશી,
અજ્ઞપણે અધ્યાસથી. કયાંહાં છુટે નાશી. ૨૬
તુમ પાખે હુ કહુ કુંને, મુંને લીજે ઉગારી,
ભવસાગરમાં બુડતાં, ત્રીપુરે લ્યો તારી. ૨૭

---

૧. પાંખ ૨. પાંખ વીનાના ૩. સહ. ૪. શત્રુ નાશ કરનાર.

ગોષ્ટી મુને ન ગમે કુહુની, સૂની અંધાઅંધ,
તુજ સાથે પરમેશ્વરી, સાધ્યો છિ સબધ. ૨૮
સંસાર માયા વિશેક જયે, છેક તે મેં છોડી,
સગપણ શક્તિ થકી કરયુ, મોટી માયા માડી ૨૯
માત તાત મીત્ર બાધવા, નવાનવી સગાઈ.
માતુલ પક્ષ મોસાલ તુ, બેહેન બહુચર બાઇ, ૩૦
જુઠો સબધ મે તોડીયો, જોડીયો સ્નેહ તુમથી,
પૂર્વ પ્રીતીકા તોડીયે, જે ચાલે અગમથી. ૩૧
બિજુ લખ્યું જયે બહુચરી, ફરી લીજે સભાળી,
દીન જાણીને દાસની, બાહા ગ્રહે બીરૂદાલી. ૩૨
બાલ હુ બહુચર તાહરો, માહારો વક હોય,
રીસ હ્રદય નવ્ય રાખશો, શકિત સનમુખ જોય. ૩૩
બિરૂદ તમારૂં સાભળ્યું, વળ્યુ માહારૂ મન,
પાલવ વળગ્યો તુમતણે, સુપી તન મન ધંન ૩૪
અરભક આવે તુમ ભણી, તે તણી બાહ્ય ગ્રેહેજયો,
ભારે ભરૂંસો ભગવતી, બાલકને દેજયો ૩૫
મજને કાંઈ ન આવડે, પડે વાક ઘણેરાં,
માફ કરે કુણ મા વીના, અપરાધ અનેરા ૩૬
એહેવૂ કગે તમે ઇશ્વરી, હરીહરને જણાવો,
શાસ્ત્રસાર સમજુ સખે, ત્યમ ભાવે ભણાવો ૩૭
જન્મ મરણ થાવુ મટે. ઘટે ઘોર ઘેરાના,
સનમુખ થઇ કર સાહીને, છોડો ફદ ફેરાના. ૩૮
થોડું લખ્યુ ઘણું ધારજયો, વારજયો મમ કષ્ટ,
વિનતી વાચીને તતક્ષણે, કીજે કરૂણા દ્રષ્ટ. ૩૯
શિરનામે શ્રીબહુચરા, પરાશક્તિ ધરીયા.
મન એમ કેહે છિ જયે માદ્યરા, હવે કારજય સરીયા ૪૦
મનરૂપી [1]કાશદ ઘડયો ચડયો પવનને ઘોડે.
પત્ર પોહોડવા ગાતને, સત્વર થઇ દોડે. ૪૧

---

[1] કાગલ લેઈ જનાર

શીરનામું વાંચી કરી, ફરી પત્ર નીહાળયું,
જગદ બાયે જવાપથી, ધરયું બિરૂદ સભાળયું ૪૨
બોલાવ્યો પાસે બાલને, બાળને તો ઉગારી,
પ્રત્યક્ષ દીધુ પારખુ, કર મસ્તકે ધારિ ૪૩
દેવીયે દીવ્ય કીધી દયા, ગયા માહારા ઘોર,
સાનુકુલ થઇ શકિતયે, છોડયાબંધના દોર ૪૪
વારણે જાઉં વિશ્વેશ્વરી, કીધા સિદ્ધ કામ
કરજોડી રહું હું સદા, કિંકર કૃષ્ણુરામ. ૪૫

તી. ૨૬. ૫. ૨૩.

---

## કીર્તન ૧૪૦ મું.

ગુણવંતી શુણો ગરીબની વાજ,
અરભકની અરજીને આજમા ગુ૦ ૧
જગદીશ્વરી તમે જગતની માત.
મજ ગરિબની થવા દેશો ન ઘાતમા ગુ૦ ૨
ઇશ્વરનું સ્મરણ કરાવજયો અખડ,
દીનનેં રખે પડવા દેતા યમ દડમા. ગુ૦ ૩
ઉરમા રખે રેહેવા દેતા અવિદ્યા અંધેર,
માંનવા દેતા રખે વાહાલ કે વેરમા ગુ૦ ૪
આહાર, મિથુન, ભય, નિદ્રાયે ચ્યાર,
પશુ ધરમોથી મુને કરો પેલે પારમા ગુ૦ ૫
જકડેલો જીવતે હું શુ કરીશ જોર,
ચિંતન વિમુખ વડે થયો છું જે ચોરમા. ગુ૦ ૬
મજને તો કાઇ નથી પડતો ઉકેલ,
સાંહામું જુવો સ્વામિની તો બને સહુ સેહેલમા ગુ૦ ૭
આભ્યંતર થકી કરો અલગું આવરણુ,
સેવક હું શ્રીપતીને થઇ શકું શરણુમા. ગુ૦ ૮
વિવિધના રચ્યા તમે વિષય વિલાસ,
પ્રીછયા વિના તે તો મુને થઇ પડયા પાશમા. ગુ૦ ૯

કયમ તેને દૂર કરી શકું હું તે દીન,
અલબેલિ અબે એ સહુ તમને અધીનમા ગુ૦ ૧૦
મિટાવી દ્યો મિથ્યા માહારા ફંદના દૈલ,
ખાસા શ્રીનીવાસ સાથે કરાવોને ખેલમા. ગુ૦ ૧૧
પ્રીત્યે થકી પહ્રાં કરો પુણ્યને પાપ,
બાલ્યકને બીરૂદવંતી બતાવિ દ્યો બાપમા. ગુ૦ ૧૨
અબલના જોવા ઘટે નહિ અવગુણ,
તમે કૃપા ન કરો તો કરે પછી કૂણમા. ગુ૦ ૧૩
બિરાદાલિ માજી હું છું તમારોરે બાલ,
રંક ઉપર રમા રાણી થઇએ ન રિસાલમા ગુ૦ ૧૪
મજ વિકલને એક તમારિ છે વગ,
આશ્રિત જાંણીને મુંને રાખીયે અલગમા ગુ૦ ૧૫
કૃપણ કિંકર તણાં જુવો રખે કરમ,
શરણ આવ્યા સેવકની રાખો તમે શરમમા. ગુ૦ ૧૬
દુંખ મિટાડિ કરો દરિદ્રને દૂર,
પ્રીત્યેથી પ્રતીતિ મુને દિજે ભરપૂરમા ગુ૦ ૧૭
અરભક હુ તો અતી ઉરે અકલાંઉ,
તમનેં તજીનેં કેહેવા કહો કયહાં જાઉમા. ગુ૦ ૧૮
સાહ્ય કરો માજી હવે પાળો નિજ નામ,
કરજોડી કરગરી કહે કૃષ્ણરાંમ મા ગુ૦ ૧૯

ગી૦ ૫ ૫૦ ૮

---

## કીર્તન ૧૪૧ મું.

માહારિ માત જાત વાત વેગે સાંભળોરે,
કૃપાપૂર વિઘ્ન દૂર કરી મા મળોરે;
કાળિ ૧કૃષ્ટદ્રષ્ટ મિષ્ટ કરી કહાડીયેરે,
પ્રતિપાળ રંક બાલને રમાડિયેરે. ૧

---

૧ કૃપાદષ્ટિ

વાર વાર કહું સાર કરો માહ્યરીરે,
શાને છાનીમાની વાત કરી જાહ્યરીરે,
નમ્યા ચર્ણ થયા શર્ણ તે બાહે ધરચારે,
ભુડા ભૂર જયે અસૂર દૂર તેં કરચારે. ૨
તાહારા બિરૂદ વરદ રુપિણી કયહા ગયાંરે,
આજ કાજ માહ્યરે નિલાજ કાં થયારે,
તજી રોષ દોષ મુકિ તોષ આદરોરે,
જાણિ બાળ હે કૃપાળ આળ પરીહરોરે. ૩
અજી આમ રહી ૧વામ હાંમ શું હરોરે,
હરિ ચિત્ત અજી પ્રીતિ મા ન કાં કરોરે,
તજો ક્રોધતો વિરોધ મા ખસે સહિરે,
તમ્યો નાથ ગ્રહો હાથ તો વહુ નહિરે. ૪
કોપ્યે નરક ગરક થાઉ તે નવાઈશીરે,
તાહરી પ્રીતી રીતિ ભાસશે ભવાઈ શીરે;
ચર્ણ શર્ણથી આવરણ જો ખસે ખરેરે,
તો પ્રમાણ સાચ વાણી વેદની ઠરેરે. ૫
તાહરો આશરો ધરચો તે અફળ જો થશેરે,
દેવી જો વિચ્યારિ લાજ તો તાહારી જશેરે;
માહારી માવડી શે આવડી રિસાઇ છેરે,
હુ તો મદમતિ તું તો અતિ ડાહિછેરે. ૬
ગુનેગાર હુ અપાર તોહ્યે તાહ્યરોરે,
ક્ષમાવક રંક જાણિ કરો માહ્યરોરે;
હું તે શું કરૂ ઠરૂ સદાય આશરોરે,
માજી તૂ વિના કિનાશતા ન કો હરેરે ૭
માહારૂ યત્ન કે પ્રયત્ન ત્યાહારે છાજશેરે,
હૃદય મંદિરે શીરેજો દેવિ ગાજશેરે;
ધરી મેહરકરો લેહેર તનુજને તમેરે
કરો સાહાય નમું પાય જાય છે સમેરે. ૮

---

૧ ઉલટા.

માહારૂં ચિત્ત ચકે નિત્ય ચહો દિશા ફરેરે,
જગન્માતની વિખ્યાત વાતકો કરેરે;
નથી ઇંદ્રિયો [1]ધિયોને [2]તોષ આવતોરે,
ભોગ રોગશ્યો વિયોગે નથી ભાવતોરે. ૯

જુવું વાટય હું ઉચ્ચાટ થિ આઘો પડિરે,
થાય વર્ષસમી જાય જ્યે ઘડી ઘડીરે,
આજ આવડો પડયો છે ઘોળશ્યો ઘણોરે,
અજી માત સજી ઉત્તર ન કાં ભણોરે. ૧૦

પ્રતીકૂલ કાં અતૂલ થયા વત્સલારે,
[3]આઇ હો થકી કળાઇ જાય નહિ કળારે,
વંક સાંખશ્યો કે નાંખશ્યો શુ પટકતોરે,
દીન બંધુ શોક સિંધુ વિષે ભટકતોરે. ૧૧

તાહારો આશરો ધરચો [4]નરો નજોડરૂરે,
ઠરે ચોર જોર તોર પછી શું કરૂરે,
માહારી વિનતી અતી સતી ન કા શુણેરે,
આજ આહાવિ તે ભ્રમાવિ મા તુને કુણેરે. ૧૨

તાહારિ કયહાં ગઇ દયા મયા ખોવાઇનેરે,
દાન માન જ્ઞાન શૂંગયા ધોવાઇનેરે,
સકે લાગિયો કલિ કે વળી વામમારે,
ગઇ ધારણા પ્રતારણાના કામમારે. ૧૩

સકે અગો અંગે રંગે વધી [5]નીદડીરે,
બાઇજો ખોવાઇ જાશે [6]બિરૂદબીહડીરે,
આમ શું કરી બરોબરી તે રકથીરે,
કાં ન આવે શું રીસાવે કો. કલંકથીરે. ૧૪

પ્રણતપાલને રીસાલ થવુ કા ઘટેરે,
જોર તૂં જણાવ્ય આવ્યને વેળા વટેરે;

---

૧ બુદ્ધીયો ૨ ઇંદ્રીયોની બુદ્ધીને સતોપ નથી. ૩ માતુશ્રી. ૪ તારો એકલો ૫ ઉધ ૬ નામ.

ઈહાં મૂત્ર તાહારા સૂત્ર થકી સાંકળ્યુ રે,
સર્વ ગર્વથી અખર્વ મેળમાં મળ્યુ રે. ૧૫
તાહારા પાશથી અધ્યાસે સર્વ બાંધીયારે,
સકે ઉદ્ધરી તારી કૃપા વિના કિયારે;
મહા મોહથી વિછોહ થયા મીત્રથીરે,
સહે માર રમે દાર દામ ચીત્રથીરે. ૧૬
પડે શો ઉકેલ મેલ ખેલમાં રમેરે,
તાહારા ચર્ણ શર્ણને તજી ભૂલ્યા ભમેરે;
તાહારી આવી ગહન ગતી શું કળી સકેરે,
ભૂલ્યે શોધ વિના બોધ બાલ ક્યા બકેરે. ૧૭
સતી પાર્વતી શિવા ભવાનિ શાકરીરે,
ભોળાનાથ તણો હાથ ગ્રહી તૂં વરીરે,
રમા મા શ્રી માધવી વરાહિ વૈષ્ણવીરે,
રાણિ ચક્રપાણીની કલ્યાણિ તૃં હવીરે ૧૮
વાક સરસ્વતિ સાવિત્રિ ધાત્રિ ઈગિનારે,
ધાતા જગત્ પિતાની તું અર્ધાગનારે,
સર્વ સૃષ્ટીની સમષ્ટિ વ્યષ્ટી તં થઈરે,
જયહા જયમ ઘટે ત્યમ ત્યહાં તૂં રહિરે. ૧૯
નજર ઘાલિ જોતા ખાલિ નથી તૂં વિનારે,
મેહેલ મેહેલ મહા ખેલ દીસે બાઇનારે;
કરો [1]લોપ કોપ શું [2]અલોપ થઇ રહોરે,
દેઈ માંન હું સંતાનને બાંહે ગ્રહોરે. ૨૦
વેળા જાય વહી શું કહી જણાવીયેરે,
માહારા સૌખ્ય દુઃખ શુ મુખે ગણાવિયેરે;
જગદબ મા વિલબ કરો આ સમેરે,
કૃષ્ણરામ મુકી મામ પ્રણામે નમેરે ૨૧

૧ નાશ ૨ ગુપ્ત

## કીર્તન ૧૪૨ મું.

ઉત્તર દેવાને તું આવ્યરે, જયગતની જનની વેગે, ઉ૦ ૧
શેવકને શરણાગત વત્સલે, બહુચર બિરૂદ બતાવ્યરે. જ૦ ૨
ટળવળાટ તું ભાગ તનુજનો, [1]ધીરજ પયો ધવરાવ્યરે જ૦ ૩
કળ ન પડે માહારા હ્રદયકમલમા, સમાચાર કાંઇ સંભળાવ્યરે ૪
ભક્ત મનોરથ પૂરક થઇ તું, ત્રીપુરે ન મુજને તપાવ્યરે. જ૦ ૫
નિષ્ઠુરતા નવ્ય ન્યાહાળ્ય નારાયણી, તું તારૂં નામ નિભાવ્યરેજ૦ ૬
જયોખેંથી યોગ ક્ષેમને જનની, ચાકરનો તું ચલાવ્યરે જ૦ ૭
પ્રણુતપાલક તાહારી પ્રીતિ પ્રસૂતે જાતને જબર જમાવ્યરેજ૦ ૮
પ્રગટ પ્રતીતિ પ્રીતિ કરી તું, શેવકને સભળાવ્યરે જ૦ ૯
દીન ઉપર દેવિ કા ન દયા કરે, માજી ન મામ મુકાવ્યરે. જ૦ ૧૦
શરમ રાખ્ય શરણાગતની હવે, ભક્તને નવ્ય ભટકાવ્યરે જ૦ ૧૧
શેવકને શિરે કર ધરિ શક્તિ, સ્થિર કરી ઠીક ઠરાવ્યરે. જ૦ ૧૨
રંક થકી હવે રહ્યું નથિ જાતું, માજી મન માહારૂં મનાવ્યરે જ૦ ૧૩
કૃષ્ણુરામને કરૂણા કરીને, ઉત્તમ બળ ઓળખાવ્યરે. જ૦ ૧૪

॥ ૧૫ ૧૦.

---

## કીર્તન ૧૪૩ મુ.

ગહન ગુણોને હું શુ ગાઉરે, ગુણવતિ માહારી માજી. ૧
ચોહો દિશ ચક્ષુ ચિત્ત ચલાવી, જનનીને જોવા હુંતો જાઉરે ગુ. ૨
કલ ન પડે મુને કોય પ્રકારે, અબે હું ઉર અકળાઉરે. ગુ. ૩
તુજબિન દુઃખ કહુ કોહોને ત્રિપુરે, અતિશય હુ અમુઝાંઉરે ગુ. ૪
બિરૂદાળી બિરૂદાશ કા ન કરે, રંક હુ અતિ રગડાઉરે ગુ. ૫
ધોખો મિટાવી ધીર્ય ન દે તો હુ, [2]ધાત્રિને તજી ક્યાહા ધાઉરે.ગુ. ૬
સાહ્યં કરે નહિ શક્તિ સાહેબ જો, તોતો હું કુટિલ કેહેવાઉરે ગુ. ૭
મતવાલી માહારી માને તજીકો, રંક થકી શુ રીસાઉરે. ગુ ૮

---

૧ ધીરજરૂપી દુધ ૨ માતા

મહામાયે હું તુજને મનાવા, ખાંત્યે કોહોના સમ ખાઉંરે. ૯
પ્રેમી જન જો પ્રિય હોયે તુજનેં, તોતો હું તમ ન થાઉંરે. ૧૦
શેવકને શિરે સાહાય તું હોય તો, શાને હું શોકે સુકાઉંરે. ૧૧
જોર દેખાડે જનની જો તો હું, ૧ અરભક કયમ અથડાઉંરે. ૧૨
મા તું મુનેં મુકે તો હું કોહોનો, સુત પછી જઇ ૨પટ સાહુરે ૧૩
માનિ મેહેર વિના શોક સિંધુ મા, તનુજ હું તરત તણાઉંરે ૧૪
અંબા તજી અન્ય આગલેં જાતા, શેવક હું શરમાઉંરે ૧૫
પુરૂષોત્તમની પટરાંણી તાહારી, કરૂણા કટાક્ષ્યને ચ્યહાઉંરે ૧૬
કરૂણા કરો તો કલેશ મિટે પછી, સાયુજય સહજ ૩સમાઉંરે ૧૭
કૃષ્ણરામનો કર ધરચ્ય કમલે, ચરણ શરણ સુખ પાઉંરે. ૧૮

વી ૭ ૫૦ ૧૩

---

## કીર્તન ૧૪૪ મું.

માત કાં આવે નહિ વેહેલીરે, કળ નથિ પડતી મુજને. મા૦ ૧
આભ્યંતર માહારૂં અકળાયે, ગતી થઇ ગઇ છે ઘેલીરે ક૦ ૨
દેવિ સાહેબ તું દુષ્ટનેં દુર્લભ, સેવકને ઘાગુ સેહેલીરે ૩
બાળકનેં કા બકોર કરાવે, પ્રીતિમત થઇ પેહેલીરે. ૪
ગુણ અવગુણ શુ જુવો ગુણવંતી, અરભકના અલબેલીરે ૫
ભગવતિ ભારચ્યે તાહારો ભરૂસો, મા મુને કયહા ગઈ મેહેલીરે. ૬
હાથ્ય ગ્રહી હવે હેતે હુકમ દ્યો, શ્રીધરજીની સાહેલીરે. ૭
દીન તણી કાં દાદ શુણે નહીં, ઠગ કરિ કાહાડે છે શુ ઠેલીરે. ૮
દાસના દુઃખ દેખી કા ન દોડે, છુપી છુપી શુ રહે છે હેલીરે ૯
કૃષ્ણરામનેં કરૂણાં કરી તાહારી, રચના બતાવ્ય રચેલિરે. ૧૦

વી ૭ ૫ ૧૪.

---

૧ બાળક ૨ વસ્ત્ર ૩ પામુ

## કીર્તન ૧૪૫ મું.

નિંદ્રા રૂપે કાળી, તૂં તો, કોથી ન જાયે ૧ખાળી મા ધ્રૃ૦ ૧
કોણ કળે જ્યે કયાથી તુતે, પ્રગટ બને છે આપેમા;
કૃષ્ણ કથા કે કીર્ત્તન કરતાં, વિકલોને તૂ વ્યાપેમા નિં૦ ૨
ભાડ ભવાઇ શુણવુ જોવુ, શઠનૂં સઘલું સાખેમા;
કુટિલ શુણે જો કૃષ્ણ કથા તો સઘ પછાડી નાખેમા. નિં૦ ૩
અતી રોગી જયમ પીયે ઔષધી, પથ્ય કશુ નવ્ય પાળેમા,
ઉદ્દામવાયુ તે ઔષધને, વાતિયે પાછું વાળેમા નિં૦ ૪
એમ અશ્રદ્ધાવાળાને ઉર, ત ન કથા પોહોચાડે મા,
ચક્ષુ ઉપરે ચોકી બેઠી, ત ધૂણાવી પાડેમા નિં૦ ૫
પૂર્વ પાપને ત ૨પેખાડે, આખ્ય ઉપરી આવીમા,
કિર્ત્તન કર્ણે પડે નહિ તેણે, ભલુ ન ભાસે ભાવિમા નિં૦ ૬
કોટિ કલ્પના કૃકર્મ તેહેની, કાળી તજ કસોટીમા,
આહાર કરે ત પ્રેમ રહિતને, બડ પડે તે લોટીમા, નિં૦ ૭
આલસ ચોપદાર તજ આગે, ઝમાઈ ઝાઝરી વાગેમા,
પ્રષ્ટ પડે ત આવી તેહેના, અગ અનૂપમ ભાગેમા. નિં૦ ૮
ઇદ્રિયો સઘળા આતર થઇને, મળિજાયે તે મનમામા,
તાહારે મારે પડે તરફડી, જોર ન રેહે તે જનમાંમા. નિં૦ ૯
નાસા કેરિ બન્હે નળિયો, ઘોર ઘણાથિ ગાજેમા,
અવની પતિનિ સવારીમાહે, જયમ શરણાઇયો વાજેમા નિં૦ ૧૦
નીચા મુખથી લાલ નીગળે, જયમ તરૂવરથી પાણિમા,
ફાટા મૂખમા ફરે મક્ષીકા; જયમ જીવિત શબ જાણિમા નિં૦ ૧૧
શ્વાસોશ્વાસ તણે સંધાને, પોહોળા રહે મુખ વાયુમા,
પ્રાણ અપાન પરસ્પર વેહેતે, જયમ ૩ભસ્રાનો વાયુમા. નિં૦ ૧૨
ઉકાળાનૃ ઉચીષ્ટ પાણી, પાછું વદને પેસેમા,
સાજા અંગ શિથિલ થઇ જાયે, તંજ્યે પૃષ્ટે બેસેમા નિં૦ ૧૩
કૃષ્ણ કથાના કાયર તેહેને, તં આવ્યે સહું ટોકેમા.
તોપણ નિર્લજ થઇને તે જન. નીચે વદને ઝોકેમા નિં૦ ૧૪

૧ રોકી ૨ દેખાડે ૩ ધમણ.

ગાયનની પણ ગતિ રહે નહિ, થાય બાવરી બુદ્ધિમા,
બોલે તે બિન બોલ્યા સરખું, જાય શ્રવણની શુદ્ધિમા. નિ૦ ૧૫
વસ્ત્ર ખસેને વરૂવાદીસેં, તાને ન પડે તાળીમા,
સોડય સાથરે રજાઈ તેહેને, તે ન સકે સંભાળીમા. નિ૦ ૧૬
પડે હાથપગ પોહોળા કરીને, માહાનીદ્રામાં મળીયામા,
બલીષ્ટને પણ બે શુદ્ધિ હોય, જયમ અજગરના ગળીયામા નિ૦ ૧૭
સમિપ વાજા કોય વજાડે, ગાયકવા ગુણ બોલેમા,
તેહેમાનું તેં કાંઈ શુણે નહિં, તૃ જેહેને શીર ડોલેમા. નિ૦ ૧૮
સજીવને તૂ અજીવ સરખા, કરે કારચ રૂપેમા,
તૂં આંચેથી સ્મરણ સકલતે, પડે કારચમે કૂપેમા. નિ૦ ૧૯
કૃષ્ણજનોના રહે કલ્યામાં, આમંત્ર્યા પછી આવેમા,
વાહાલા તૃજને વિષ્ણુતણા જન, ભ્રાતિ વીનાના ભાવેમા. નિ૦ ૨૦
સરાફ જ્યમ સાહુકારોને ઘર, લેહેણુ લેવા તેડેમા,
તે વેળા તે દામ ગણીલ્યે, કાર્ય વિશે નવ્ય છેડેમા. નિ૦ ૨૧
દેવાલીયાનો જ્યારે દીકરો, પરણે ત્યાહા અટકાવેમા,
એમ તૃ હરિ વિમોખોને હરીના, શ્રવણ થકી સટકાવેમા. નિ૦ ૨૨
પરમેશ્વરના પ્રેમ વિનાના, હુ હુ કરતા હીંડેમા,
શિશ્નોદરના સદા સ્વાદિયા, ત પણ તેહેનેં પીડેમા, નિ૦ ૨૩
મરણ તણો ડર માથેં તોપણ, ચિત્તા ન ધરે ચિત્તમા,
કૃષ્ણ કથા શુણતા તું રોકેં, નરને તેહ નિમિત્તેમા. નિ૦ ૨૪
જાણે છે તૂં જયે જડબુદ્ધિ, તે ન કથાના કામીમા,
તેહેને લોચન ચઢી તૂં બેસે, સદા શુણેં શિર નામિમા. નિ૦ ૨૫
કૃષ્ણરામ તે કહે કરગરી, દયા આણ્ય તૂ દેવીમા,
મજકિકરની કૃષ્ણભજનની, વેગ બચ્યાવિ લેવિમાં. નિ૦ ૨૬

ચી. ૯ પ. ૧૨

## કીર્તન ૧૪૬ મું.

આવોને જગદંબે અતિ ઉતાવળારે,
કોય પ્રકારેં મુજને ન પડે કળ મા;
અંગોઅંગ થયાં છે માહારાં આકળાંરે,
બિરૂદાળી તું બતાવ્ય તારૂં બળ મા. ૧
તનુજને કયમ તરછોડયો ત્રિપુરે મા તમેરે,
દિન દાસના દેવિ ન જુવો દોષમા,
જ્ઞાનહિનની ગોષ્ટી તમને કયમ ગમેરે,
તે માટે શુ મન મમ કિધું [1]મોષ મા આ૦ ૨
ગો બ્રાહ્મણ પ્રતિપાલક ગુણવંતી તમેરે,
શેવકને શુ ઉપજાવે સંતાપ મા,
વત્સલતા વિમળે તારી જાશે વહીરે,
આળસ કિધે જાય અલબેલી આપ મા આ૦ ૩
કિંકર કેરા કંઠ જશે સુકાઇનેરે,
પાઈશ નહિ જો પ્રીતી પયનુ પાન મા,
રંક ઉપર જો રમા રહીશ રીસાઇનેરે,
તો શોષણ થાશે તાહારો સંતાન મા. આ૦ ૪
કમલે કોહોને જઈને હું તે કરગરૂંરે,
બિરૂદાળી જો તૂ ન કરે બિરૂદાશ મા,
ઠગ પંક્તિમા તેણે હું નિશ્ચે ઠરૂં રે,
હેત ન દેખાડે તો હોયે હાસ મા આ૦ ૫
અંતર જણવતો જનની તુજ બિરૂદે કરીરે,
માહારે માથે સમર્થ તું છે સહાય મા;
હાસ કરી તે ધિરજય માહારી કાં હરીરે,
એટલા વાસ્તે ઉર માહારૂં અકળાય મા. આ૦ ૬
શુ સર્વજ્ઞ થઇને સંશય પાડીયોરે,
વરદરૂપિણી વાહાલપણુ વિસારિ મા;
કીંકરની પંક્તિમાથી કાં કાહાડીયોરે,
ધુંધ્ય બરોબર કીધો તેં શુ ધારી મા આ૦ ૭

---

૧ મદ.

અલબેલીજી' મુજને તાહારો આશરોરે,
જેવો તેહેવો જનની હુ તુજ જાતમા;
[1]ધાત્રી થઇને ધીરજ્ય માહારી કાં હરોરે,
વિમલે વિશ્વાસીનિ ન કરો ઘાતમાં. આ૦ ૮

ન્યેહ નજર જો મજને ન કરો ન્યેહથીરે,
વહિ જાશે આ વિમલ વપુ તો વ્યર્થ મા;
દેવીની કરૂણા બિન દુર્લભ દેહથીરે,
અર્ભકનો તો એકે ન સરે અર્થ મા. આ૦ ૯

કોણુ ઉપાય કરી શકુ હુ કલિકાલમાંરે,
જનની જો તું દેખાડે નહી જોર મા,
બળ કચહાથી ઉપજેરે મા મુજ બાળમાંરે,
બુદ્ધિ વિના હુ કેટલો કરૂ બકોર મા. આ૦ ૧૦

કરૂણા તાહારી કિકર ઉપર જો થશેરે,
તારી કઈ ને તરીશ તેણુ તરત મા,
જયોખ થશે ને જંજાળો સેહેજયે જશેરે,
પ્રીતિ નજરે મિટશે પુનરાવર્ત્ત મા. આ૦ ૧૧

શક્તિ સાહેબ સજ્જન સહિતા તેડજ્યોરે,
રસ્તે જ્યે રીત્યે હોય રૂડા રંગમા,
ખબર કરવા રથને વેગે ખેડજ્યોરે,
અલબેલી આળસ નવ્ય કરશો અંગમા. આ૦ ૧૨

વાટચ જુવુ છુ વર્ષા ચાતકના સમિરે,
હઠી ગયા છે હેત વિનાથી હાલમા;
સાંભળજ્યો અરજી કહુ છું શીરસા નમીરે,
કીંકર તાહરો કૃષ્ણુરામ કંગાલ મા. આ૦ ૧૩

વી. ૯ પ. ૧૭

---

[1] માતા.

## કીર્તન ૧૪૭ મું.

માહારિ મતવાલીરે મા, શેવકને સન્મુંખ થા, ધ્રુ૦ ૧
તાહારી અમૃત ઝરતી આંખ્ય, તેણિયે જનની જનને ઝાંખ્ય,
મેહેર કરી મુંને માહારો જાણી, દેવી જિતાવ્ય દ્દા. મા૦ ૨
અંબે તાહારો આશ્રય એક, છલ છાંડીને મનાવ્ય છેક;
કિંકરને એમ કહે કલ્યાણી, ગોવિંદ ગુણ તું ગા. મા૦ ૩
તું તો ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ, આ અરભકની ઉતારય આળ,
જીવ તણુ શુ જોર ચાલશે, ન્યાહાલી જો તું ન્યા. મા૦ ૪
જનની વાટય જુવે છે જાત. મજને કયાહારે કેહેશે માત,
લ્યે બેટા કહી વસ્તુ આલશે, ખુશ થઇને તું ખા. મા૦ ૫
બિરૂદાળી તરછોડે બાળ, તેની કોઇથી નોહ્યે સભાળ;
માટે પોષણ કરવું માહારૂ, ચિત્ત ધરી તું ચ્યાહા. મા૦ ૬
પડિયો પ્રપંચ જલમા પૂત્ર, તેહેનુ શક્તિ ખીચવા સૂત્ર,
તારણી બિરૂદ નિભાવી તાહારૂ, ધવ ધવ વાહારે ધા મા૦ ૭
દેવી દુર્લભ આપી દેહ, છત્ય જણવી નવ્ય દેવો છેહ,
પ્રીતિ કરી તે પૂરણ કરવા, શીઘ્ર હાથ તું સાહ મા૦ ૮
કિંકર કૃષ્ણરામને કાજ, અંબે આળસ તજીને આજ,
સેવકના સંતાપ હરવા, [2]પ્રીતિ પય ચટ પા મા૦ ૯
વી૦ ૧૫ પા૦ ૩

---

## કીર્તન ૧૪૮ મું.

છાંની શુ રહે છત્યવાલી, બોલે કાં નહિ બિરૂદાલિ. ધ્રુ૦ ૧
અંબે અનેક જોઇ અપરાધ, બાલકનો નવ્ય કરવો બાધ,
હું તે [1]કિંકરકો આગળ જઇ, કરગરીશ કાળી. છાં૦ ૨
માહારે માથે તૂં છે નાથ, હઠય મૂકી ધરય માહારો હાથ,
આશ્રિત જનથી કા અવળી થઇ, ભૂંડાપણુ ભાળી. છાં૦ ૩

૧ દાસ ૨ પ્રેમરૂપી દુધ

તાહારી કરૂણા પાખે કાંઈ, ભલુ ન ભાસે આ ભવ માંહિ,
શોભે તેટલી સત્તા તાહારી, નિશ્ચય કરી ન્યાહાળી. છાં૦ ૪
અંબે મજને જયેહ અદ્રષ્ટ, સન્મુખ થઇને જણાવ્ય સ્પષ્ટ,
અનૂકૂલ થઈ ઉતારય માહારી, જન્મ મરણ ગાળી. છાં૦ ૫
આપ્યો દેહ અનૂપમ જેહ, માહારો વ્યર્થ જાય છે તેહ,
અંબે કાં થઈ બેસે આડી, કોહોણે તું ખાળી. છાં૦ ૬
કલબલ કરતાં જાય છે કાળ, શક્તિ સાહેબ લ્યે સભાળ,
કૃષ્ણરામને માથે માડી, ગાજય વિઘ્ન જવાળી. છા૦ ૭

વી. ૧૫ પ. ૫

---

## કીર્તન ૧૪૯ મું.

હુકુમ દીજિયે માત ભવાનિ, હુકુમ દીજે. ધ્રુ૦ ૧
વિશ્વેશ્વરી હુ વાટય જુવુ છું,
મા નિશ્ચય બતાવ્ય નિશાની. હુ૦ ૨
જાગતિ જયોતિ મા તૃ છે જગતમા,
તુંને ધારિ સકે કોય ધ્યાંની હુ૦ ૩
વિદ્યા અવિદ્યા વશ છે તિહારે,
તુને ઓળખે શુ અભિમાની હુ૦ ૪
અલબેલી તાહારો અપાર મહિમા,
તુંને ગાઇ સકે કોય જ્ઞાનિ હુ૦ ૫
ચંડી તુજને ચરણ નમ્યા વિના,
કઇ ભોગે હઠીલા હાની. હુ૦ ૬
માટે દેવી મુને દરશણ દેવા,
વેગે બોલાવ્ય માહારો માની. હુ૦ ૭
જયે જયે ઉત્તમ કૃત્ય બને તે,
સહુ મા તાહારી મેહેરબાની. હુ૦ ૮
અળગુ કરય આવરણુ અનાદી,
માહારો ગ્રથી છોડય મન મહાંની. હુ૦ ૯

કુઈની બોલી ફૂલરૂપી કરચ,
દેવિ દિવ્ય સદા તું દાની. હુ૦ ૧૦
બે જણ બોલાવ્યેથિ આવિયે,
તેથિ પહેલાં ન ઉપડે પાહાંની હુ૦ ૧૧
કૃષ્ણરામને કરૂણા કરી તો,
હવે ઓછિ ન રાખવિ આંની. હુ૦ ૧૨

વી. ૧૫ પ. ૯

---

## કીર્તન ૧૫૦ મું.

શરણ આવ્યો તુંને, મેહર કરચ મા મુંને,
કષ્ટ તે કહું કુંને, માત માહારાં.
પ્રણતને પાળ્ય મા, દૂ:ખ નિર્દાળ્ય મા,
શક્તિ સંભાળ્ય મા, બિરૂદ તાહારા. શ૦ ૧

અવળા ઉઠાવથી, દેવાના દાવથી,
પાપ પ્રસ્તાવથી; દિલમા દાઝુ.
વિકળતાથી વહું; સંકટોને સહુ,
કષ્ટ કેટલું કહું, જનનિ ઝાઝુ. શ૦ ૨

દેવાથી દિલ ડરે; આવ્યો છુ આશરે,
તુજ વિના કો કરે પક્ષ માહારી.
કળને ઉઘાડય મા; કષ્ટને કાહાડયમા,
દ્રષ્ટિયે પાડય મા; વ્યક્તિ તાહારિ. શ૦ ૩

જનની નજ જાતનેં, ઓલખાવો તાતને,
મન તણી વાતને માત જાણો.
પૂર્ણ કરિ કામને, હેતે દેઇ હાંમને,
શ્રીકૃષ્ણરામને કરૂણા આંણો. શ૦ ૪

વી. ૨૨ પ. ૨૧

---

# કળિકાળનો ગરબો.

અરજી અમારી એક; સ્વામીની સાંભળિયે મા,
છળ કરવો તજી છેક, મેહેર કરી મળિયે મા. ૧
આદી નીરંજન બ્રહ્મ; નીર્વીષેશ નીર્ગુણ મા,
કાલ સ્વભાવ ને કરમ, તે ત્યંહાં તુજ બીન કુણ મા ૨
પુરૂષ પ્રક્રતી મહત્તત્વ; વૈકારીક તૈજસ મા,
તામસ તમ રજ સત્વ, શબ્દ સ્પરશ રૂપ રસ મા ૩
ગંધ ભૂમી જલ તેજ, વાયુ વીયત વેશે મા,
સકલરૂપી થઈ સેહેજ, બહુચર તૂં બેસે મા. ૪
નેત્ર નાસીકા કરણ, ત્વક રસના રંગી મા,
પાયુ ઉપસ્થ કર, ચર્ણ વાણી વેશે વ્યંગી મા ૫
દશ દીશાઓ [1]દીનેશ; વાયુ વરૂણ ચીન્હે મા,
મૃત્યુ [2]પ્રજેશ [3]સુરેશ; દેવ વીષ્ણુ વન્હિ મા. ૬
મન બુદ્ધિ ચીત્ત અહંકાર, રૂદ્ર વીરંચી શશી મા,
ક્ષેત્રજ્ઞ સહીતા ચ્યાર, વેષથી તૂ વીલશી મા. ૭
વાસુદેવ અનીરૂદ્ધ; પ્રદ્યુમ્ન સંકર્ષણ મા,
સ્વપ્ન સુષૂપ્તી પ્રબુદ્ધ, તૂર્યા તૂજ સગુણ મા ૮
પ્રાણ અપાન સમાન, નાગ કુરમને કૃકર મા,
ધનંજય વ્યાન ઉદાન, દેવદત્ત તૃ ચર મા ૯
ચૈતન હતૂ જયે ચ્યૂપ, ભેદ ભાસ્યૂ તુજથી મા,
પ્રથમ પૂરૂષનું રૂપ; અવભાસ્યુ અજથી મા. ૧૦
પુરૂષ અંગથી પવીત્ર; ગર્ભોદક નીરમ્યુ મા,
સરજ્યૂં સમષ્ટી વીચીત્ર, વિશ્વ ત્યહા વીરમ્યું મા. ૧૧
સપ્તાવરણ સમેત; કઈક વરષ પોહોડયું મા,
શક્તી કરીને સંકેત, જયે અંશે જોડયું મા ૧૨
બીજો પૂરૂષનો વેશ; નારાયણ ન્યાહાળ્યો મા,
આશ્રિત તત્વ અશેશ ભીન્ન કરી ભાળ્યો મા. ૧૩

---

૧. સૂર્ય ૨. રાજા ૩ ઈંદ્ર.

ભાશી રહ્યું બ્રહ્માંડ, વેશ વૈરાજવડે મા,
પ્રથમ કરી નીજ પીંડ, જયે સહુ ભાજે ઘડે મા, ૧૪
બ્રહ્મ કલ્પમાં જયેહ; વેશે [1]વીરંચી થયા મા,
તપ તપ સાંભલી તેહ, દરશને દાખી દયા મા. ૧૫
ચતું શ્લોકી ઉપદેશ; ભાગવત જયેહ ભણ્યૂં મા,
દેવી એ તુજ ઉપદેશ, જેથી આ વિશ્વ બણ્યૂ મા ૧૬
પદ્મ કલ્પને વાર; નાભી થકે નીકળ્યા મા,
[2]દીશ જોતાં મુખ ચ્યાર થયા તે તાહારિ કળા મા. ૧૭
અંગી કરી તુને [3]આઇ; માંડયું વીશ્વ કરવા મા,
જાણે અજાણે જાઈ, પ્રથમ પંચ પરવા મા ૧૮
આવરણ અસ્મીતા રાગ, દ્વેષ અભીનીવેષ મા,
ભાશ્યા પછી બે ભાગ, જુદા જીવ ઇશ મા. ૧૯
જરાયુજ ઉદ્ભીજ સ્વેદ, અંડજ એ ચ્યારે મા,
ભાશ્યા ભૌક્તીક ભેદ, તુજથી તો ત્યારે મા. ૨૦
પરા વાક પશ્યંતી, મધ્યમાને વૈખરીમા,
વેદરૂપી વિધી અંતી, વાંણી તૂ વીસ્તરી મા ૨૧
ત્રિવિધ વિવીધના લોક, વાશી સરવ વશ્યા મા
માની હરખને શોક, ધંધે સરવ ધશ્યા મા ૨૨
વિદ્યા અવિદ્યા જયેહ, [4]શક્તી શક્તી તાહારી મા,
જીવ ઇશની દેહ, નીરખાવે ન્યારી મા ૨૩
સરવજ્ઞ સર્વાધાર, વ્યાપક સચરાચર મા
અચીંત્ય શક્તિ અપાર, એ લક્ષણ ઈશ્વર મા. ૨૪
અજ્ઞ અને અપરોક્ષ, પરાધીન પેખ્યો મા.
વાંચ્છિ બંધથી મોક્ષ, દીન એ જીવ દેખ્યો મા. ૨૫
ભવ બ્રહ્મા રવી શેષ, વાસુદેવ ગણપતી મા.
વસ્તુ વિશે એ વિશેષ, ભાશ્યા તે તવ ગતી મા, ૨૬
જીવ પરસ્પર ભેદ. ગાયા તુજ ગુણથી મા,
વસ્તુ વરણુવે વેદ, કળના થાય કુણથી મા. ૨૭

---

૧ બ્રહ્મા ૨. દીશાઓ ૩ મા ૪ હે દેવી

તત્વ મસીને વિવેક, દૂર ઉપાધી થકે મા;
જીવ ઇષ બે એક, સમજી કોણુ સકે મા ૨૮
ઇશ કોટીના જીવ, સનકાદિક સરખા મા,
સમજે સ્વરૂપી શીવ, પૂરણુ તે પરખ્યા મા. ૨૯
એક રૂપ મા અંગ, બળથી બે કીધા મા,
પ્રકૃતી પૂરૂષને સંગ, લીલાએ લીધા મા. ૩૦
નિત્યાનિત્ય વિભાગ, જડ ચૈતન જુજવા મા;
લક્ષ તીહારે લાગ, વળતાં એ વિવિધ હવા મા. ૩૧
નીર્ગુણુ બ્રહ્મ અરૂપ, કરતા તે કીધુ મા,
શક્તી તે સબલ સ્વરૂપ, તેં તુજમા લીધુ મા. ૩૨
આવરણે અંતરાય, જીવ શીવમાં પાડયા મા,
જયમ જાણ્યા નવ્ય જાય, ઘોળ રચ્યો ઘાડો મા. ૩૩
જીવને જગદાધાર, વિસરીયા જ્યાહારે મા,
વીધ વીધ વીષયાકાર, તૂ પસરી ત્યાહારે મા ૩૪
તાહારૂ તેહ સ્વરૂપ, તે તુજને રાચે મા,
ભોળવી ભારે ભૂપ, સહુ શીર તૂં નાચે મા ૩૫
પુરૂષ થયા પરવશ્ય, ભ્રાતી વડે ભૂલ્યા મા,
રંચન સમજે રહેસ્ય, ડાહાપણુમા ડુલ્યા મા. ૩૬
પુરૂષ પ્રકૃતીનો વિનોદ. ઘટ ઘટમા નિત્યે મા,
સત્ય કરીને શોધ, કુણુ ચિત્તે ચીત્તે મા. ૩૭
હુંપદ તે શુ હોય, ઢંગ વીના હુકે મા,
જીવ ન સમજી જોય, હું હું કરિ હુકે મા ૩૮
અનીત્ય તણૂં અભીમાન, તનુ દેખી તાણે મા,
દ્રવ્ય તણૂ ધરી ધ્યાન, મન મમતા માણે મા ૩૯
ધરમ અરથને કામ, મોક્ષ થકે મોટા મા;
માંને મન ધરી માંન, તો ચીત્તમા ચોટા મા. ૪૦
અસંભાવના એક, વીપરીત તે બીજી મા,
તેથી તજાય ન ટેક, રજમા રેહે રીઝી મા. ૪૧
ગાય વેદ ગુણુ દોષ, વસ્તુ સમાન વીષે મા;

મન કીધું તે મોષ, તેણુ કાંઇ ન દીસે મા. ૪૨
અછતા પ્રગટયાં આપ, જન્મમરણ જાડાં મા;
કરમ પુણ્યને પાપ, એ તે ઘાલ્યા આડાં મા. ૪૩
હું કરતા મજ હાથ, હું કરૂં તે થાશે મા;
એ માનીને અનાથ, વેહે છે વીશ્વાસે મા. ૪૪
વાહાલો કરી વેહેવાર, જર ઝાઝા જોડયા મા,
કાળ થઈને સવાર, ઘાલે ત્યહાં ઘોડા મા. ૪૫
કહિક ગવાયે ગીત, કહી દંપતી રડતાં મા,
કહિ રગડે [1]નવનીત, કઇ માંચે શડતા મા. ૪૬
કઇકિ પૂત્રને કાજ્ય, ભૂતલમાં ભટકે મા,
કઇકિ બશથી વાજ્ય, આવીને સટકે મા ૪૭
ઘણા પૂત્રનો તાત, કહીક મરે વગડે મા,
કહિ માઠી થઇ માત, સુત સહુને રગડે મા ૪૮
કઇકિ પૂત્ર પરતાપ, ગતી વૈકુંઠ મળે મા,
કઇક તણા માબાપ, ભૂત થઇ રઝળે મા ૪૯
મરચા પૂત્રની માત, કહિક ધરે છે હબક મા,
કહીક પૂત્રથી તાત, માર સહે મસ્તક મા ૫૦
કોય તાતનું તંન, જઈ ગયા શ્રાદ્ધ કરે મા;
કોય શ્રાદ્ધને દીન, લડિ રડી આખ્ય ભરે મા. ૫૧
કોય કહે નહી તંન, પીતરાઈ દમશે મા,
કોય કહે નહિ અન્ન, સુત સહુ શુ જયમશે મા. ૫૨
કોય કહે શુ ખાઉ, કો કહે નળ્ય ભાવે મા,
કોય કહે ક્યહા જાઉ, મોહોત મુને નાવે મા. ૫૩
કોય કહે પરદેશ, જઇને હૃણુ વાલું મા,
કઇકિ વગોઇ વેશ, કૂંકે દેવાલુ મા ૫૪
કોય કરવત લ્યે શીશ, ખાય ભૈરવ જપ મા,
આપનાર મળે ઇશ, કોઇ કેહે છે નહિ ખપ મા. ૫૫
કોય કુંઆરા [2]મૂલ, કઇને બહુ નારી મા;

[1] માખણુ [2] પુત્ર.

કઇ પેહેરે પટકુલ, કઈ કથા ધારી મા. ૫૬
કહિક નીગારખે નાદ, બઢે દોલત જ્યાદા મા;
કઇક મૂકી મરયાદ, પૂઠય પળે ૧યાદા મા. ૫૭
વચન માત્રથી કયહાંક, ધનના ઢગ થાયે મા,
ક્હિક મળે નહી ટાક, જો જાવે ૨જાયે મા. ૫૮
કઈ કરવા બહુ ૨માળ, પછીત કહ્યા શીચે મા,
કઇક થઈ બેહાલ, વગનૂ ઘર વેચે મા ૫૯
કઇ ૩આતપ કે છાય, ૪લેહેતા નથી લેશે મા,
કઇ નીત્યે અથડાય, ૫કાશદ પરદેશેમા. ૬૦
કઇક છતે નવ્ય ખાય, દાટે ધન ધરણી મા,
કઇક વીદેશે જાય; પરહરીને ૬પરણી મા. ૬૧
કઈ જનકારાગાર, બાધ્યા બુમ કરે મા,
કઈ જનને સિરદાર, શીશે છત્ર ધરે મા ૬૨
કઇ બેઠાને કાજ્ય, ઉભો રળે ધાહાડીમા,
કઇક સમારી સાજ્ય, નિત્ય હાંકે ગાડીમા, ૬૩
કઇ કરતા સેલ, બાગ બાગ રોકીમા,
મોહોર કરીને મેહેલ, કહિ બેસે ચોકી મા. ૬૪
કોય શીર અત્તર ચ્યાર નીત્ય નવા ચઢતા મા,
કોય શીર મુગ્દર માર, પથ વીષે પડતા મા. ૬૫
કોય કમોધના ભાત, આરોગે ઉન્હા મા.
કહી આવે નહી હાથ, જોઈતા જવ જુના મા. ૬૬
કોય જયમે નહી અન્ન, વ્યાજ ગણે અટકલ મા,
કોય પારકે ધંન, ભોગે ભોગ સકલ મા. ૬૭
કઇ કરી જાયે ધુર્ત્ત; સોનુ લેઇ સૂનૂમા,
મહિ ખણુતા મલે મૂર્ત્ત, કોયને ધન કુહુનૂં મા. ૬૮
પતીવ્રતાની પેંરય કઈ કાંતા પાળે મા,
કઇ યુવતી મુખ ઝેર, બોલીને બાળે મા. ૬૯

૧ શરીર જતુ રહે. ૨ મેડા. ૩. તડકો ૪. જાણુતા. ૫ ટપાલો.
૬. આને મુકીને.

કોય પેહેરે નવ સાત, મનગમતા ઘરણાં મા.
કોઇ વેઠીને શત્ય, નિત્ય હળે હરણા મા, ૭૦
કઈ પરગામી નારય, તોહે પ્રીયપતીને મા.
કહિક વગર વ્યભીચાર, આળ ચઢે સતીને મા. ૭૧
કહી સાસુને સાત, પાગ્ય પડે વહુ વર મા,
કહી બહુ સુતની માત, અથડાતી ઘરઘર મા. ૭૨
કંઇ બંધ્યા શીર ગાલ, લોક તણી સાંખે મા.
કંઈ વીધવા જયણી બાલ, જઈ ટાંકે નાંખે મા. ૭૩
કઈ રાગણીયો ગવાય, તાંન નવાં ઉઠે મા,
કઈ કેહેતી હાય હાય, કામિનીયો કૂટે મા. ૭૪
કઇકિ પતી પરીવાર, છલથી જાય છાડી મા,
કંઇકિ પામતી પ્રહાર, કઇ રઝળે રાંડીમા. ૭૫
કંઇક દયા કરી દાન, દે વાળી મૂઠી મા,
કંઇક કરે જઈ જયાન, લ્યે ઉલટૂં લૂટી મા. ૭૬
કઇ પરણીને પ્રાહાર, વાક વિના કરતા મા;
કઇ દોડે પરદાર,ની પૂઠ્યે ફરતા મા. ૭૭
વિપ્ર વિષ્ણુનો વેશ, માની કઇકિ નમે મા,
કઇક કરે ત્યહા દ્વેષ, સેહેજ્યે નીત્ય દમે મા. ૭૮
કઇક તજી ઘરબાર, જાયે વીરાગી થઇ મા,
કઇકિ પરાઇ નારય, ઘાલે ઘરમા ગ્રહીમા. ૭૯
કો સ્વારથને કાજ, વાત કરે આડી મા,
કોય રાખેં પરલાજ, કઇક કરે ચાડીમા. ૮૦
કોય સહજની વાત. લેઈ લડાઇ લડે મા.
કોઇ સહે શીર ઘાત, તોપણ પાગ્ય પડે મા. ૮૧
કોય પૂરણ ¹ધનપાત્ર, દાન નદ્યે દમડી મા,
કોયે વેચી નીજ ²ગાત્ર, અરપે તેહ ઘડી મા. ૮૨
કઇ પોસે પરપ્રાણ, કઇ ફાંશી ઘાલે મા,
કંઇક પારકિ હાણ્ય, દેખી મન માહાલે મા. ૮૩

---

૧. ધનવાળો. ૨. શરીર.

વગર નોતરે કોક, જઇ જયમવા ઝૂકે મા,
કઇક સગાંનો શોક, માંની જયમણ મૂકેમા. ૮૪
કંઇક સમારે રૂપ, જોય્ય કરે જોતેમા,
કઇકિ પડે જન કૂપ, પ્રાણ તજે પોતે મા. ૮૫
કઇક કરી અભીમાન ગરથવડે ગડતા મા,
તજી નાસીકા કાન. કઇ ગરદભ ચઢતા મા. ૮૬
કઇકિ રીકામા લોક બેસે ચાવડીયે મા,
કૃષ્ણ કથાથી કોક, નવરા નહી ઘડીયેમા. ૮૭
કોય દાતણ પણ દક્ષ, વાઢે નહી વાટે મા,
કોય પીપ્પલનાં વૃક્ષ, કાર્ય વિના કાટેં મા. ૮૮
છતેં ધને કંઇ મંદ, કાંઇ નથી કેહે છે મા,
અછતે પણ આણંદ, રાખી કોય રહેંમા, ૮૯
કંઇક પરાઇ પીડય, કારણ વગર કરે મા,
કોય વેઠીને ભીડય, પરના કષ્ટ હરે મા ૯૦
કંઇ સજ્જનનો શોધ; કરતા નીત્ય ફરેં મા.
કૂડી વાતમાં રોધ, કંઇ [1]ખાંતેથી કરે મા. ૯૧
જીવ દયા પ્રતીપાલ, કઇ કરી ઉગારે મા.
કઇ જન પસરી જાલ, પશુ પક્ષી મારે મા. ૯૨
કઇક પરાઇ નારય; ને માને માતા મા,
કંઇ વેશ્યાને દ્વાર, જોય્ય થકી જાતા મા. ૯૩
અંતર રાખી કાત્ય, કઇ મુખ મીષ્ટ વદે મા,
ભાસવા દે નહી ભાત્ય; રહે કઈ રીઝી રૂદે મા. ૯૪
કઇ જન કુટીલ વચન; ભ્રમથી નીત્ય ભાંખે મા,
કંઇ સજ્જન લહી મંન; સમર્થ પણ સાખે મા. ૯૫
લક્ષ ફોજમાં એક, જઇ કહે કે જાશો મા,
કઇક તજીને ટેક; કેહે નાસો નાસો મા. ૯૬
કંઈ પ્રથવીને કાજ્ય; આહારવગે ભોગે મા,
કે મૂકી નિજ રાજ્ય; યત્ન કરે યોગે મા ૯૭

૧. ધારીને.

જન કઇ ગુણુ નહ્ય જોય; દોષ સદા દેખે મા,
અવગુણમાંથી કોય; ગુણુ લેખે લેખે મા. ૯૮
કંઇક કરે સત્કર્મ; કૃષ્ણાર્પણ દ્વારા મા,
આદરે કઈક અધર્મ; કુસંગ કરનારા મા. ૯૯
કંઇક સૂંપે શીવલીંગ, ઉપર શીશ કમલ મા,
કઈ વલગાડે વ્યંગ; સત્યવાદીને શમલ મા. ૧૦૦
દેહેને કંઇ દે દંડ; પંથ ભલે પેસે મા,
કંઉ ચલવી પાખંડ, બાવા થઇ બેસે મા ૧૦૧
કંઇ વૈષ્ણવને વેશ; શિવ નિંદા સાધે મા,
કંઇ ઉત્તમ ઉપદેશ, થી હરી આરાધે મા. ૧૦૨
કંઈક કરીને યજ્ઞ, ઇંદ્ર થવું ચ્યાહાવે મા,
કઈક લગાવી લગ્ન, નીત્ય ગંગા નાહાવે મા ૧૦૩
કોય ભણીને વેદ, શાસ્ત્ર સકલ જાણે મા,
તોહ્યે ન જાંણે અભેદ, ત્યમનુ ત્યમ તાંણે મા. ૧૦૪
વગર ભણે કઇ વાત, સાભલતા સમજ્યે મા,
શાહાણુપણે સાક્ષાત, તરત વીકાર તજે મા. ૧૦૫
કઇક વધારે કેશ, કઇ મુંડન કરતા મા,
કંઇક બને દરવેશ, કે કોપીન ધરતા મા. ૧૦૬
કંઇ પૂજંતા પીર, પેંગાબર મૌલા મા,
કઇક રહે [2]પીનીર; કઇ ઝુલે ઝોલામા. ૧૦૭
કઇ જપતા જપ જોર, ઉજવલ કઈ મેલા મા,
કઇ તપસી ધરી [1]તોર; ચતુર કરે ચેલા મા. ૧૦૮
કઈ કાવડય લે કંધ; નગન પગે ચાલે મા,
કંઈ બાંધી કર બંધ, દંડવત ઘાહાલે મા, ૧૦૯
વાંચે કંઇક વિખાણુ, જૈન સ્વરૂપ બણી મા;
કંઈક કહે કલ્યાણુ, આશીરવાદ ભણી મા ૧૧૦
કંઇક જનોને ટેવ, નીત્ય ચાલે આડા મા;
પ્રસન્ન થવા દેવી દેવ, મારે [3]અજ પાડા મા. ૧૧૧

---

૧. ધારીને ૨ પાણી પીને રહે. ૩ બકરા.

કઈક કહે બલવાન, કર્મ તણૂં કરવું મા;
ગમે કઈકને જ્ઞાન,થી ભવ જલ તરવુ મા. ૧૧૨
કંઇક કહે યશ શુદ્ધ, મેળવીયે મોટો મા;
કંઇક થઇને [1]પ્રબુદ્ધ, કહે ભવને ખોટો મા ૧૧૩
કંઈ માને સંસાર, સહીત હરી સાચા મા,
નીત્યાનીત્ય વીચાર,મા કઇ જન રાચ્યા મા. ૧૧૪
કોય જૂદા કહે જીવ, ઇશ થકે અલગામા;
કોય જીવને શીવ, વારૂ કહે વલગા મા. ૧૧૫
કોય કહે વૈરાગ, માની રહો મનમહા મા;
કોય કહે શાંનો ત્યાગ, કરીયે બીજુ કયહાં મા ૧૧૬
કોય કહે વન જઇ રામ, ભજીયે મન ભાવે મા;
કોય કહે નીર્મળ, નામ ને ચઢીયે નાવે મા. ૧૧૭
કોય કહે સગુણાકાર,થી, નીર્ગુણ ન્યારો મા,
કોય કહે એક અપાર, ધ્યાન વડે ધારો મા ૧૧૯
કો કહે સાચી શક્ત, સેવો કષ્ટ હરે મા,
કો કહે ભગવદ્ ભક્ત, થાઓ તો અર્થ સરે મા ૧૧૯
કો કહે મારો મન, જીવન મુક્ત થશ્યો મા,
કો કહે ભાવે ભજન, કરચે વૈકુઠ જશ્યો મા. ૧૨૦
કો કહે કષ્ટને કરમ, લાગ્યુ તે જન્મ થયા મા;
કો કહે ભાસે ભરમ, લક્ષ થકે ન લહ્યા મા ૧૨૧
કો કહે સદ્દગુરુ શર્ણ, થાઓ તો સમજ પડે મા,
આધુ ખસે આવર્ણ, તો શુદ્ધ શોધ જડે મા. ૧૨૨
કોય કહે શ્રીકૃષ્ણ, કોય શીવ શીવ કેહે છે મા;
કોઆક પૂછે પ્રશ્ન, કોય ઉત્તર દેછે મા. ૧૨૩
કળના કયમ કરી થાય, સમજી શુ સકીયે મા;
જન્મ વ્યર્થ વહી જાય, બોધ વિના બકીયે મા ૧૨૪
વિશ્વેશ્વરી એ વેશ, છે સઘલા તાહારા મા;
આત્મ સ્વરૂપમાં એષ, નીત્ય ન્યારા ન્યારા મા ૧૨૫

---

૧ જ્ઞાની.

શું માંની મન માંહી, હું રીઝું ખીજું મા;
તુજ વિનાનુ કાંઇ, આહારય નથી બિજુ મા. ૧૨૬
કામ રૂપીયા પાશ, થી સહુને ચલવે મા;
પુરૂષ કરયાં તેં દાસ, અબલાના અલવે મા. ૧૨૭
કનક અને કાતાય, ભવસાગર ભમરી મા;
ત્યહાં તણાણા જાય, ડાહ્યા ને ડમરી મા. ૧૨૮
કોણુ કળે તુજ ગત્ય, મોટી મહા માયા મા,
વેઠે સર્વ વીપત્ય, ઘેલાને ડાહ્યા મા ૧૨૯
માનવ મુકી માન, જો તુજને નમશે મા;
ગોવીંદજીના ગાન, તો ગાવા ગમશે મા. ૧૩૦
નજરબંધીનો ખેલ, તે તાહારો જાણે મા;
મુકી મનનો મેલ, માધવ શુ માણે મા ૧૩૧
કરૂણા કરીને કષ્ટ, તું ^૧ચેહેનાં ૧કીલે મા,
સકલ રહી સમદ્રષ્ટ, ચાલે તે ચીલે મા ૧૩૨
દૂર્લભ માનવ દેહ, આ અવસર આવ્યો મા,
નારાયણી કરી ન્યેહ, કર માહારો સાહાવો મા ૧૩૩
ઓળગી અકલ ન જાય, માતા મતવાલી મા,
નીત્ય નમુ તુજ પાય, કરૂણા કરય કાલી મા. ૧૩૪
કૃષ્ણુરામ કંગાલ, ચરણુ શરણુ તાહારે મા,
નજર કરી કરય નીહાલ, વેહેલી ચઢય વાહારે મા. ૧૩૫
સવત્ સહીકા અઢાર, ગ્યુમોત્તયર ફાગણુ મા,
વદ્ય પડવે શશીવાર, ગરબો લીખ્યો પૂરણુ મા. ૧૩૬

દોહા.

તક એકસો માતરી, સવત દુહા સમેત;
ગરબાની મા શુણી કરો, કૃષ્ણુરામ શુ હેત ૧૩૭

વી ૨૬ પ. ૧

---

૧ કાહાડે.

## મુસલમાની ભાષામાં

### ગજલ.

### કીર્તન ૧૫૨ મું.

બંદે નિવાજ લેના, મેરી સલામકું,
સાહબ દેદાર દેના, અબમો ગુલામકુ બદે. ૧
બડા મે થા બે વાકબ, શહે કુરાનકા,
તકસીરબાજ તિન સૂં, હુઆ પુરાનકા. બંદે ૨
કમબકિતકીની મેને, બિસારી બંદગી,
કયા જાન સકુ કુદરત, પડામે ગંદગી. બદે. ૩
અન્હા બસુ અંદરકા, ચસ્મુકું ન સુઝયા,
બારસકે પાનીસુ, વેતાપ ન બુઝયા બદે. ૪
દો જખમ ગિરનેકી, કીનીમે ચઢાઇ,
કરના ગુના જો માફ, વે બડોકી બડાઇ. બદે. ૫
સાહેબકી વલિયોકી, સોબત મિલાવના,
દરદીકા હસ્ત ધરકે, નેકી ચલાવના. બદે. ૬
ઠિરાવના કદમ્મે, મોં મન હરામકુ,
જમિયતહિ ખુબ કરની, અબ કૃષ્ણરામકું બદે. ૭

તી૦ ૩૩ ૫૦ ૧

---

## ઈશ્વર સ્તવન વિષે.

### ગજલ.

### કીર્તન ૧૫૩ મું.

મેં દાસ દાસ તિનકા, ઉદર્ક ઉદયમે,
ગુણ ગિરિવર ધરજીકે, પ્રિય જયાકે હૃદયમે. મે ૧
અંતર અણું ન ભાસે, જયાકુ હરિહરમે,
અખિલાત્મ એક દ્રષ્ટિ, જયાકું ચરાચરમેં. મેં. ૨

ઉરે ન અહમમતા, વપુ આદિ વિરક્તિ,
નવધાદિ જ્યાકું ભાવે, બિન ભેદકિ ભક્તિ. મે. ૩
સદ્વસ્તુ ગુપ્ત અરપે, સત્પાત્ર હસ્તમે,
જ્યાકે ઉરે ન ઉઠે, સ્પૃહા સમસ્તમેં. મેં. ૪
શ્રીકૃષ્ણ કીર્તિ સુનતે, આનંદ ઉર બઢે,
તન્મય બને જ્યો તિનકું, રસ ચિત્તકું ચઢે. મે. ૫
જ્યો લોકલાજ તજકે, પિવેસુધા કથા,
ગાવે ગોપાલ કીત, માને ન કો વ્યથા. મે. ૬
ઐસેકિ સંગતીસુ, શાંતિ રહે સદા,
બિન સંગ કૃષ્ણુરામકો, ન છુટે આપદા મે. ૭
વી૦ ૩૩ ૫૦ ૨

---

ગજલ.

## કીર્તન ૧૫૪મુ.

નદન વે નદજીકા; તરણી સુતા કે તીર,
દેખે હે સંગિજીન કુ, સબહી સખા અહીર. નદ૦ ૧
કાનુમે મકર કુંડલ; કેસર તિલક લલાટ,
જ્યા માહે જરકસીકા, પસરેહે જરકે પાટ. નંદ૦ ૨
પખિયાં પેંછોગા કલકી, મૃગ મદકિ બિંદિ ભાલ,
શિર પેચ શિરો ઉપર, ઉરવે જયતિ માલ. નં૦ ૩
ભુજ બાજુ બધ બાંધ્યો, કર કનકકે કડા,
વનભૂષણ સબ સજકે, નટવર વપુ ખડા. નં૦ ૪
પાઉંપેં બજે નૂપુર, થેઈ થેઇ તાનસુ,
મધુરિ બજાવે મુરલી, સુર સપ્ત તાનસું. નં૦ ૫
ચિતવનિ ચપલજ્યાકી, દુનાહે નેંનમે,
ભ્રૂ યુગમેં રહે ભુરકી, સુખકારિસે નમેં. ન૦ ૬
નવઘનસિ છબી જ્યાકી, મન્મથકે મન મથા,
કૃષ્ણુરામ દરસ દેખ્યે, છુટેગો સબ વ્યથા. નં૦ ૭
વી ૩૩ ૫ળ ૧

ગજલ

## કીર્તન ૧૫૫ મુ.

શ્યા હું મે કૃષ્ણજી સું, ઇતની હિ આસકુ,
દયાનિધાન દીજે, મેં ગરિબ દાસ કું. શ્યા૦ ૧
વિષ્ણુ વિરચિ શિવમેં અણું માત્ર ભેદકી,
મત ઉપજ્યો મો મનમેં બુદ્ધિ અભેદકી. શ્યા૦ ૨
ભગવજ્જન કિ નિંદા, વસિયો ન વાંણિમેં,
ઉર ઉલટિ આશક્તિ, પ્રગટો ન પ્રાંણિમે. શ્યા૦ ૩
બહિરમુખોકી બોલી, મો મનમે મત વસી,
એક કૃષ્ણકા ભરૂસા, સ્થિર ચિત્તમેં વસી. શ્યા૦ ૪
ભક્તિરસે ભિંજાઇ, રહો હૃદય વૃત્તિયો,
દુરિ ખસો કામાદિ, વિષયા વિપત્તિયો. શ્યા૦ ૫
સંતોસું બનો સોબત, સુનવેકું સત્ કથા,
મિટાઓ મેહેર કરકે, વે વિરહકી વ્યથા. શ્યા૦ ૬
ગુણ ગિરિવર ધરજીકે, ગીસુ ગવાઈયો,
યોં કૃષ્ણરામ કિંકર, કુ નાથ નિવાહિયો શ્યા૦ ૭
વી ૩૧. ૫. ૧.

## કીર્તન ૧૫૬ મું.

### આરતી કૃષ્ણની.

જય જય સગુણ સ્વરૂપી, પુરૂષોત્તમ પોતે, (૨)
દેવકીનંદન પ્રગટયા, વસુદેવને જોતે. જયદેવ જયદેવ ૧
દિવ્ય રૂપ દેખાડયુ, દ્રષ્ટિ સફળ કરવા; (૨)
અવતરયા અવની તલનો, ભાર અતુલ હરવા. જય ૨
અમિત ઇશ્વરતાને, ઉદય કરી આપે, (૨)
કીર્તિયો જેની શુભતા, કલિમલને કાપે જય. ૩
સુરનાં કષ્ટ શમાવા, સ્વ વચન સિદ્ધ થવા, (૨)
સંતને નિર્ભય કરવા, [૧]આવિર્ભાવ હવા. જય. ૪
એમ પ્રતીતિ આપો, કહું છુ શિરનાંમી, (૨)
કૃષ્ણરામને કેશવ, સન્મુખ થાઓ સ્વામિ, જય. ૫
વી. ૭ ૫ ૧૭.

---

૧ પ્રકટ

## કીર્તન ૧૫૭ મું.

### આરતી રામચંદ્રની.

જય કૌશલ્યા નંદન, દાશરથી રામ; (૨)
જનકસુતાના જાની, દુર્વાદલ શ્યામ. જય. ૧
લક્ષ્મણ ભરત શત્રુહણ, ત્રણ્ય વ્યુહ સંગે; (૨)
નિરવધિ અવધે ઉદયા, નિજ જનને રંગે. જય. ૨
અધર્મ [1]શાર્વર હરવા, ધર્મોદય કરવા; (૨)
સવિતાન્વય શોભાવા, આવિર્ભાવ હવા. જય. ૩
પુણ્ય કીર્તિ પ્રગટાવા, દુષ્ટ નિકર દલવા, (૨)
પ્રગટયા પ્રેમી મનોરથ, સકલ સફલ ફળવા. જય. ૪
નામ નાવથી તારો, તે પ્રતીતિ દીજે; (૨)
કૃષ્ણરામને કેશવ, કાંઇક કૃપા કીજે. જય ૫

ની ૭ ૫ ૧૭

---

## કીર્તન ૧૫૮ મુ.

### આરતી હનુમાનની.

અંજનિ તનય નિરંજન, ભંજન ભવ ભયના. (૨)
દાસજ દાશરથીના, ભંજન [2]અઘચયના, જય૦ ૧
રંજન ભક્ત હૃદયના, ગંજન મન્મથના, (૨)
કિંકર કંજનયનના, પ્રિયકર પારથના. જય૦ ૨
જનક સુતાતા જીવ, [3]કનક નગરદાહી,
પ્રબલ પયો નિધિ લંઘક, અબળાનુ ગ્રાહી જય૦ ૩
શંકરના અવતાર, કિંકરના કામી, (૨)
પદરથ ચારી પોતે, સમરથ છો સ્વામી. જય૦ ૪
કિંચિંત કરૂણા કરિયે, સંચિત શમવાને, (૨)
કૃષ્ણરામના મનને, કૃષ્ણમાં રમવાને, જય૦ ૫

ની ૧૭ પત્ર ૧૭

---

૧ અધર્મ રૂપી રાત્રી, ૨. પાપના સમુહને નાશ કરનાર ૩ લંકા.

## કીર્તન ૧૫૯ મું.

### આરતી પંચાયતનની

જય પુરૂષોત્તમ પુરણ, પ્રભુ પંચાયતન, (૨)
સેવક જન સુખદાતા, અતિ ૧કરૂણાયતન. જય૦ ૧
ગણપતિ ચંડી ભાસ્કર, શ્રીપતિ શીવ નામ, (૨)
એક રૂપ છો બહુ વિધ, ઇશ આપ્ત કામ. જય૦ ૨
શ્વેતાંબર ધર ગજ મુખ, પરશુ કર ધરતા, (૨)
નામ મંત્રના જપથી, વિઘ્ન વિલય કરતા. જય૦ ૩
સકલ સિદ્ધિયો અરપે, સકામથી સેવી, (૨)
નિષ્કામી ને નિજ સુખ, દે દાતા દેવી. જય૦ ૪
તનુધારીની તંદ્રા, ઉદય થઇ ટાળે, (૨)
આભ્યતર અજુવાળિ પ્રેમીને પાળે. જય૦ ૫
નાના ધરી અવતાર, કષ્ટ સકલ કાપે, (૨)
ભક્તજનોને ભાવે, વાંછિત પદ આપે. જય૦ ૬
ગુણ ધરતા પણ ગંધ, અંગે નવ્ય લાગે, (૨)
સેવંતા સેવકની ભવ ભાવટય ભાગે, જય૦ ૭
પંચ એ બ્રહ્મ સ્વરૂપ, અંતર નવ્ય ગણિયે, (૨)
ભેદ વિનાનું જોવુ, સદ્ગુરૂથી ભણિયે. જય૦ ૮
સાચે ભાવે શરણે, થાતા અર્થ સરે, (૨)
કૃષ્ણરામ કહે નિશ્ચય, તે ભવ સિંધુ તરે. જય૦ ૯

વી. ૭. ૫ ૧૮.

---

## કીર્તન ૧૬૦ મું.

### આરતી શંકરની.

જય જગદીશ દયાનિધિ, વરદ વિજયકારી, (૨)
ભવભય ભંજન શંકર ચિન્મય અવિકારી. જય. ૧

---

૧. કરૂણાનું સ્થાન.

તમ સ્વરૂપી ત્ર્યંબક, શશિશેખર શભો
પીત જટાશિર રાજિત, સુંદર સ્વારતાંસો જય. ૨
રવિ શશિ પાવક લોચન કંઠે રૂંઢ માળ (૨)
વિભૂતિ વિલેપન અંગે, કર ડમરૂ રસાળ. જય. ૩
નીલકંઠ ઉમયાપતિ, સર્વાંતરયામિ (૨)
સ્મર્ણ માત્રે સુખ કર્ત્તા, શિવ ત્રિભુવન સ્વામી જય. ૪
દેવ દેવ સર્વેશ્વર સચરાચરવાસી (૨)
ઉત્પતી સ્થિતિ લયકર, અક્ષય અવિનાશી જય. ૫
ઇતી નિરાજંન ગીત, મહ મમર્ની ગત્વા (૨)
નિવેદયે તવ પ્રીત કૃષ્ણુરામ નત્વા. જય. ૬

વી૦ ૭ પા૦ ૧૮.

---

## કીર્તન ૧૬૧ મું.

### આરતી કૃષ્ણુની.

જય જય સખા વિજયના, સંશયતા હારી (૨)
સૂત બિભત્સુનાકર, તોત્ર વેત્ર ધારી જય ૧
યથાર્થ ધર્મ અર્જુનનેં, સમજાવ્યું સાંને (૨)
અકલૈશ્વર્ય વિભૂતિ, ઓળખાવ્યાં ધ્યાંને જય ૨
વિશ્વરૂપ દેખાડયું, અર્જુનને આપેં (૨)
ટાળિ અહં મમતા જ્યમ, લિપાય નહિ પાપેં જય ૩
પાર્થ તણી પ્રારથના, પૂર્ણ કરી પોતે (૨)
કીશધ્વજ કર કૌરવ, સંહારિયા જોતે. જય ૪
જીષ્ણુ વિષ્ણુની જોડી, હૃદય રહો નિત્યેં (૨)
કૃષ્ણુરામને કૃષ્ણ, પ્રતીત થાવો પ્રીત્યે જય. ૫

વી૦ ૨૮ પ૦ ૨૨

પ્રથમ ભાગ સમાપ્ત.